# આ લેખકનાં પુસ્તકો

## નવલકથાઓ

- ૧. સંજીવની ૪—૦
- ૨. પ્રાયશ્ચિત્ત ભા. ૧ ૩—૮
- ૩. ,, ભા. ૨ ૩—૮
- ૪. જાગતા રે'જો પૂર્વાર્ધ ૨—૮
- ૫. ,, ઉત્તરાર્ધ ૨—૦
- ૬. મંગલમૂર્તિ ૨—૦
- ૭. ફૂટેલાં સુવર્ણપાત્રો ૪—૮
- ૮. વનવાસ ૪—૮
- ૯. ૯ ઑગસ્ટ ૪—૮

## નવલિકાઓ

- ૧૦. અંતરની વાતો ૩—૦
- ૧૧. ઝાંઝવાંનાં જળ ૨—૮
- ૧૨. અંતરની વ્યથા ૧—૪
- ૧૩. ત્રણ પગલાં ૩—૦
- ૧૪. અખંડ જ્યોત ૨—૮
- ૧૫. વિદાય ૨—૮
- ૧૬. છેલ્લો પ્રયોગ ૩—૦

## રાજકારણ

- ૧૭. ચલો દિલ્હી ૫—૪
- ૧૮. ગાંધી–ઝીણા મંત્રણા ૧—૮
- ૧૯. અગ્નિપરીક્ષાને અંતે ૩—૦
- ૨૦. આસામ ૦—૮
- ૨૧. સિંધ ૦—૮
- ૨૨. સરહદ ૦—૮
- ૨૩. લેખો અને પ્રવચનો ૩—૮

## ચિંતન

- ૨૪. લગ્ન–એક સમસ્યા ૨—૮
- ૨૫. લગ્નસાધના ૨—૮
- ૨૬. પ્રેમ અને પુરુષાર્થ ૭—૮

## સંસારચક્ર

- ૨૭. પતિદેવ ૦—૯
- ૨૮. અખંડ સૌભાગ્યવતી ૦—૯
- ૨૯. તીર્થસ્વરૂપ પિતાશ્રી ૦—૯
- ૩૦. ચિ. કુમાર ૦—૯
- ૩૧. માતુશ્રી ૦—૯
- ૩૨. ચિ. સુકન્યા ૦—૯
- ૩૩. સાસુજીની સેવામાં ૦—૯
- ૩૪. પુત્રવધૂ ૦—૯
- ૩૫ નણંદબા ૦—૯
- ૩૬. ભાભી ૦—૯
- ૩૭. ભાઈ અને બેન ૦—૯
- ૩૮. સૌ સગાંને ૦—૯
- ૩૯. કુમાર સાથે જીવનચર્યા ૦—૯
- ૪૦. ,, લગ્નચર્યા ૦—૯
- ૪૧. કન્યા સાથે જીવનચર્યા ૦—૯
- ૪૨. ,, લગ્નચર્યા ૦—૯
- ૪૩. યુવક સાથે : જીવન અને કર્તવ્ય ૦—૯
- ૪૪. ,, દાંપત્ય જીવન ૦—૯

# ૯ ઑગસ્ટ

લેખક

સોપાન



પ્રાપ્તિસ્થાન

જયહિંદ બુક ડીપો

સી. પી. ટેંક, મુંબઈ-૪

પહેલી આવૃત્તિ
જૂન, ૧૯૪૭





પ્રાપ્તિસ્થાન
જયહિન્દ બુક ડીપો
સી. પી. ટેન્ક, મુંબઈ નં. ૪.

મૂલ્ય સાડાચાર રૂપિયા

મુદ્રક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ, સ્વાશ્રય મુદ્રણાલય, સૌરાષ્ટ્ર રોડ, રાણપુર : કાઠિયાવાડ (B. S. Ry) પ્રકાશક : સામ નેકસાતખાન, હમારા હિંદુસ્તાન પબ્લિકેશન, રાજાબહાદુરવાડી, હમામ સ્ટ્રીટ, કોટ, મુંબઈ-૧.

## કહેવાનું કે...

"ઑગસ્ટ પ્રકાશન મંદિર" તરફથી મહાગુજરાતના જાણીતા નવલકથાકાર ભાઈશ્રી સોપાનના હાથે ૧૯૪૨ના રાષ્ટ્રવ્યાપી બળવાની ભૂમિકા પર રાષ્ટ્રના ભગીરથ પ્રયત્નનો જ્વલંત ચિતાર "૯ ઑગસ્ટ" માં હૂબહૂ રજૂ થયો છે. "૯ ઑગસ્ટ" રાષ્ટ્રના સંકલ્પબળની પ્યારી તસવીર છે, પ્રત્યેક હિન્દીઓના હૃદયમાં એ યુગયુગ સુધી ચિરંજીવી રહેશે–બલકે એશિયાના પરાધીન મુલકોને એ સતત પ્રેરણાદાયી બનશે. આવી પ્રસંગકથા ગુજરાતી વાચકો પાસે રજૂ કરતાં અમોને અત્યંત હર્ષ થાય છે.

"૯ ઑગસ્ટ" ખૂબ વહેલાં પ્રગટ થવાનું હતું. ઘણાં કારણોને લીધે અતિ મોડું થયું છે એનું અમોને ભારે દુઃખ છે. પુસ્તકના સારાનરસાપણા વિષે અમારે કંઈ કહેવાનું નથી, તેના વાચકો તેનો ઇન્સાફ તોળશે.

ઑગસ્ટ પ્રકાશન મંદિર પોતાના આદર્શ પ્રમાણે આ પુસ્તક મહાગુજરાત પાસે રજૂ કરી પોતાનો આનંદ માણે છે. હવે પછી ભાઈશ્રી સોપાનનું બીજું પુસ્તક, સામાજિક–રાજકીય હિંસા અને અહિંસાના અટપટા સવાલો ઉપર વાર્તાલાપરૂપે **"યુવાનોનું મનોમંથન"** પ્રગટ થશે. આશા છે કે મહાગુજરાતની પ્રજાને એ ઉપયોગી સાબિત થાય.

મુંબઈ
તા. ૨૦–૫–૪૭

**નરભેશંકર પાણેરી**
**વિઠ્ઠલ ઝવેરી**
**સંચાલકો**

# પ્રયોજન

આજથી ચારેક વર્ષ પહેલાં, ૧૯૪૩ની શરૂઆતમાં ઑગસ્ટ-ક્રાંતિને કારણે જ કાશ્મીરમાં રહેવાનું થયું હતું. ત્યાંથી દર અઠવાડિયે આ નોંધપોથી 'પ્રવાસી' માટે મોકલવાનું શરૂ કર્યું. જાહેર ન થવા માટે લેખક તરીકે નામ રાખ્યું હતું: 'વનવાસી'. લગભગ પંદર પ્રકરણો એ વખતે 'પ્રવાસી'માં છપાયાં. એ પછી રાજકીય કારણોસર એનું પ્રકાશન બંધ રહ્યું. મારું લખવાનું પણ ત્યાં જ અટકી પડ્યું. પણ મનમાંથી રાજેનનું પાત્ર ખસ્યું નહોતું. ઑગસ્ટ-ક્રાંતિની અસર પણ મનમાંથી દૂર થઈ નહોતી. બધું લખી નાખવાનો ધક્કો સતત લાગ્યા કરતો હતો. કામના અતિશય દબાણમાં નિરાંત મળતી નહોતી એટલે ત્રણ વર્ષો વીતી ગયાં. અંતે આ પાનાંઓમાં રાજેનની રોજનીશી લખી નાખી છે. એમાં જે તારીખો આપી છે તેને બનેલા બનાવો સાથે બહુ સંબંધ નથી, એમાં જે આલેખ્યું છે તે બરાબર એવું જ બન્યું નથી, છતાં ઑગસ્ટ-ક્રાંતિની જે હકીકતો આજ સુધીમાં બહાર આવી છે અને મેં પોતે જે જોયું-જાણ્યું-અનુભવ્યું અને સાંભળ્યું છે તેને તો વફાદાર રહ્યો જ છું.

ઑગસ્ટનું આંદોલન શરૂ થયું "હિંદ છોડો"ના નાદથી. ભારતવર્ષે કરેલી એ પ્રતિજ્ઞા આજે તો પૂર્ણ થવાની તૈયારીમાં છે, પરંતુ રાજેનની નોંધપોથી લખવાનું જ્યારે શરૂ કર્યું ત્યારે દૂરદૂરના આકાશમાં પણ આશાકિરણ દેખાતું નહોતું. એ વખતે ક્રાંતિની જ્વાળાઓ શમી ગઈ હતી. જનતા થાકીને લોથ થઈ ગઈ હતી. મિત્રરાજ્યો રોજ ને રોજ વિજયના શંખો ફૂંકતાં ગુમાવેલા પ્રદેશો પાછા મેળવતાં હતાં. ભારતના કર્ણધાર અહમદનગરના કિલ્લામાં અને આગાખાન મહેલમાં બંદીવાન હતા. હિંદુસ્તાન ક્યારે આઝાદ થશે, કેમ આઝાદ થશે, તેની કલ્પના આવી શકતી નહોતી. આખા દેશમાં ભયજનક શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. આજે, જ્યારે એ નોંધપોથી પ્રસિદ્ધ થાય છે ત્યારે, અંધકાર વિખરાઈ ગયો છે. આંખ સામે જે હિમાલયો દેખાતા હતા તે ખસી ગયા છે, મુક્તિની ઉષા ક્ષિતિજમાં પ્રગટી ચૂકી છે અને આઝાદીનો રસ્તો સાફ થઈ ગયો હોય એવું દેખાય છે.

આ સ્થિતિ કોણે નિર્માણ કરી તેની ચર્ચાનો આજે શો અર્થ છે? બ્રિટનના પશ્ચાત્તાપ કે પરોપકારવૃત્તિનું આ પરિણામ હશે? જગતનાં મહારાજ્યોના બળાબળમાંથી આ સ્થિતિ નિર્માણ થઈ હશે? ગાંધીજીની શુદ્ધ અહિંસાનો આ વિજય હશે? '૪૨ના બળવાની અને આઝાદ ફોજના પરાક્રમની આ યશકલગી હશે?—ગમે તે હોય, હિંદુસ્તાનનું જહાજ આઝાદીના કિનારાની લગોલગ આવી પહોંચ્યું છે એમાં શંકા નથી. અલબત્ત એ જહાજ કિનારે પહોંચશે કે કેમ તે વિષે શંકા જાગે એવું તોફાન આજે

મહાસાગરમાં ભિઠ્યું છે. જહાજની અંદર કાણાં પણ પડવા લાગ્યાં છે. જેના હાથમાં નૌકાનું સુકાન છે તેના પર ભારતીય પ્રજાને શ્રદ્ધા છે એટલે જ હતાશા આવતી નથી. છતાં જે ટૂંકો માર્ગ બાકી રહ્યો છે તે અત્યંત કઠિન છે એમાં સંશય નથી.

જગતના નકશા ઉપર જોઈએ તો વિશ્વયુદ્ધનો અંત આવ્યો છે, છતાં કોણ કહી શકે એમ છે કે જગતમાંથી ફાસીવાદ, નાઝીવાદ અને સરમુખત્યારી નાબૂદ થયાં છે? કોણ કહી શકે એમ છે કે જગતમાં શાંતિ અને પ્રજાસંઘની સ્થાપના થઈ ચૂકી છે?

એટલું ખરું કે હિટલર અને મુસોલિની મરી ગયા છે. જાપાનનો શહેનશાહ અમેરિકાના સેનાપતિ પાસે મસ્તક નમાવે છે. એટલું ખરું છે કે જગતમાં કોઈ સ્થળે મોટા પાયા ઉપર આકાશમાંથી આગ વરસતી નથી અને સૈન્યોની અથડામણ ચાલતી નથી, લોહીની નદીઓ વહેતી નથી અને સાગરને તળિયે માનવદેહો અને મહામૂલી મિલકતો ખડકાતી નથી.

પરંતુ શસ્ત્રસામગ્રીઓ તો વધતી જ જાય છે. અણુબૉંબના અખતરાઓ આગળ વધે છે. એથીયે ભયાનક શસ્ત્રો શોધાઈ રહ્યાં છે. ગુમતા વધી છે. ઝેર વધ્યું છે. અવિશ્વાસ વધ્યો છે. જગતની જે મહાસત્તાઓએ વિશ્વયુદ્ધમાં 'વિજય' પ્રાપ્ત કર્યો છે તે પરસ્પર આંખે ન દેખાય એવું યુદ્ધ ખેલી રહ્યાં છે અને ત્રીજા—અતિ વિકરાળ—વિશ્વયુદ્ધની તૈયારીઓમાં જાણે—અજાણે સૌ મશગૂલ બન્યાં છે.

મહાસત્તાઓના અગ્રણીઓની મંત્રણાઓ ચાલે છે. સમગ્ર રાષ્ટ્રોની પરિષદો પણ મળે છે. જગતશાંતિનાં સ્તોત્રો

પણ ઉચ્ચારાય છે. પરંતુ એ સપાટીની નીચે વેરઝેરના લાવારસ જ ઊકળતા માલૂમ પડે છે. એમ લાગે છે કે વિશ્વયુદ્ધ એટલા માટે પૂરું થયું છે કે સૌ થાકયા છે અને સૌને વિશેષ તૈયારીઓ કરવાની જરૂર પડી છે. હિંસામાંથી હિંસા અને ખૂનમાંથી ખૂન જ જન્મે એ સિદ્ધાંતનું સમર્થન થઈ રહ્યું છે.

અમેરિકા અને ઇંગ્લંડ એક દેખાય છે, પણ એક નથી. અમેરિકા હવે જગતના પ્રવાહોથી અલિપ્ત રહેવા માગતું નથી. બ્રિટનનું એ દોસ્ત દેખાય છે, પણ રશિયા સામે શક્તિ એકત્ર કરવા અને યુરોપમાં લાગવગ વધારવા. એ સિવાય બીજો ઉદ્દેશ દેખાતો નથી. બધા ખંડોમાં પથરાયેલું બ્રિટિશ સામ્રાજ્ય અમેરિકાનાં આર્થિક હિતોના વિકાસ માટે મહાન અંતરાય છે. જગતનો સૌથી સમૃદ્ધ દેશ અમેરિકા છે અને એ દેશ એવો સ્વયંસંપૂર્ણ છે કે એને બીજા કોઈની મદદની જરૂર પડે નહિ, પરંતુ એના અર્થલોભને આરોવારો નથી. આવો શક્તિશાળી દેશ જો ઇચ્છે તો જગતના ઉદ્ધારમાં મોટો હિસ્સો નોંધાવી શકે. કેટલીક વાર એની એવી વૃત્તિ દેખાય છે, પરંતુ આર્થિક હિતોનો સવાલ આવે છે ત્યારે એ વૃત્તિ દબાઈ જાય છે. બ્રિટનને આ દેશ તરફથી જો આર્થિક સહાય ન મળે તો યુદ્ધનો માર ખાઈને ઘાયલ બનેલું એનું આર્થિક જીવન ટકી શકે નહિ. આ સ્થિતિ અમેરિકા જાણે છે એટલે બ્રિટનની નબળાઈનો ઠીક ઠીક લાભ ઉઠાવે છે.

સોવિયેટનો વિચાર કરીએ તો એના બધા આદર્શો પાતળા પડી ગયા છે અને પોતાની ભૂમિની મર્યાદામાં જ સમાઈ

ગયા છે. સલામતીને નામે એણે અન્ય દેશોના હજારો માઈલના વિસ્તારો ઉપર પોતાની લાગવગ પાથરી દીધી છે. આ પગપેસારો હજી અટકયો નથી. ત્રીજા વિશ્વયુદ્ધ માટે ગંભીરમાં ગંભીર ભાવે એ તૈયારી કરે છે. અણુબોંબને નિષ્ફળ બનાવવાની અને એ કરતાંયે ખતરનાક શસ્ત્ર સરજવાની એની નેમ છે. આજે ચારે દિશામાં એનો દંડ ફરે છે અને બ્રિટન કે અમેરિકા સામાન્ય પોકારો પાડવાથી વિશેષ કાંઈ કરી શકતાં નથી.

અને બ્રિટન? હિંદને પોણા બસો વરસ સુધી ગુલામીમાં જકડી રાખનાર બ્રિટન આજે ભીડમાં આવી ગયું છે. એની મુત્સદ્દીગીરી હજી પરવારી ગઈ નથી, પણ તાકાત તો તૂટી ગઈ છે. એ જીવે છે ને જોર કરે છે એની મુત્સદ્દીગીરીને પ્રતાપે. અમેરિકા સાથે એણે બરાબર ગાંઠ વાળી રાખી છે. યુરોપના બીજા દેશોને પણ સોવિયેટનો ભય બતાવી સાથે રાખવાના પ્રયત્નો એ કરે છે. સામ્રાજ્ય છોડવું નથી છતાં એ છોડવાના પ્રયાસો એ કરે છે, કારણકે એમ કરવામાં અમેરિકાની મૈત્રી દૃઢ થાય છે અને સોવિયેટના રક્તપાત વિનાના આક્રમણની આડે અંતરાય ઊભા કરી શકાય છે. પણ એ તૂટી રહ્યું છે એમાં તો શંકા નથી. જો કશો ચમત્કાર એ ન કરી શકે તો થોડા સમયમાં મહાસત્તા તરીકેનું એનું સ્થાન એ ગુમાવી બેસે એવો સંભવ ઊભો થયો છે.

ચીન બીચારું આંતરિક સંઘર્ષોમાંથી મુક્ત થયું નથી. એક બાજુ રશિયા અને બીજી બાજુ અમેરિકા એની નીતિ ઘડતાં હોય અને એ બંને વચ્ચે અથડાતું લોહી-

લોહાણુ થતું હોય એમ જણાય છે. એ જાપાનથી મુક્ત થયું છે છતાં મુક્તિનો પ્રાણવાયુ હજી એને મળતો નથી.

જર્મની અને જાપાન ભાંગીને ભુક્કો થઈ ગયાં છે. એ બંને દેશો મહાસત્તાઓની વચ્ચે ઘોર અથડાણ જાગી ઊઠવાની રાહ જોતા હોય એવું લાગે છે. યુરોપના અન્ય દેશો બીચારા શેતરંજનાં પ્યાદાં જેવા બની ગયા છે. યુદ્ધ ગયું છે પણ એનો ભય ગયો નથી.

એશિયાની સ્થિતિ જરા જુદી છે. એ ગુલામ દેશોનો ખંડ છે. ત્યાં બળવાની આગ ચારે બાજુ ફેલાઈ ગઈ છે, પરંતુ હજી સામ્રાજ્યશાહી ભસ્મીભૂત થઈ નથી. ઇન્ડો-નેશિયા અને ઇંડો–ચાઈના લડયાં. લોહી વહેવડાવવામાં બાકી ન રાખી. આ બાજુ ઈરાન ઘવાયું છે અને પેલેસ્ટાઈનની છાતીમાં ખંજર ભોંકાયું છે. ઈરાન–અફઘાનિસ્તાન થરથરે છે. સારાયે મધ્યપૂર્વમાં એક જ દીવાસળીએ ભડકો જાગી ઊઠે એવો દારૂગોળો મહાસત્તાઓ તરફથી ખડકાતો જાય છે.

આફ્રિકા તો બીચારૂં બીચારૂં જ રહ્યું છે. ગોરાઓને ચરી ખાવાનું એ ખેતર હજી એ જ હાલતમાં છે.

જગતની આવી સ્થિતિમાં યુદ્ધ પૂરૂં થયું છે એમ શી રીતે કહેવાય ? દુનિયાના એકથી બીજા છેડા સુધી લાખો-કરોડો માણસો ઘાયલ થઈને પડયા છે અને કરોડો કુટુંબોના તારણહારો આ પૃથ્વી ઉપરથી વિદાય થઈ ગયા છે. જે બાકી રહ્યા છે તેમને ખાવા માટે પૂરું અન્ન નથી, પહેરવા માટે વસ્ત્રો નથી અને રહેવા માટે મકાનો નથી. જગતની આખી પ્રજાની જ્યારે આ સ્થિતિ છે ત્યારે જગતની

મહાન સત્તાઓ પરસ્પરના સ્વાર્થમાં અને ભાવિ વિશ્વયુદ્ધની તૈયારીમાં મશગૂલ છે.

જગતની આવી સ્થિતિ છે ત્યારે હિંદુસ્તાનની આવતી આઝાદી વધુ મીઠી લાગે છે. એવી આશા મનમાં જાગે છે કે જો હિંદુસ્તાન સ્વતંત્ર થશે તો જગતની શાંતિમાં મહાન હિસ્સો નોંધાવી શકશે. હિંદુસ્તાને સામ્રાજ્યવાદનાં દુષ્ટમાં દુષ્ટ પરિણામો જોયાં છે અને અનુભવ્યાં છે. હિંદુસ્તાન આઝાદ થયા પછી જગતમાંથી સામ્રાજ્યવાદનો નાશ કરવાના કાર્યમાં જોડાશે અને આ ધરતી ઉપર કોઈ ગુલામ ન રહે, કોઈ જાલીમ ન રહે તે માટે પ્રબળ પુરુષાર્થ કરશે. હિંદુસ્તાન આઝાદ થતાં બ્રિટન શાહીવાદી તરીકે તો નિર્બળ બનશે, પરંતુ જો એના કુટિલ નીતિનો ત્યાગ કરીને હિંદુસ્તાનની મૈત્રી માટે, સાચી અને સમાન મૈત્રી માટે, તૈયાર થશે તો હવે પછીનો દુનિયાનો ઇતિહાસ જુદી જ રીતે લખાશે આઝાદ હિંદુસ્તાન ચીનનું દોસ્ત બનશે. મધ્યપૂર્વના દેશો એના નાના ભાંડુઓ બનશે. દૂરપૂર્વ ઉપર એની અસર પડ્યા વિના રહેશે નહિ. આ સ્થિતિમાં આજનાં મહારાજ્યોએ સામ્રાજ્યના ભૂખ છોડવી જ પડશે. પરસ્પર સાચી મૈત્રી સાધવી જ પડશે.

આ શુભ દિવસ ક્યારે આવશે તે તો ભગવાન જાણે! કિનારે આવેલાં વહાણો ઘણી વાર ડૂબી ગયાં છે. હિંદુસ્તાનનું જહાજ કિનારે જ્યાં સુધી પહોંચે નહિ ત્યાં સુધી આપણે જંપી શકીએ નહિ, ઉત્સવો ઊજવી શકીએ નહિ. જે દિવસે એ જહાજ કિનારાની ધરતીને અડી જશે તે દિવસે આપણે જે ઉત્સવો ઊજવીશું તેમાં નવમી

ઓગસ્ટનો દિવસ 'સૌથી મહાન'-મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહીએ તો સપરમો દિવસ-બનશે. ઓગસ્ટ-ક્રાંતિમાં અહિંસાનું પાલન થયું કે કેમ તેની ચર્ચા રાજેને કરી છે એટલે અહીં હું કરતો નથી. આવડા મોટા દેશની લડાઈ આટલી અહિંસક રહી શકે તે પણ ઓછું નથી. ક્રાન્તિના જે મશાલચીઓ હતા તે માનવતાના પૂજકો હતા એટલી ખાતરી જો રાજેન કરાવી શકશે તો તેની નોંધપોથીનું પ્રકાશન સાર્થક થશે. મને તો ખાતરી છે કે કન્યાકુમારીથી કાશ્મીર સુધી અને કરાંચીથી કલકત્તા સુધી જ્યાં જ્યાં વિદ્રોહની આગ ફેલાઈ ત્યાં ત્યાં રાજેન જેવા જ ક્રાંતિના વીરો હતા. એમનાં દિલમાં હિંસા પ્રવેશે તોયે ટકી શકે નહિ. આગ પ્રગટે પણ તે બીજાને બાળી શકે નહિ, જાતે જ ભસ્મ થઈને પોતાની સુવાસથી સમગ્ર વાતાવરણને મહેકાવી મૂકે.

મુંબઇ
જલિયાંવાલા દિન : ૧૯૪૭ } સોપાન

# ૯ ઑગસ્ટ

## એક ક્રાંતિવીરની નોંધપોથીનાં પાનાં

# અ નુ ક્ર મ

૧

## મધરાતના અંધારામાં

એની બુદ્ધિ-શક્તિ વિષે બે મત હતા જ નહિ. વિરોધીઓ પણ સ્વીકારતા કે રાજેન જે કંઇ કરે છે તે પોતાની સ્વતંત્ર વિચારણાથી જ કરે છે. કોઈ પક્ષે ખેંચાઇ જવાનો એનો સ્વભાવ જ નહોતો. સ્વતંત્ર મિજાજનો એ જુવાન કોલેજના કોઈ પણ મંડળમાં જોડાઇ શકતો નહોતો. એનું વલણ હમેશાં જે પક્ષે ક્રાંતિનાં તત્ત્વો વિશેષ પ્રમાણમાં હોય તે પક્ષે જ રહેતું હતું, છતાં એ રાષ્ટ્રીય મહાસભાની આજ્ઞા સ્વીકારતો નહિ. 'કોંગ્રેસ સમાજવાદી પક્ષ' તો એને મવાળોનો પક્ષ જણાતો હતો. સામ્યવાદ તરફ થોડું આકર્ષણ હતું, પરંતુ સામ્યવાદીઓની કાર્યપ્રણાલી એને રુચતી નહિ. કોમી મંડળોનો તો એ દુશ્મન જ હતો.

નાનપણથી જ કંઈક કરી જવાની તમન્ના એણે સેવી હતી. હિંદુસ્તાનના સ્વાતંત્ર્યની વાત એને હમેશાં આકર્ષતી હતી પરંતુ એને જેમ ત્રાસવાદીઓમાં વિશ્વાસ નહોતો તેમ મહાસભાની, ગાંધીજીએ આપેલી અહિંસાની નીતિ ઉપર પણ શ્રદ્ધા નહોતી. એ કબૂલ કરતો હતો કે 'હિંદની આઝાદી માટે કોઈ નવો માર્ગ મને સૂઝતો નથી.' પરંતુ સાથે જ કહેતો કે 'એના અભાવે જેના ઉપર મને મુદ્દલ વિશ્વાસ નથી એવો માર્ગ તો હું નહિ જ લઉં.'

આવો સ્વતંત્ર મિજાજનો રાજેન ઑગસ્ટની નવમી તારીખે પ્રગટેલા દાવાનળમાં કેમ કૂદી પડ્યો હશે તેનું આશ્ચર્ય અને પણ થયું હતું. જે દિવસે અમદાવાદના માણેકચોકના એક મેડા ઉપર સ્ફોટક પદાર્થોની સામગ્રી સાથે એ પકડાયો તે દિવસે જ એ સમાચારથી હું ચોંકી ઊઠયો હતો. મેં માનેલું જ નહિ કે જે રાજેનને છેલ્લાં પાંચ વર્ષથી હું ઓળખું છું તે જ એ હશે. પરંતુ એ સમાચાર ખરા હતા અને રાજેન પણ એ જ હતો. પકડાયાની આગળની સાંજે જ એ મારે ત્યાં આવ્યો હતો. હમેશની રીત મુજબ હિંદના ફિલ્મઉદ્યોગથી માંડીને અમેરિકાના યુદ્ધઅંદાજપત્ર સુધીની ચર્ચાઓ એણે કરી હતી. મને કે મારાં પત્નીને લેશમાત્ર એમ નહોતું લાગ્યું કે આ બિરાદર ભાંગફોડની કોઈ ભયંકર પ્રવૃત્તિમાં પડેલા હશે !

અને તમે એને બરાબર સમજી શકો એટલા ખાતર એક ખાનગી વાત પણ મારે પ્રગટ કરી દેવી જોઈએ. દુનિયાની દૃષ્ટિએ રાજેન કુમાર હતો, પરંતુ અમે બન્ને જાણતા હતા કે એનું હૈયું એક કન્યાને સોંપાઈ ગયું હતું. અમારે ઘેર જ અને મારાં પત્નીની હાજરીમાં જ એ બંનેનું પ્રથમ મિલન થયું હતું. કમલિની અને રાજેન વચ્ચેના પ્રેમને જો હું યાદ કરું તો કદી માનું જ નહિ કે કમલિનીનો ત્યાગ કરવો પડે એવું કોઈ કૃત્ય રાજેન કરે—કરી શકે !

પણ નક્કર હકીકતની અવગણના મારે કે તમારે ન કરવી જોઈએ. રાજેન આજે તો સરકારે માનેલા ભયાનક ગુનાઓની સજા ભોગવે છે. સમાજના કેટલાક લોકો એનું નામ ઉચ્ચારતાં ભક્તિથી માથું નમાવે છે અને થોડાક

ડાહ્યા માણસો એને ભાન ભૂલેલો બેવકૂફ માને છે. બ્રિટિશ ન્યાયના આસન ઉપરથી જે ચુકાદો પ્રગટ થયો છે તે સિવાય મને એક પણ શબ્દ એવો સાંભળવા નથી મળ્યો કે જેમાં રાજેનને ભયંકર ખૂની કે કાવતરાંબાજ તરીકે કોઈ ઓળખાવતું હોય.

એક બીજી વસ્તુ પણ જાણવા જેવી છે. રાજેનનો કેસ ચાલ્યા પછી એના નામની આસપાસ અનેક કથાઓ ગૂંથાવા માંડી છે. કોઈ કહે છે કે એક લશ્કરી ગાડી એણે ઉથલાવી નાખી છે. બીજા કહે છે કે મુંબઈના કોર્ટમાં પણ એણે જ આગ ચાંપી હતી. ત્રીજું સંભળાય છે કે, અમદાવાદની મિલોમાં ભડકા જગાડનાર પણ એ જ હતા. અને ઘણા બોલે છે કે ગુજરાતમાં ઠેર ઠેર જે બૉમ્બ દેખાતા હતા તેની પાછળ એનું ભેજું કામ કરી રહ્યું હતું.

અને આટલેથી વાત અટકી નથી. આ બધાં કામો એણે કેવી રીતે કર્યાં, પૈસા ક્યાંથી મેળવ્યા, વેશપલટામાં એ કેવો હોશિયાર હતો, ક્યારે ક્યારે એણે પોલીસને થાપ આપેલી અને એની સાથે એક અજાણી છોકરી પણ કેટલાં બધાં પરાક્રમોમાં સામેલ હતી વગેરે કલ્પનારંગી કથાઓનો તો કંઈ પાર જ નથી.

પણ આ બધી કલ્પનાઓમાં સત્ય કેટલું છે તેની પ્રતીતિ મને થઈ છે. તમને પણ થાય એ આશાએ આ બધું હું લખી રહ્યો છું. મેં પ્રથમ જ કહી દીધું કે રાજેનનું નામ ભાંગફોડની પ્રવૃત્તિ સાથે જોડાયેલું છે એમ મેં જાણ્યું ત્યારે મને ભારે આશ્ચર્ય થયું હતું. પરંતુ હવે

એ આશ્ચર્યનો એક અંશ પણ મારા મનમાં નથી. રાજેનનું અંતર એના પૂર્ણસ્વરૂપમાં હું જોઈ રહ્યો છું. કઈ લાગણીના પ્રવાહોએ એને ખેંચ્યો અને કઈ વિચારણાએ એની બુદ્ધિને સંતોષ આપ્યો તે બધું મારી પાસે સ્પષ્ટ થઈ ગયું છે. રાજેનના જીવન ઉપરથી પડદો ઉપાડવાનો પ્રયત્ન બ્રિટિશ ન્યાયમંદિરે કર્યો છે તે અધૂરો છે અને તેથી જ એના સાચા સ્વરૂપને અત્યંત વિકૃત રીતે રજૂ કરે છે. હા, જે ગુનાઓ એના ઉપર આરોપાયા છે અને સાબિત થયા છે તે બધા સાચા છે. કદાચ એથી યે વિશેષ ગુનાઓ એણે કર્યા છે, પરંતુ એ સ્થૂળ હકીકતની પાછળ રહેલી પ્રેરણા ન્યાય-દેવતાએ જોઈ નથી, કદાચ એવું કશું જોવા માટે કાયદામાં અવકાશ જ નહિ હોય. બ્રિટિશ ન્યાયદેવતાની મૂર્તિ આંખે પાટા બાંધીને જ બેસે છે ને!

ગમે તેમ હોય, રાજેનના જીવનસ્રોતનું મેં ક્યાંથી દર્શન કર્યું તે તમને જણાવી દઉં અને તમને વધુ સમય જિજ્ઞાસામાં ખેંચવાને બદલે એ દર્શન, જો તમે ઇચ્છો તો, તમને પણ કરાવી દઉં.

આઠેક દિવસ પહેલાં કમલિની મારે ત્યાં આવી હતી. એની વય માત્ર અઢાર જ વર્ષની છે. એણે નવમી ઑગસ્ટે શું શું કર્યું તે કોઈ જાણતું નથી. સૌ એટલું જાણે છે કે તે દિવસે દેશનાં હજારો યુવક-યુવતીઓની સાથે એણે પણ કૉલેજનો ત્યાગ કર્યો હતો. ઘેર આવીને એ માત્ર એટલું જ બોલી હતી કે 'હવે તો સ્વતંત્ર ભારતની વિદ્યાપીઠમાં જ અભ્યાસ કરીશ.'

મારા કરતાં મારાં પત્ની સાથે કમલિનીને હમેશ વિશેષ ફાવે છે. એણે જ બે દિવસ પહેલાં મારાં પત્નીને રાજેન વિષે કેટલીક વાતો કરી હતી. અમે માનેલું કે કમલિનીનું અંતર ભાંગી પડયું હશે, પરંતુ એના અંતરની સ્થિતિ એથી ઊલટી જ હતી. એનું પૂર્ણ દર્શન મંગળમય છે. જે આધાર હું તમારા પાસે મૂકીશ તેમાં કમલિનીનું અંતર-કમલ પણ તમે નીરખી શકશો.

કમલિનીના ગયા પછી સુધાએ તરત જ મને બધી વાત કરેલી. હું એ સાંભળીને આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો હતો. એકાદ કલાક સુધી હું કશું બોલ્યો નહિ. સુધા તો ગભરાયેલા જેવી સ્થિતિમાં જ હતી. ધીમેધીમે મને વિચારો આવવા લાગ્યા. શા માટે રાજેને આવાં ભયાનક કૃત્યો કર્યાં હશે? પહેલો જ પ્રશ્ન મારા મનમાં ઊઠયો. એનો જવાબ કમલિની સિવાય બીજું કોણ આપી શકે? કમલિનીને બોલાવવા માટે મેં તુરત જ સુધાને મોકલી, પણ કમલિની ઘેર હતી જ નહિ. રાત્રે હું એને ઘેર ગયો, પણ ત્યાંયે એ નહોતી. એનાં માત-પિતા ચિંતાથી ઘેરાયેલાં હતાં. મેં જાણ્યું કે રાજેનને કોર્ટમાં રજૂ કર્યો તે દિવસે જ કમલિનીએ ઘર છોડી દીધું છે. મને એનાં માતા-પિતા સાથે વાત કરવાની ઇચ્છા થઈ આવી, પણ એ ઇચ્છાને રોકી હું પાછો ફર્યો.

રાતના લગભગ સાડાબાર વાગે મારા નાનકડા ઘરના બારણા ઉપર કોઈએ ટકોરા માર્યા. હું અર્ધજાગ્રત અવસ્થામાં હતો. સુધા દશેક મિનિટ પહેલાં જ હજી સૂતી હતી. હું ચમકીને ઊઠયો. બારણું ઉઘાડીને જોઉં તો પંદર-સોળ

વર્ષનો કોઈ કુમાર જણાયો. ના, એ ભ્રમ હતો. એક પળમાં મેં કમલિનીની મુખરેખાઓ પારખી લીધી. મારું મન અકલ્પ્ય ભયથી એક પળ માટે તો ઘેરાઈ ગયું, પણ તુરત જ મેં એને અંદર લઈ બારણાં વાસી દીધાં. કમલિનીએ સહજ રીતે મારા ઓરડામાં નજર ફેરવી લીધી. સુધાને સૂતેલી જોઈ એને ઉઠાડવાની મને સૂચના કરી. સુધા પણ એવા જ કોઈ સ્વપ્નમાં હશે એટલે મેં હાથ લગાડયો કે ઝબકીને જાગી ગઈ.

અમે ત્રણેય પથારીમાં જ બેઠાં. સુધાની આંખમાં ભય દેખાતો હતો. હું સ્વસ્થ હતો, છતાં મારી છાતી હજી ધડકતી હતી. કોમળ ફૂલ જેવો કુમાર અમારી સામે ટટ્ટાર બેઠો હતો. એના મોં ઉપર:ખરે જ એક પણ ભયરેખા નહોતી. એણે જ વાત શરૂ કરી.

'તમે આજે બે વખત મને મળવાનો પ્રયત્ન કર્યો તે મેં જાણ્યું, પણ હવે તો કદાચ હું કોઈ દિવસ તમને મળી શકીશ નહિ.'

કંઈ બોલ્યા વિના હું એની સામે જોઈ રહ્યો. એ આગળ બોલી:

'હું આજે આવી છું તમને સાચી હકીકતથી વાકેફ કરવા. તમે રાજેનની પ્રવૃત્તિ વિષે શું ધારતા હશો તે હું નથી જાણતી. હું શું માનું છું તે કહેવાની મારે જરૂર નથી. તમે જાણો છો કે એમની પ્રવૃત્તિઓ સાથે મારું નામ પણ જોડાયેલું છે અને તેથી જ મેં ઘરનો ત્યાગ કર્યો છે.'

'અત્યારે તમે ક્યાંથી આવ્યાં ?' સુધાથી સહસા પુછાઈ ગયું.

'એ હું તમને નહિ કહી શકું. મારી સાથેના સંબંધમાં તમારે હવે આ નિયમ જ સ્વીકારી લેવો પડશે કે હું જે કહું તેટલું જ માત્ર જાણવું. વિશેષ જાણવાની જિજ્ઞાસા ન રાખવી.'

'બરાબર છે.' હું બોલ્યો.

'અને મારા કે રાજેન વિષે કદી કોઈની સાથે વાત ન કરવી. મારું અહીં આવવું પણ ગુપ્ત રહેવું જોઈએ.'

'તે હું સમજું છું. રાજેન અને તમારી સાથેનો અમારો સંબંધ જે લોકો જાણે છે તેઓ જ્યારે પ્રસંગ મળે ત્યારે મને પૂછ્યા જ કરે છે.'

'એ સ્વાભાવિક છે, પણ તમારે મૌન તોડવું નહિ. તમારું અજ્ઞાન જ પ્રગટ કરવું. તમે જાણો છો ને, અત્યારે રાજેનનો કેસ ચાલી રહ્યો છે.'

'જાણું છું.'

'કોર્ટમાં જાઓ છો ?'

'હા.'

'તમારા મન ઉપર એની શી અસર થાય છે ? રાજેન અને મારા માટે સહાનુભૂતિ કે ધિક્કાર ?'

'મૂંઝવણભરી ભક્તિ !' હું ગંભીર સ્વરે બોલ્યો. મારા અંતરની એ જ સાચી સ્થિતિ હતી.

'તમારી મૂંઝવણુ તોડવા માટે જ હું આવી છું. અમારે ભક્તિની જરૂર નથી. અમે માગીએ છીએ સાચી સહાનુભૂતિ, જેમાંથી કોઈક દિવસ સક્રિય સહકારની ભાવના જાગ્રત થાય.' એમ કહેતાં જ એણે કોટના અંદરના ગજવામાંથી ચોળાયેલા કાગળોની એક ચોપડી કાઢી. રાજેનના અક્ષરો હું ઓળખી ગયો. કાગળની બંને બાજુએ ઝીણા ઝીણા અક્ષરે કંઈક લખેલું હતું. સર્વનાશક બૉંબને જોતો હોઉં એવા ભયથી એ અક્ષરો હું જોઈ રહ્યો. કમલિનીએ ચોપડી ઉપર એક ક્ષણુ નજર ટેકવી આંખો બંધ કરી અને પછી ધીમેથી હસતાં હસતાં એ બોલીઃ

'આને સાચવજો. એમાં હ્રદયના લોહીથી લખાયેલું એક જીવનચરિત્ર છે. અત્યારે નહિ, પછી એ વાંચજો, સુધાબેનને પણુ વંચાવજો અને તમારા પાસે રાખી મૂકજો. હા, જરા સંભાળીને રાખજો.'

'પછી ?'

'પછી એક દિવસ મારો પત્ર તમને મળશે ત્યારે એ તમારા અને રાજેનના મિત્રો વચ્ચે ફેરવજો. જાહેરમાં તો આની પ્રસિદ્ધિ સ્વરાજની સરકાર સ્થપાયા પછી જ થઈ શકશે.'

'શબ્દે શબ્દે રાજદ્રોહ ભર્યો હશે !'

'ના, શબ્દે શબ્દે આઝાદીને ઝંખતા આત્માનું મંથન ભર્યું છે. રાજદ્રોહ જેવું કંઈ છે જ નહિ. નથી ઉપદેશ કે નથી પ્રચાર. એ તો ઉગ્રતમ મનોમંથનની આરસી છે.'

'રાજેનની રોજનીશી છે ?'

'હા, પકડાયાના પહેલા દિવસ સુધીની.'

'તમારા પાસે ક્યાંથી ?'

'ફરી પ્રશ્ન કર્યો ? આપણી શરત ભૂલી ગયા ?'

'હું એટલું જ જાણવા માગું છું કે રાજેન પકડાયા ત્યારે એમની પાસે આ ચોપડી હતી ?'

'હા. બસ, વધુ ન પૂછશો.'

હું ચૂપ રહ્યો. કમલિનીએ મારા હાથમાં ચોપડી મૂકતાં મૂકતાં ફરીને કહ્યું:

'સાચવજો, એનું મૂલ્ય મારા પ્રાણ કરતાંયે વિશેષ છે.'

'તમે નિશ્ચિંત રહો.' હું બોલ્યો. સુધા મારા સામે જોઈ રહી. ઘડિયાળમાં બેના ટકોરા થયા. કમલિની જવા માટે તૈયાર થઈ.

'અહીં જ રહો તો ? કોને ખબર પડશે ?' સુધા બોલી. કમલિની હસીને ઊભી થઈ ગઈ. મેં બારણું ઉઘાડયું. બહાર અંધકાર વ્યાપેલો હતો. કમલિની છેલ્લું સ્મિત ફેંકી એમાં અલોપ થઈ ગઈ. અમે બંને બારણાં બંધ કરી બારીમાંથી એને જોવાનો પ્રયત્ન કરવા લાગ્યાં, પણ ભયાનક અંધકાર સિવાય કશું દેખાયું નહિ.

૨

# પુણ્યકથાનો પ્રારંભ

**મ**ધરાતના અંધારામાં કમલિનીએ અમારી વિદાય લીધી ત્યારે અમારી નિદ્રા પણ તેની સાથે જ ચાલી નીકળી હતી. કમલિનીના ગયા પછી થોડીક પળો સુધી તો કોઈ સ્વપ્ન જોયું હોય એમ અમે બંને સ્તબ્ધ બનીને મૂંગાં બેસી રહ્યાં. કેટલીક વાર પછી સ્વસ્થ થઈને રાજેનની નોંધપોથી મેં ઉપાડી. એમાં શું લખ્યું હશે તેનો આછો ખ્યાલ કમલિનીએ આપી દીધો હતો એટલે રાત્રિની શાંતિમાં જ એનું વાચન મારે પૂરું કરવું હતું. સુધા પણ વાંચવા માટે ઉત્સુક હતી એટલે મેં ધીમે સાદે પ્રગટ રીતે વાંચવા માંડયું. વચ્ચે વચ્ચે બારી અને બારણાં બહાર કોઈ ઊભું તો નથીને, તેની ખાતરી કરતાં કરતાં એ બલિદાનગાથાનું વાચન અમે પૂરું કર્યું. એના વિષે હું કશોયે અભિપ્રાય ઉચ્ચારું તે કરતાં તમે જ જે સુધાએ સાંભળ્યું તે સાંભળી લઈ તમારો અભિપ્રાય નક્કી કરજો. તમારા પાસે એ જીવનનોંધ મૂકવામાં હવે કશો વાંધો નથી કારણકે એ પ્રસંગ વીત્યાને વર્ષો વીતી ગયાં છે. રાજેનને બાર વરસનો કારાવાસ પ્રાપ્ત થયો છે. કમલિની ક્યાં છે તે આજે કોઈ જાણતું નથી. એનો પત્ર મને મળ્યો છે.

તેમાં આ નોંધપોથી મિત્રો સમક્ષ પ્રગટ કરવાની મંજૂરી પડેલી છે.

હું આશા રાખું છું કે જે વિચારણા અને કર્મણાને પરિણામે રાજેને લાંબાં બાર વર્ષનો કારાવાસ પસંદ કર્યો છે અને લગભગ ચાર માસ સુધી પ્રતિ પળે મૃત્યુની તૈયારી સાથે કામ કર્યું છે તેનું વાચન એને છાજતી ગંભીરતા સાથે તમે કરશો.

આ રહી એ પુણ્યકથા.

પહેલા પાના ઉપર લખ્યું છે.

**'જેણે જીવનમાં પહેલી જ વાર હૃદય અને બુદ્ધિના ઝઘડામાં હૃદયને નમતું આપ્યું છે તેની નોંધપોથી.'**

બીજું પાનું ઉઘાડતાં જ નોંધપોથીનો આરંભ થાય છે. લગભગ દરેક નોંધ ઉપર તારીખો ટપકાવેલી છે.

તા......૭–૪૧

'રાષ્ટ્રીય મહાસભાની કારોબારીનો ઠરાવ વાંચી મારું હૈયું ખળભળી ઊઠ્યું છે. આટલાં વર્ષો સુધી જે સંસ્થા તરફ મેં નજર કરી નથી અને જેના રાહબર ગાંધીજીને પવિત્ર અને મહાન આત્મા માનવા છતાં રાજકારણના ક્ષેત્રમાં તેમના અહિંસક પ્રયોગો નિષ્ફળ અને નુકસાનકારક નીવડ્યા છે એમ માન્યું છે, તે આજે મારા હૃદયને ખેંચી જાય છે. વિશ્વયુદ્ધનો આરંભ થયો ત્યારથી હું મહામંથનમાં પડેલો છું. મારા દેશને આઝાદ કરવાનો અવસર હવે સાંપડશે એવો ભાવ પહેલે દિવસે તા. ૩ જી

સપ્ટેંબર ૧૯૩૯ના દિવસે મેં અનુભવ્યો હતો. મારા મગજમાં ક્રાંતિના વિચારો ઘૂમતા હતા. કોઈક પળે બ્રિટન સાથે સમાધાન થઈ જશે, કારણકે હિંદના હાર્દિક સહકારની બ્રિટનને ગરજ પડશે એવા વિચારો પણ આવી જતા હતા. પરંતુ મારી વિચારણાનો ઝોક તો ક્રાંતિ-હા, હું કબૂલ કરું છું કે રક્તરંગી ક્રાંતિ-પ્રત્યે જ હતો. એ સિવાય બીજું બધું મને મિથ્યા લાગતું હતું.

પરંતુ મારા દેશની અને દુનિયાની પરિસ્થિતિ બદલાતી જ ચાલી. આ દેશમાં 'વફાદારો' અને ભૂખે મરતા બેકારોની સંખ્યા મેં ધારી હતી તે કરતાં વધારે નીકળી, બીજી બાજુ અસંતોષની અગનજ્વાળામાં પણ કરોડોનાં અંતર ઝબોળાયાં, પરંતુ ક્રાંતિ-રક્તરંગી ક્રાંતિ-ની વાત કોઈએ કાન ઉપર લીધી જ નહિ. થોડાક મારા જેવા જુવાનોએ યુદ્ધનો લાભ ઉઠાવવાનો પોકાર પાડ્યો, પરંતુ એમને સરકારી સંગીનોએ નહિ પણ અમારા મહાત્માએ મહાત કરી દીધા. એમના પોકારો નિષ્ફળ જ નહિ, હાસ્યજનક નીવડ્યા. મહાત્માની સાવ અવ્યવહારુ અહિંસા અને મૂર્ખને છાજે એવી ઉદારતા વધુ અસરકારક સાબિત થઈ!

'ઈતિહાસ મારે આલેખવો નથી. મારું હૈયું ત્યારથી ભાંગી પડ્યું. મને લાગવા માંડ્યું કે આ મહાત્મા જ સર્વ અનર્થનું મૂળ છે. જ્યાં સુધી હિંદના રાજકીય તખ્તા ઉપર એનું સ્થાન સલામત રહેશે ત્યાં સુધી હિંદની આઝાદી માત્ર કલ્પનામાં જ રહેવાની-મહાત્માના ઈશ્વર અને 'અંતરના અવાજ'ની જેમ જ.

પરંતુ એનું સ્થાન ચલિત કરવાની કોઈનામાં તાકાત નહોતી. હું જાણતો હતો કે કેટલીક વાર એ જાતે જ રાજદ્વારી તખ્તા ઉપરથી ઊતરી જઈ કોઈ ગામડામાં એકાંતવાસ સેવતા હતા, પરંતુ ઘેલો જનસમુદાય અને ઘેલા લોકનેતાઓ થોડી વાર આમતેમ દોડાદોડ કરી છેવટ એ ગામ ભણી જ દોડી જતા હતા. કોણ જાણે હિંદના આમવર્ગ ઉપર એણે શું જાદુ પાથર્યું હતું !

હું સમસમીને બેસી રહ્યો હતો. વાણીસ્વાતંત્ર્યના નામે વ્યક્તિગત સત્યાગ્રહનો આરંભ થયો ત્યારે થોડી આશા મારામાં આવી હતી, પરંતુ મહાત્માનું પસંદગી-ધોરણ અને સરકારને ન મૂંઝવવા વિષેની અનહદ કાળજીએ છેવટ મારામાં રોષ જ પ્રગટાવ્યો હતો. મારા મતે મહાત્માના તમામ સત્યાગ્રહોમાં સૌથી નિષ્ફળ સત્યાગ્રહ એ હતો.

બીજી બાજુ બ્રિટિશ સરકાર તો આ મુલક ઉપરની પોતાની પકડ મજબૂત કરી જ રહી હતી. સલ્તનત ઉપર તલવાર ઝઝૂમતી હતી ત્યારે પણ એ પકડ ઢીલી થઈ નહોતી. હિંદી વજીરનાં ઉચ્ચારણોમાં એ જ ગર્વ અને એ જ દંભનાં દરરોજ દર્શન થતાં હતાં. જાપાને સફળ ફટકો લગાવ્યો ત્યારે, માત્ર ત્યારે જ, બ્રિટનના માંધાતાઓમાં થોડો ગભરાટ વ્યાપ્યો હતો. પરંતુ એ વિષમ પળે પણ સામ્રાજ્યના ધુરીણોએ બ્રિટનની છાતી ઉપરથી હિંદનો બોજો ઉતારવાનું વાજબી માન્યું નહોતું. સંભવ છે કે હિંદના બોજાને તેઓ દેહના બોજારૂપ જ સમજતા હોય. દેહનો ત્યાગ કર્યા પછી તો મૃત્યુ સિવાય બીજો આરો જ ક્યાં રહે ?

પરંતુ આ લાંબી, ત્રણ વર્ષની બ્રિટિશ–નીતિનું એક અજબ પરિણામ એ આવ્યું કે અમારા મહાત્મા ખળભળી ઊઠયા. એક સવારે એમને સૂઝી આવ્યું કે હિંસા–અહિંસા એ મિથ્યા આળપંપાળ છે. અંગ્રેજોની વિદાય વિના હિંદના કરોડોનાં દુઃખ ટળવાનાં નથી, તેમ આ યુદ્ધનો પણ કદી અંત આવવાનો નથી. આખું જગત ચોંકી ઊઠે એમ એમણે પોકાર્યું:

'અંગ્રેજો ચાલ્યા જાવ.'

પછી તો એમના ઉપર પ્રશ્નોની ઝડી વરસી. હિંસા-અહિંસાના ખુલાસાઓ થયા. ધરી અને મિત્રરાજ્યો વચ્ચેનાં ભેદાભેદનાં વિવરણો થયાં. 'અંગ્રેજો ચાલ્યા જાવ'ની માગણીમાં સુધારા થયા પરંતુ એક વાતે તે મક્કમ રહ્યા. હિંદની સત્તાનાં સૂત્રો તો હિંદના જ હાથમાં હોવાં જોઈએ. બ્રિટન એ સૂત્રો કેમ આપે! એ આપ્યા પછી એની પાસે રહે શું? આ યુદ્ધના અંતે ઇંગ્લંડનું શાસન જો એના નાનકડા ટાપુ ઉપર જ મર્યાદિત રહેવાનું હોય તો એ એના લાખો જુવાનોને આગમાં ઝીંકે શા માટે?

અને મહાસભાની કારોબારીનો 'હિંદ છોડો'નો ચક્રવર્તી ઠરાવ આવી પડયો. હું આજે ખળભળી ઊઠયો છું. મારે રોમેરોમ એક ઝણઝણાટી જાગી ઊઠી છે. હું હિંદના ક્ષિતિજ ઉપર કંઈક નવાં જ દશ્યો નીરખી રહ્યો છું. મહાત્માનું નિવેદન વાંચી આજે મને જગતના મહાન ક્રાંતિકારીઓનું સ્મરણ થાય છે. એમ લાગે છે કે એ–એ જ હિંદની સૂરત હવે બદલાવી નાખશે.'

સમય જાય છે અને ખળભળાટ શમી જાય છે. હૈયું જાણે થનગનવા લાગે છે. જગતના કરોડો જુવાનોની પેઠે હવે મને પણ મારા દેશની સ્વતંત્રતા માટે મરવાનો, લાખ લાખ વાર મૃત્યુના મોંમાં હાથ નાખવાનો અવસર મળશે. હું એ વિચારમાં–એ સ્વપ્નમાં–એ કલ્પનામાં આજે મસ્ત છું.'

તા......૭-૪૨

ગઈકાલે સ્વપ્નોની એક હારમાળા ચાલી, પરંતુ સવારે ઊઠતાં જ મન ઉપર ભાર જણાવા લાગ્યો. બુદ્ધિ જાણે હૈયાંની લાગણીનો વિરોધ કરી રહી છે. થનગનતાં હૈયાંને એ દબાવે છે. એ ના પાડે છે મહાત્મા તરફ ખેંચાવાની. એમાં હિંદનું અકલ્યાણ છે, આખી માનવજાતનું અકલ્યાણ છે એમ એ કહે છે.

આજે મારા કામ ઉપર હું ન જઈ શક્યો. મિત્રો આવ્યા તેમની સાથે આજના પ્રશ્નો ઉપર હું ચર્ચા પણ ન કરી શક્યો. ભોજન આજે ભાવ્યું નહિ. કમલિની પાસે પણ હું મૂંગો જ બની ગયો. એણે પૂછ્યું, ઘણું પૂછ્યું, પણ મારાથી જવાબ આપી શકાયો નહિ. બુદ્ધિ અને હૃદય વચ્ચેનું ઘમસાણ શાંત પડે નહિ ત્યાં સુધી જવાબ શી રીતે આપું?

કમલિની તો આજેયે ગઈકાલની પેઠે જ થનગની રહી છે. એના સુકુમાર મુખ ઉપર ક્રાંતિની, યુદ્ધની, આઝાદીની વાત કરતાં કેવું લોહી ધસી આવે છે? કમલિની સુંદર તો છે જ, પરંતુ એનું સૌંદર્ય પૂર્ણરૂપે તો આવી વાતો વખતે જ પ્રગટ થાય છે. કોઈ કહે છે કે સ્ત્રીની સુંદરતા એનાં આંસુમાં છે. હું તો ના કહું છું. કમલિનીનાં આંસુ

મેં કદી જોયાં નથી, કદાચ કદી જોઈશ પણ નહિ. એની આંખમાં ઓર પ્રકારની ચમક છે, બસ એ જ મારે સદાયે જોઈએ.

દૂરથી ધસી આવતા આઝાદી–સંગ્રામના પૂરમાં જો હું ઝંપલાવીશ--કેમ નહિ ઝંપલાવું ?–તો કમલિની મારી સાથે જ હશે. એક જ પ્રકારની ભાવનામાં અમે આજ સુધી નાહ્યાં છીએ અને એક જ વિચારણામાં વિહર્યાં છીએ. આજે કેમ જુદાં પડશું ? જીવન કરતાંયે મૃત્યુની સુંદરતા વિશેષ છે. એ સૌંદર્યદેશમાં કમલિની વિના મારાથી કેમ જવાય ? કોણ મને જોશ આપે ? કોણ મારા તરફડતા હૈયાને શાંતિ આપે ?

હું આ શું વિચારી રહ્યો છું ? કમલિની તો મારી જીવનસંગિની છે. એ મને જોશ આપશે, હું એને જોશ આપીશ. સ્ત્રી અને પુરુષ વચ્ચેના ભેદનો અમે ક્યાં કદી સ્વીકાર કર્યો છે ? સ્ત્રી કોમળ છે અને પુરુષ કઠોર છે... ...એવી ભાવનાઓનો મને સ્પર્શ પણ ન થવો જોઈએ. આજના જુવાનો જેને પ્રેમનું આકર્ષણ કહે છે તેવું આકર્ષણ સદ્‌ભાગ્યે અમે અનુભવ્યું નથી. અમે એકમેકને અમારાં હૃદય આપ્યાં તે પણ જીવન વિષેની દૃષ્ટિને અનુસરીને જ. મને બરાબર એ દિવસોનું સ્મરણ છે. અમે રાજકારણ અને અર્થકારણ, સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર, ધર્મ અને વિજ્ઞાન એવા એવા અનેક વિષયોની ચર્ચા કરતાં કરતાં જ એકબીજા તરફ ખેંચાયાં હતાં. પ્રેમ વિના આવું ખેંચાણ થાત નહિ, પરંતુ અમારો પ્રેમ આંધળો નહોતો. અમારું આકર્ષણ પણ 'અગમ્ય' નહોતું.

અને તે દિવસથી આજ સુધી અમે એકબીજાને જેમ જેમ સમજતાં ગયાં છીએ તેમ વધુ નિકટ આવ્યાં છીએ. કમલિની મારે મન સર્વસ્વ છે અને હું એને મન. છતાં કદી અમે ભાન ભૂલ્યાં નથી. અમારી વિચારણાનો કે આદર્શનો અમે દ્રોહ કર્યો નથી. કર્તવ્યભ્રષ્ટ થવાની તો વાત જ ક્યાં, કર્તવ્યના શુભમાર્ગે અમે એકબીજાને મદદરૂપ બન્યાં છીએ.

અને આજે જીવનના આકાશ ઉપર એક નવું અજવાળું પથરાઈ રહ્યું છે ત્યારે અમે એ પ્રકાશના માર્ગે સાથે જ પ્રયાણ કરવા ચાહીએ છીએ.

—પણ મારા દિલ ઉપર જે ભાર લાગે છે તેનું શું? બુદ્ધિ હજાર હજાર સવાલો ઉઠાવી મને મૂંઝવી મારે છે તેનું શું? મેં ગઈકાલે જે લાગણીઓ અનુભવી તે ખરેખર મારા માટે, દેશ માટે, સમગ્ર માનવજાત માટે, અકલ્યાણકર છે? ખરેખર શું મારા માટે દેશની સ્વાતંત્ર્ય—લડાઈ વિશ્વયુદ્ધના મોરચામાં કોઈ એવો પલટો લાવનારી છે કે જેથી ધરી-સત્તાઓ બળવાન બનશે? રશિયા અને ચીનનું લોકયુદ્ધ નિષ્ફળ નીવડશે? એ બંને દેશોના ખમીરવંતા લાખોનું લોહી વહેવડાવવામાં કારણભૂત થશે?

માથું આજે દુઃખી જાય છે અને છાતી ઉપર પણ ભારે બોજ આવી ગયો હોય એવું લાગે છે. કમલિની સાથે ચર્ચા કરી હોત તો સારું હતું. એની પાસે હું મૂંગો કેમ રહ્યો! મારે મારી મૂંઝવણ પ્રગટ કરવી જોઈતી હતી.

*

તા...-૭-૪૨

દિવસ પછી રાત અને રાત પછી દિવસ પસાર થતાં જાય છે. આઠ દિવસમાં તો આખા દેશના વાતાવરણમાં પ્રચંડ ભૂકંપ જાણે જાગી ઊઠયા છે. મને એમ જ થતું હતું કે જગતમાં પ્રત્યેક દિવસે હજારો માનવીઓનો સંહાર થાય છે અને વિશ્વની અનર્ગળ સંપત્તિ, સમૃદ્ધિ અને શક્તિનો નાશ થાય છે ત્યારે એક મારો દુર્ભાગી દેશ કોઈ મારેલા અજગરની જેમ નિશ્ચેષ્ટ પડયો છે. એને જાણે કશી અસર થતી જ નથી! મને થતું હતું કે ચાળીસ કરોડનો ભાર કદાચ આ ભૂમિથી હવે સહન થતો નથી. થોડાક કરોડ ઓછા થાય, ભાર હળવો થાય, શરીરોની સંખ્યા ઘટે અને આત્માનું તેજ વધે. એવો કોઈ માર્ગ નહિ મળે?

પરંતુ અંધકાર હતો. યુદ્ધનું જોશ તો પ્રજામાં કદી આવતું જ નહોતું. હું જોતો હતો કે દીવાલો ઉપર યુદ્ધ-પ્રયાસનાં મોટાં મોટાં પત્રો ચોંટતાં હતાં. ભાષણોનો પણ પાર નહોતો. રેડિયો ઉપર બીજાં ગીતો સંભળાતાં નહોતાં અને સરકારી અહેવાલો પ્રમાણે દર મહિને અર્ધો લાખ હિંદીઓની લશ્કરમાં 'મરજિયાત' ભરતી થતી હતી—છતાં કહું છું કે મારો દેશ મને એક મુર્દા જેવો લાગતો હતો. ગુલામીનું ઝેર એની નસેનસમાં વ્યાપેલું હતું. જાપાન આવે તો તેનીયે એને ચિંતા નહોતી. જર્મની જીતી જાય તો એ વિષે પણ એ ઉદાસીન હતો. 'મિત્ર'રાજ્યોના આખરી વિજય પ્રત્યે પણ એની આંખો તો બંધ જ હતી.

આવો નિષ્ક્રિય અને નિર્જીવ લાગતો મારો દેશ છેલ્લા આઠ દિવસથી કોઈ અજબ ચેતના અનુભવી રહ્યો છે. મારી નિરાશાના અંધકારને હઠાવનાર આ વાતાવરણ જ છે. મારી જબાન હવે ઊપડે છે. હું મિત્રો સાથે ચર્ચાઓ કરું છું. કમલિની સાથે પણ હસીહસીને ભાવિ લડતની વાતો કરું છું. પરંતુ ખરું કહું તો હજુયે રાત્રિની શાંત પળોમાં મારું મન વિચારઝોલે ચડી જાય છે. એમ થાય છે કે જે માર્ગે જઈ રહ્યો છું તે માર્ગ હવે અમારી પાસે ખુલ્લો છે?

અને મને જવાબ મળતો જ નથી. રાત્રિ પસાર થઈ જાય છે. બીજા દિવસની સવારથી ફરી પાછી ચર્ચાઓ જાગે છે. ફરી હું મહાસભાના ઠરાવનું સમર્થન કરું છું. નવી નવી દલીલો સાંભળું છું અને તેના જવાબો આપું છું.

તા ...–૬–૪૨

આજે તો કમલિનીએ મને સીધો સવાલ પૂછ્યો. 'આવતી લડાઈમાં તને શ્રદ્ધા છે?' મેં 'હા' પાડી. એને સંતોષ થયો નહિ. 'હું માનું છું કે તને શ્રદ્ધા નથી અથવા તો અધૂરી છે.' એ બોલી.

'શા ઉપરથી એમ માને છે?'

'જે જોશ તારી દલીલોમાં છે તે આંખમાં નથી દેખાતું.'

હું જરા ચમકી ગયો

'અને તું બોલતો નથી, પરંતુ કોઈ મંથનમાં પડેલો છે એમ મને લાગે છે.'

'તારી ધારણા સાચી છે.' મેં કબૂલ કરી લીધું.

'એ મંથનનો અંત ક્યારે આવશે ?'

'હું ધારું છું કે હવે થોડા વખતમાં આવી જશે.'

'હું કહું ? તારા આ મંથન વિષે મને તો ભારે આશ્ચર્ય થાય છે. એમ પણ લાગે છે કે મૂંઝવણ થાય એવો આ સવાલ જ ક્યાં છે ? આપણા દેશને આઝાદ કરવા માટે...'

'હું સમજું છું, કમલ, પરંતુ એમ થાય છે કે જગતના તમામ દેશો અને તમામ પ્રજાઓ એક સાંકળમાં જ બંધાયેલાં છે. આપણા દેશનો સાવ સ્વતંત્ર રીતે વિચાર જ ન થઈ શકે.'

'એ દૃષ્ટિએ પણ મને તો લાગે છે કે આપણે જેટલા બને તેટલા જલદી સ્વતંત્ર થવું જોઈએ.'

હું ન બોલ્યો અને એ ચર્ચા ત્યારે પૂરી થઈ. કમલિનીના ગયા પછી વિચારોના હુમલાઓ વધુ જોશથી શરૂ થયા. કંઈ નિર્ણય આવી શક્યો નહિ, પરંતુ વાદળાંની ઘટા ટોપ જામતી ગઈ. એમ લાગ્યું કે હવે અવશ્ય વરસાદ વરસશે.

રાત્રે સૂતો ત્યારે મનમાં શાંતિ જણાવા લાગી. એ શાંતિનું કારણ સમજાયું નહિ. ગાંધીજીના છેલ્લા લેખોનું વાંચન કદાચ કારણભૂત હોય.

તા......-૭-૪૨

આજે તો વિચારવાનું કે ચર્ચા કરવાનું કંઈ સૂઝતું જ નથી. સવારના પહોરમાં હજી હું પથારીમાં જ હતો ત્યાં કમલિની હાથમાં વર્તમાનપત્રો લઈને આવી પહોંચી. એનું મોં લાલલાલ લાગતું હતું. આંખોમાં પણ રોષ દેખાતો હતો. ઊંચે શ્વાસે જ એણે આવીને મને કહ્યું:

'તારું મંથન પૂરું થયું ?'

'કેમ ?' મેં બેઠા થઈને પૂછ્યું.

'આજે એમરી સાહેબે માઝા મૂકી છે અને રાજદંડનું દર્શન કરાવ્યું છે. જેના ઉપર કેટલાક મૂર્ખાઓ વિશ્વાસ રાખી રહ્યા છે તે અમેરિકા પણ મહાત્મા અને મહાસભા ઉપર ઊકળી ઊઠ્યું છે.'

'એમ ?' કહેતાં જ મેં વર્તમાનપત્ર હાથમાં લીધું અને અત્યંત ઘમંડભરી બાનીમાં રજૂ થયેલું હિંદી વજીરનું નિવેદન વાંચ્યું. આખું પાનું એવા જ સમાચારોથી ભરેલું હતું. બ્રિટન અને અમેરિકાનાં અખબારો કારોબારીના ઠરાવને 'પીઠ ઉપરના ઘા' તરીકે વર્ણવતાં હતાં. સાથે સાથે એના બદલાની ધમકી પણ આપી રહ્યાં હતાં.

એ વાંચીને મારું માથું ફરવા લાગ્યું. મને થયું કે 'જગતને ગુલામીમાંથી મુક્ત કરવા નીકળેલા આ પરોપકારીઓના દંભને કોઈ સીમા જ નહિ હોય ? યુરોપની પ્રજાને પ્રત્યેક સવારે સંગીનો ઊંચકવાનો આદેશ આપનાર, હિંદી પ્રજાની સ્વાતંત્ર્ય-માગણીને શું કચડી નાખવા માગે છે ? ગાંધીની અહિંસક લડાઈ ઉપર શું બ્રિટિશ સંગીનો વરસશે !

હું મૂંગો હતો. કમલિના પણ મૌનમાં હતી. હૃદયમાં ન કલ્પી શકાય એવો અગ્નિ પ્રગટતો હતો. એમ થતું હતું કે હમણાં–આ પળે જ સ્વાતંત્ર્યસંગ્રામમાં કુદવાની આપું અને મારા દેશને સ્વતંત્ર કરી દઉં.

પણ હજુ હજુ દૂર છે. મહાસમિતિની બેઠકને હજુ દસ-બાર દિવસની વાર છે. મારાથી આ વિલંબ ખમી શકાતો નથી. હું લાચાર થઈને આવતા દિવસોની રાહ જોઈ રહ્યો છું. કાનમાં દૂર દૂરથી આવતી રણભેરી સંભળાય છે. અંગે અંગે રોમાંચ અનુભવું છું. આઝાદી, આઝાદી એ જ આજે મારો શ્વાસોચ્છ્વાસ છે.

## ૩

# મંથન શમે છે!

તા ..૭—૪૧

મહાસમિતિની બેઠકના દિવસો નજીક આવી રહ્યા છે. કમલિની અને હું અવશ્ય મુંબઈ જવાનાં છીએ. સંભવ છે કે આ વખતે પહેલી જ વાર મહાસમિતિની બેઠકમાં મને રસ પેદા થાય. સાંભળું છું કે કારોબારીનો ઠરાવ લગભગ સર્વાનુમતે મંજૂર થશે અને તુરતમાં જ આ દેશમાં અભૂતપૂર્વ લડાઈ જાગી ઊઠશે.

સ્વાતંત્ર્ય-યુદ્ધની કલ્પનાથી રોમાંચ અનુભવું છું, છતાંયે મનનું પૂરેપૂરું સમાધાન હજી થયું નથી. સામ્યવાદી મિત્રો સાથેની ચર્ચા અને રાજાજીનાં નિવેદનો હજીયે મંથન જગાડી મૂકે છે. પરંતુ એમની વાતોયે સાચી તો નથી લાગતી. એટલું ખરું છે કે આ લડાઈ ધરીરાજ્યોને મદદરૂપ થઈ જશે, પરંતુ એમાંથી ઊગરવાનો કોઈ ઉપાય સૂઝતો નથી. રાજાજી કે સામ્યવાદીઓ કશો ઉપાય બતાવી શકતા નથી.

કમલિનીના દિલમાં આ વિષે, કોણ જાણે કેમ, જરાયે મંથન કે વસવસો નથી. મારા કરતાંયે વધુ બળપૂર્વક એ

હિટલર અને ટોજોના વાદને ધિક્કારે છે. આજે એણે તો મહેન્દ્રને એક વ્યાખ્યાન સંભળાવી દીધું. એના શબ્દો અત્યારે પણ મારા કાનમાં ગુંજે છે. કેટલા જુસ્સાથી એ બોલતી હતી !

'હું બેવકૂફ નથી. હિંદના આમવર્ગની જેમ જ હું ગુલામીથી ત્રાસી છું. આજનાં તમામ અનિષ્ટોનું મૂળ મને પણ ગુલામી જ ભાસે છે. છેલ્લાં બસો વરસમાં હિંદુસ્તાન જેટલું લૂંટાયું છે, તેટલું લાખ લાખ નાદીરશાહો કે મહંમદોનાં આક્રમણથી ન લૂંટાઈ શકે. હું સ્વાતંત્ર્ય માટે અધીરી બની છું, પરંતુ મારું ભાન સલામત છે. હિંદના સિંહાસન ઉપર મારે જાપાનની પ્રતિષ્ઠા જોઈતી નથી. હું બ્રિટિશ સત્તાની સામે લડવા ઇચ્છું છું તે કરતાંયે વધુ બળ અને ઝનૂનપૂર્વક મારે જાપાન સામે ઝૂઝવું છે. પરંતુ તમારા પાસે હું સ્પષ્ટ કરી દઉં કે જાપાની આક્રમણના ભયથી કે ખુદ આક્રમણથી પણ હું આજની ગુલામીનો તો સ્વીકાર કરીશ જ નહિ. મારે આઝાદ થવું છે–બ્રિટનથી, જાપાનથી, ધોળી, કાળી, પીળી કે કોઈ પણ રંગની નોકરશાહીથી.'

*

'મારા મન ઉપર આ જુસ્સાની ઘણી અસર થઈ છે છતાંયે એમ લાગે છે કે જેમ રાજાજી અને સામ્યવાદીઓ કહે છે તે ખોટું છે તેમ આ પણ સાચું નથી લાગતું. બ્રિટિશ સત્તા સામેના યુદ્ધથી હિંદને આઝાદી મળી શકશે ખરી ? બ્રિટિશ સત્તા જો આ લડાઈ કચડી નહિ શકે અને નબળી પડશે તો જાપાની આક્રમણ અવશ્ય

આવવાનું છે અને તેની સામે હિંદ ટકી શકશે? મને ખાતરી છે કે હિંદ નહિ ટકી શકે. બીજી બાજુ જો આપણી લડાઈ લાંબી ચાલશે તો મિત્રરાજ્યો જાપાનને હરાવવા માટે, બર્મા ઉપર ચડાઈ લઈ જવા માટે હિંદનો ઉપયોગ નિશ્ચિંતપણે કરી શકશે? તેઓ પોતાની પીઠને સલામત માની શકશે?

પણ બીજો જ એક વિચાર આજ સાંજથી મનને મૂંઝવી રહ્યો છે. આવતો સંગ્રામ કેવો હશે? બહુ કાળજી રાખીને નેતાઓનાં નિવેદનો વાંચું છું, છતાં કોઈ કાર્યક્રમ સ્પષ્ટ થતો નથી. આ સાદો સત્યાગ્રહ નથી, અસહકાર નથી, પરંતુ બળવો છે, વિદ્રોહ છે, વ્યાપક ક્રાન્તિ છે એમ સાંભળું છું; પરંતુ તે સાથે જ અહિંસાની શરત આગળ મૂકવામાં આવે છે. સમજાતું નથી કે મહાસમિતિ અને ગાંધીજી લડતનો શો કાર્યક્રમ આપશે! પરંતુ તે પહેલાં જ જો એ બધાને સરકાર ગિરફતાર કરશે તો? કંઈ સમજ પડતી નથી. મન મૂંઝાયા કરે છે. કમલિનીને કેમ આવા કશા વિચારો જ નહિ આવતા હોય! એણે તો યુવકો અને યુવતીઓનાં જૂથ જમાવવા માંડયાં છે. સવાર, બપોર, સાંજ એ જ્યાં ત્યાં ફરતી જ ફરે છે અને સૌને યુદ્ધ માટે તત્પર થવાની હાકલ આપે છે. 'ક્રુઝેડ' પહેલાં પેલો ખ્રિસ્તી ધર્મગુરુ હાથમાં વધસ્થંભ લઈને આખા યુરોપમાં ઘૂમતો હતો એવી મનઃસ્થિતિ આજે કમલિનીની જણાય છે. કમલિની, તું અજબ છે! વીરત્વની સાક્ષાત્ પ્રતિમા છે!

તા......૭-૪૧

ગઈરાત્રે કમલિની જ સ્વપ્નમાં આવી. કેટલીયે રાત્રિ આવી સ્વપ્નભૂમિમાં મેં એની સાથે ગાળી છે. નિદ્રાનું ઓઢણું ઓઢીને અમે બંને દૂર દૂરના પ્રદેશોમાં વિહર્યાં છીએ. પહાડો, જંગલો, નદીઓ, સરવરોમાં અમે ઘૂમ્યાં છીએ. વિકટમાં વિકટ પર્વતપ્રદેશમાં હાથમાં હાથ મિલાવીને અમે કૂચ કરી છે. પ્રેમનાં સુંકામળ સ્મરણોનોયે કોઈ પાર નથી. પરંતુ એ બધું જ સ્વપ્નમાં. આજે પણ જે જોયું તે સ્વપ્નમાં. પરંતુ જાગ્રતિ કરતાં વધુ સ્પષ્ટ અને વધુ ભયાનક.'

હા, ભયાનક ! એના હાથમાં ત્રિરંગી ઝંડો છે. ઉપર રેંટિયાનું નિશાન છે. પરંતુ એના ઉપર લોહીના ડાઘા પડ્યા છે. અજબ જેવું છે ! એ લોહી મારું છે. કમલિનીએ કેશ છૂટા મૂક્યા છે.

આંખોમાંથી અગ્નિ ઝરે છે. આગળ ધસી જાય છે. પાછળ જબરદસ્ત ટોળું ઇન્કિલાબના પોકાર કરતું દોડે છે. સામે પાંચ મશીનગનો ગોઠવાયેલી છે. ઓહ ! હું જાગી ઊઠું છું. મારા ઓરડાની પથારીમાં એકલો જ પડ્યો છું. કૃષ્ણપક્ષની પાછલી રાતનો ચંદ્ર ઓરડામાં પ્રવેશી ચૂક્યો છે. શાંત પ્રકાશમાં બધું સુંદર લાગે છે. દીવાલ ઉપર લટકતી કમલિનીની તસવીર ઝાંખી ઝાંખી દેખાય છે.

અને પછી તો મને ઊંઘ આવી જ નહિ. વિચારોના વંટોળ જાગી ઊઠ્યા. હું એમાં ઊડવા લાગ્યો. બુદ્ધિ નવા નવા પ્રશ્નો ઊભા કરતી હતી. પરંતુ હૃદય બોલતું હતું: ' મારે કુરબાન થવું છે. આવતી લડાઈમાં સર્વસ્વ હોમી દઈ આઝાદીની દેવીને પ્રસન્ન કરવી છે.'

સાંજે સરદારનું વ્યાખ્યાન સાંભળવા ગયો. કમલિની સાથે જ હતી. તલવારની ધાર જેવી એ વાણીએ થનગનતા હૃદયને જાણે વીંધી નાખ્યું. કમલિનીની આંખો ચમકી રહી હતી. હું પ્રતિપળે રોમાંચ અનુભવતો હતો. હું હમેશાં માનતો કે સરદારનાં વ્યાખ્યાનમાં દલીલોનો સર્વથા અભાવ હોય છે. આજે મારી એ માન્યતા તૂટી પડી. મને લાગ્યું કે એમની દલીલો હૈયાના જુસ્સા આડે ઢંકાઈ જાય છે. શુદ્ધ વ્યવહારની એ પ્રતિમા, સાથે જ લડાયક ખમીરનો સુમેળ. મને લાગ્યું કે સરદાર હિંદુસ્તાનમાં અજોડ છે.

આજે આ લખી રહ્યો છું ત્યારે મારા દિલમાં મંથન નથી. લડાઈનો તલસાટ જ હૃદયમાં વ્યાપેલો છે.

ચાર દિવસથી આ નોંધપોથીમાં એક અક્ષર પણ નોંધ્યો નથી. કમલિનીએ જમાવેલા મિત્રોના જૂથ સાથે ગામડાંઓના પ્રવાસે ગયો હતો. વહેલી સવારે અમદાવાદ છોડ્યું હતું. અમે બધાં મળીને પંદર સૈનિકો હતાં. એમાં પાંચ બહેનો હતી. આવતી લડાઈનો સંદેશો અમારે આપવો હતો. એ માટેની તૈયારીઓ અમે કરી હતી. મેં મારા મનમાં દલીલયુક્ત વ્યાખ્યાનો ગોઠવી રાખ્યાં હતાં, પરંતુ પહેલા ગામડામાં જતાં જ લોકોના ટોળાએ અમને ઘેરી લઈ જે પ્રશ્નો પૂછવા માંડ્યા તેણે મારી વ્યાખ્યાન-ભાવનાને મારી નાખી. લોકોનાં દિલનો અગ્નિ મારા કરતાં વધુ જલદ હતો. એમની સુકાયેલી આંખમાં મેં સર્વસ્વ ફના કરવાની તૈયારી વાંચી લીધી. વિશ્વયુદ્ધની અસર મારા જીવન ઉપર કેટલી થઈ હતી અને આ કંગાળોનાં જીવન ઉપર કેટલી થઈ હતી

તેની મને ત્યારે જ ખબર પડી. તેઓ બોલતા નહોતા, અને કદાચ સ્પષ્ટ રીતે સમજતા પણ નહોતા. પરંતુ આજની સ્થિતિમાંથી છૂટવા માટે એમની પાસે જે કંઈ હતું તે હોમવા માટે તૈયાર હતા.

ગાંધીજીના નામનું અજબ જાદુ હતું, અને મારે દુઃખ સાથે નોંધવું જોઈએ કે લોકોના પ્રશ્નોમાં જાપાન પ્રત્યેનો પક્ષપાત અને બ્રિટન પ્રત્યેનો ઘોર તિરસ્કાર પણ પ્રગટ થતો હતો. અમે એમને સમજાવતા હતા કે આપણને જાપાન ન જોઈએ. એની મદદ લઈશું તો એ જ રાજા થઈ બેસશે. બસો વરસ આ અંગ્રેજોએ ચૂસ્યા, બીજાં બસો વરસ જાપાન ચૂસશે તો આપણામાંથી કોઈ જીવતું જ નહિ રહી શકે. આપણે તો આઝાદી જોઈએ—આપણું પોતાનું જ રાજ જોઈએ.

*

ક્યાંઈ ફરતાં કોઈએ અમને પૂછ્યું નહિ કે મુસલમાનોનું શું, હરિજનોનું શું, દેશી રાજ્યોનું શું? એ બધા તો રાજકારણની સપાટી ઉપર ખેલના થોડાક મુત્સદ્દીઓના જ સવાલો લાગતા હતા. આ ગામડાંઓ ફરતાં ગાંધીજીનાં વચનો મને સાચાં લાગવા માંડયાં. એમણે અંગ્રેજોને કહેલું કેઃ 'આ ગુલામીએ અમારું એટલી હદ સુધી પતન કરાવ્યું છે કે, લોકો હવે જાપાન તરફ આશાની મીટ માંડી રહ્યા છે.' બ્રિટિશ પત્રો અને રાજપુરુષો ભલે ગાંધીજીને ધરીપક્ષી ગણે, હું તો એમને ધરી—રાજ્યોના દુશ્મન જ માનું છું. એમણે જ લોકોની જાપાન—તરફી મનોભાવનાને આઝાદીની લડાઈ તરફ ખેંચી છે.

આ ચાર દિવસના પ્રવાસે મારું મંથન શમાવી દીધું છે. અહીં આવીને હું મજૂરોની વચ્ચે પણ ફર્યો. ત્યાં પણ એ જ જોયું. અરે, સ્વાર્થી વેપારીઓના બજારમાં પણ મને એ જ દેખાયું, જે મેં ગામડાંમાં જોયું હતું. કારોબારીના ઠરાવ પહેલાં આખા દેશની મનોવૃત્તિ જાપાનનો વિજય ઇચ્છતી હતી. જાપાન આવે અને હિંદુસ્તાનને બ્રિટનના હાથમાંથી છોડાવે એવી ભાવના સર્વત્ર વ્યાપેલી હતી. હિંદના આગેવાનો કહેતા હતા કે જાપાન અત્યંત ભયંકર નીવડશે. એક વખત એનો કાબૂ જો હિંદ ઉપર થશે તો આઝાદીનું નામ સરખું ઉચ્ચારી શકાશે નહિ. પરંતુ લોકો તો કહેતા હતા કે જે થતું હોય તે ભલે થાય, બ્રિટિશ સત્તા તો તૂટવી જ જોઈએ. બસો વરસના ગુલામીના ઝેરથી લોકોની વિવેકબુદ્ધિ નષ્ટ થઈ ગઈ હતી.

પરંતુ ગાંધીજીએ દેશને બચાવી લીધો. કારોબારીના ઠરાવ પછીના આટલા દિવસોમાં અજબ માનસ-પરિવર્તન થઈ ગયું. આત્મભોગની ભાવના જાગ્રત થઈ. જાપાનને બદલે દેશની મુક્તિ માટે પોતાનાં જ બલિદાન ઉપર આધાર રાખવાનું લોકોને વધુ યોગ્ય લાગ્યું.

આ બધું જોતાં-વિચારતાં મારા આનંદનો પાર ન રહ્યો. જે લડાઈમાં મારે કૂદી પડવું હતું તેમાં મને જે વિચારો રોકવાનો પ્રયત્ન કરતા હતા તે વિચારો હવે અદૃશ્ય થયા. કમલિનીએ આ જોયું-જાણ્યું. એના આનંદને કોઈ સીમા ન રહી. હવે અમે સંપૂર્ણ રીતે એક વિચારણામાં વિહરવા લાગ્યાં.

તા...-૮-૪૨

આજે કમલિની અને હું મુંબઈ આવ્યાં છીએ. મહાસમિતિની બેઠકને હવે માત્ર બે જ દિવસ બાકી છે. મારા મનની મૂંઝવણ હવે છે જ નહિ. એક જ વિચાર હવે મગજનો કબજો લઈને બેઠો છે—લડવું તો છે જ, પરંતુ શી રીતે? બ્રિટિશ સત્તાને ઊખેડવાનો કાર્યક્રમ શો? નેતાઓનાં મુખેથી કશું સાંભળવા મળતું નથી. કોઈ કહે છે કે ૧૯૨૧થી આજ સુધીની તમામ લડતનો આ સરવાળો છે. બીજા કહે છે કે જો ગાંધીજી મુક્ત હોય તો એમની આજ્ઞા પ્રમાણે ચાલજો અને નહિ તો સરકારી તંત્રને સર્વ રીતે સ્થગિત કરી દેજો. પરંતુ આ બધું શી રીતે કરવું? ક્યારે કરવું? ક્યાં કરવું? તે કોઈ કહેતું નથી.

બીજી બાજુ સામ્યવાદીઓ તો ભયની ચિચિયારીઓ પાડવા લાગ્યા છેઃ 'આવતો સત્યાગ્રહ આત્મઘાતક નીવડશે. યુદ્ધપ્રયાસોમાં અંતરાયરૂપ થશે. જાપાનનો માર્ગ મોકળો બનશે.' પરંતુ આ પોકારોની કશી અસર મને થતી નથી. સામ્યવાદીઓમાં કેટલાય સાથે મારે સારી ઓળખાણ છે. એમના ત્યાગને હું જાણું છું. પરંતુ આજે તેઓની દૃષ્ટિ રશિયા ઉપર સ્થિર થઈ છે એટલે હિંદુસ્તાનની પરિસ્થિતિ તરફ તેઓ અંધ બની ગયા છે. મને ખાતરી છે કે બ્રિટિશ સત્તા એમની અંધતાનો બરાબર ઉપયોગ કરશે. અમારે સૌથી પહેલો મોરચો તો એમનો જ તોડવો પડશે.

*

કમલિનીના પગ હવે જમીન ઉપર સ્થિર રહેતા નથી. જો કે હું પણ હવે એની સાથે જ ઊડવા લાગ્યો

છું. અમે સવારથી મોડી રાત સુધી જ્યાં ત્યાં ઘૂમીએ છીએ. આખા દેશને આઝાદ કરવાનો ભાર અમારે જ શિરે હોય એમ ગંભીર ભાવે યોજનાઓ ઘડીએ છીએ અને ચર્ચાઓ કરીએ છીએ. એક ખામી અમને અંતને સર્વત્ર દેખાય છે. કોઈની પાસે લડાઈનો નિશ્ચિત કાર્યક્રમ નથી. કોઈક જેલ-ભરતીથી આગળ જોઈ શકતા નથી. જ્યારે કોઈક તો ટ્રેનના પાટા ઊખડી નાખવા, યુદ્ધનાં કારખાનાંઓ ભાંગી નાખવા સુધીની વાતો કરે છે. સૌની નજર અત્યારે ગાંધીજી ઉપર મંડાયેલી છે. ત્યાંથી પ્રકાશ મળશે એવી આશાએ સૌ સમસમીને બેસી રહ્યા છે.

*

તા..... -૮-૪૨

આવતીકાલે જ મહાસમિતિની બેઠક મળે છે. કારોબારીનો ઠરાવ વધુ વિસ્તૃત સ્વરૂપમાં પ્રકટ થઈ ગયો છે. ખરેખર આ ઠરાવ કમાલ છે. દેશ-પરદેશના તમામ ટીકાકારોને આ ઠરાવ જવાબ આપે છે અને આવાહન કરે છે કે: 'આવો, હિંદની આઝાદીનો બીજો માર્ગ બતાવો અથવા તો તમારા વિશ્વયુદ્ધને પ્રજાતંત્ર માટેના યુદ્ધ તરીકે સાબિત કરો.' સામ્યવાદીઓ અને રાજાજીના લીગ-મહાસભા સમાધાનનો જવાબ પણ આ ઠરાવમાં પડેલો છે. ધરી-રાજ્યો પ્રત્યેનો તિરસ્કાર નહિ, એમની સામે ખૂનખાર લડાઈ લડવાની ઇચ્છા પણ એમાં વ્યક્ત થયેલી છે. આ ઠરાવ ઘડીને કારોબારીએ જગતના ન્યાયાસન સમક્ષ પોતાનો કેસ મજબૂત કર્યો છે.

પરંતુ એક નવી જ પરિસ્થિતિ ઊભી થઈ છે. કમલિનીના મોટાભાઈ અને પિતા એને પાછી લઈ જવા માટે અહીં આવ્યા છે. મારી સાથેની મૈત્રી છોડવાનો એમનો આગ્રહ કમલિનીએ કદી સ્વીકાર્યો નથી. એ પાછી પણ જશે નહિ, પરંતુ એને ધમકી આપવામાં આવે છે કે જો અત્યારે એ નહિ આવે તો ભવિષ્યમાં ફરી એ ઘરમાં આવી શકશે નહિ. કમલિનીએ જવાબ આપી દીધો છે કે, એ પોતાનું ફોડી લેશે. પિતા અને મોટાભાઈ પાછા ચાલ્યા ગયા છે. કમલિની આ પરિસ્થિતિથી મુદ્દલ ડરે એમ નથી. મારું ઘર એનું જ ઘર છે. મારાં માતાપિતા અમારો સંબંધ જાણે છે અને એ ઉપર એમની અમીદૃષ્ટિ છે.

આજે કમલિની જ્યારે આ સમાચાર આપવા માટે આવી ત્યારે એની આંખમાં મેં નવીન ભાવો વાંચ્યા, જે ભૂલી શકું એમ નથી. એની આંખો એવી જ મસ્ત દેખાતી હતી છતાં મારી સામે જોતાં જાણે એ કહેતી હતી કે: 'હવે તું જ મારું સ્વજન છે, સર્વસ્વ છે.' હું કંઈ બોલ્યો નહિ. એ પણ કંઈ બોલી નહિ. અમે એવું કદી બોલતાં જ નથી, પરંતુ કમલિનીની આંખે જે કહ્યું તે સાચું છે. કમલિની, તને વિશ્વાસ આપું છું કે મારા પક્ષે પણ એ જ કહેવાનું છે. મારી આંખમાં શું તેં એવો જ જવાબ નથી વાંચી લીધો?'

## ૪

# લડતનો નિર્ણય

તા૭......-૮-૪૨

**આ**જે બપોર પછી મહાસમિતિની ખુલ્લી બેઠકનો આરંભ થયો. લોકોના ઉત્સાહને કોઈ સીમા નહોતી. મુંબઈ આજે ખરેખર પાગલ બન્યું છે. આટલી જનમેદની તો મહાસભાની વાર્ષિક બેઠક સમયે જ જોઈ શકાય.

વાતાવરણ ઉગ્ર બનતું જ જાય છે. સરકાર કેવાં પગલાં લેશે તેની પૂરી સમજ હજી પડતી નથી. પરંતુ પોતાની સમગ્ર તાકાતથી મહાસભાનાં આંદોલનો કચડી નાખવાનો પ્રયત્ન કરશે એમ સાફ દેખાઈ આવે છે. કમલિની સમાચાર લાવી છે કે ગાંધીજી તો આ ઠરાવ પછી પણ વાઈસરૉયને મળવાનો પ્રયત્ન કરશે અને રાજાજી જો ગોઠવણ કરી શકશે તો કાયદે આઝમ ઝીણાને પણ મળ્યા વિના નહિ રહે. જો ખરેખર આમ બનવાનું હશે તો લડાઈ દૂર ઠેલાશે. મને તો એવો ભય પણ લાગે છે કે આજનો લોક-ઉત્સાહ પણ મંદ પડી જશે.

આજે એક સામ્યવાદી મિત્રનો ભેટો થઈ ગયો. કમલિની, પ્રદીપ, અશોક, મુદ્રા વગેરે મારી સાથે હતાં. તેઓએ કારોબારીના ઉપર અર્થહીન સુધારો રજૂ કર્યો છે. મુસ્લિમ લીગ અને મહાસભા વચ્ચે સમાધાન થાય અને એ બંને સંયુક્ત રીતે રાષ્ટ્રીય સરકારની માગણી રજૂ કરે તો બ્રિટિશ સરકાર એનો વિરોધ કરી શકે નહિ એવી એમની માન્યતા છે. આ મંતવ્ય સાંભળીને સાચે જ એમની બુદ્ધિ માટે મને દયા ઊપજી. મેં એમને સાફ કહ્યું :

'તમે ઇચ્છો છો જાપાન અને જર્મનીનો પરાજય, પરંતુ એ બંનેથી માનસિક રીતે તો તમે પરાજિત થઈ જ ગયા છો. એમણે તમારાં દિલમાં એવો ભય પેદા કર્યો છે કે શું સાચું અને શું જૂઠું તે તમે સમજી જ શકતા નથી. તમે નથી બ્રિટિશ મુત્સદ્દીઓને ઓળખતા અને નથી જનાબ ઝીણાને પિછાનતા.'

એમણે કહ્યું: 'તો શું મહાસભા આજે લડાઈ આદરીને સ્વતંત્રતા મેળવી શકશે?'

મેં ભારપૂર્વક કહ્યું: 'હા, અને જો નહિ મેળવી શકે તો તેના દોષભાગી તમે પણ થશો.'

'અમે તો કહીએ છીએ કે આ માર્ગ આત્મહત્યાનો છે.'

'પણ બીજો માર્ગ તમે બતાવી શકતા નથી.'

'બતાવીએ છીએ, રાષ્ટ્રીય એકતા, રાષ્ટ્રીય સરકાર, રાષ્ટ્રીય મોરચો......'

'માત્ર રાષ્ટ્રનો સહકાર નહિ!'

એ બિરાદર ગુસ્સે થયા. વાત અધૂરી રહી. મને સમજાતું જ નથી કે એમના મનમાં શું ભરાઈ બેઠું છે? એ લોકો કેમ માની શકતા હશે કે જનાબ ઝીણા, જે અસંતોષની જ સાક્ષાત મૂર્તિ છે, તેની સાથે સમાધાન થઈ શકશે અને તે પછી પણ એ સમાધાન આગળ બ્રિટન માથું નમાવશે? તેઓના ભોળપણ ઉપર હસવું, દયા બતાવવી કે એનો તિરસ્કાર કરવો?

ખેર, એ લોકોની પપૂડીનો અવાજ યુદ્ધનાં ઢોલ-ત્રાંસાંમાં કોઈ સાંભળે એમ નથી. જનતા જે ઇચ્છતી હતી તે હવે આવી રહ્યું છે. ધૂંધવાયેલા અગ્નિ ઉપર હવે પવન ફૂંકાવા લાગ્યો છે. પ્રચંડ પ્રવાહને રોકી રહેલા બંધો હવે તૂટતા જાય છે. બ્રિટિશ સરકાર પોતાના વિશાળ બાહુઓ પ્રસારે છે અને હિંદી જનતા આ પાર કે પેલે પારનો નિર્ણય કરવાની અંતિમ ઘડી ઉપર આવી પહોંચે છે.

...અત્યારે રાતના બે વાગ્યા છે. અમે મિત્રો હમણાં જ છૂટા પડ્યા. કંઈ કંઈ યોજનાઓ વિચારીએ છીએ પણ રસ્તો સાફ દેખાતો નથી. એક જ સંતોષ મનમાં લઈએ છીએ–બળવાને યોજના હોય નહિ, યોજના હોય તો યુદ્ધ, વિદ્રોહ નહિ. અમે વિદ્રોહ જગાવીશું. ચાળીસ કરોડના વિદ્રોહ સામે કોણ ટકી શકશે?

અમે વીસ જેટલાં મિત્રો આ પરસાળમાં સૂતાં છીએ. કમલિની પણ એમાં જ છે. બધાં ઘસઘસાટ ઊંઘે છે, છતાં હું સાફ જોઈ શકું છું કે કોઈના મુખ ઉપર શાંતિ નથી. બત્તીના અજવાળા નીચે એક હિંડોળા ઉપર બેઠો બેઠો હું

આ લખી રહ્યો છું. સૌનાં મુખ ઉપર નજર ફેરવું છું. અંતરની અશાંતિનાં પ્રતિબિંબો ત્યાં પડે છે. આજની રાત હમણાં પૂરી થશે, આવતીકાલે ઠરાવ પસાર થઈ જશે અને પરમદિવસે ? અમે બધાં કયાં હોઈશું ? શું કરતાં હોઈશું ? દેશમાં કેવો દાવાનળ સળગ્યો હશે ? આજે શાંતિમાં સૂતેલું લાગતું મુંબઈ આવતીકાલે પણ નિરાંતે સૂશે ? અને પરમદિવસે પણ સૂઈ શકશે ? મારા મનની શંકાઓ હવે મને નિર્મૂળ થયેલી ભાસે છે. બુદ્ધિ હવે દલીલ ઉઠાવતી નથી. એનો મંદ અવાજ પણ હવે મૃત્યુ પામ્યો છે. હવે તો એ હૃદયની અનુચરી હોય એમ વર્તે છે. એ પણ કહે છે કે જગતની શાંતિ હિંદની સ્વતંત્રતામાં જ છે. હિટલર અને ટોજો વિજય પામે કે મિત્રરાજ્યોને વિજય વરે, પરંતુ હિંદ જેવા દેશો જો પરાધીન હશે, પરાજિત કે નિર્બળ પ્રજાઓનું શોષણ જો ચાલુ જ હશે, તો આ પૃથ્વી ઉપર શાંતિ આવી શકવાની નથી તેમ પ્રજાવાદ પણ ટકી શકવાનો નથી. સામ્યવાદીઓ ગમે તે કહે, મને સાફ દેખાય છે કે હિંદની આઝાદી માગ્યે મળવાની નથી, એ તો આજે કે ગમે તે દિવસે ખૂંચવી જ લેવાની છે.

તા. ...-૮-૪૨

ઝરમર ઝરમર વરસાદ વરસે છે. બાહ્ય ઉકળાટ ઓછો થતો જાય છે. અમે સૌ મહાસમિતિની બેઠક માટે તૈયારી કરી રહ્યાં છીએ. ખબર નથી કે કયારે પાછાં ફરીશું અને ફરીશું ત્યારે આ દેશની શી પરિસ્થિતિ હશે ? કમલિનીએ આજ સવારમાં જ મને કહી દીધું કે આજે આપણે હવે પ્રતિજ્ઞા કરી લેવાની છે. કોઈ પણ ભોગે

અને કોઈ ઉપાયે આપણા દેશને આપણે સ્વતંત્ર કરવો છે. ગાંધીજી શો કાર્યક્રમ આપશે તે ભગવાન જાણે, કદાચ સરકાર એવી સગવડ એમને આપશે જ નહિ, કાર્યક્રમ સાફ પડયો છે—આ સરકારને સ્થાને રાષ્ટ્રીય સરકાર સ્થાપવી છે. એ માટે જે કાંઈ કરવું પડે તે બધું જ કરવું છે.

જે મનોદશા કમલિનીની છે તે જ મારી છે, અને આગળ વધીને કહું તો ગઈ રાતે આ પરસાળમાં પોઢેલાં વીસે વીસ જુવાનોની છે. હું રસ્તા ઉપર ફરતો ફરતો માણસોનાં મોં જોઉં છું. લગભગ સૌની આંખમાં હું આ જ ભાવના વાંચી રહ્યો છું. વેપારી, મજૂર, વિદ્યાર્થી, ગુમાસ્તા—સૌ કોઈ કંઈક કરી નાખવા માટે તત્પર બન્યા છે.

હું આ લખું છું અને મહાસમિતિ માટે તૈયાર થવાની બૂમ સંભળાય છે. દાદરનાં પગથિયાં ઉપર કમલિની ચડતી હોય એમ લાગે છે. આવતીકાલે આ સુકુમાર કન્યા રણચંડી બની જશે. આવતીકાલે અમે......

તા. ...–૮–૪૨

બરાબર છત્રીસ કલાક પછી નોંધપોથીમાં અક્ષરો પાડવાની નિરાંત મેળવી શકયો છું. રાતના એકના ટકોરે અમે વાતો પૂરી કરીને છૂટાં પડ્યાં છીએ. બાજુની ઓરડીમાં હજી મંડળી જામેલી છે. કમલિની ઘડીકમાં અહીં આવે છે, ઘડીકમાં ત્યાં જાય છે.

લડાઈ શરૂ થઈ ગઈ છે. સાંભળ્યું છે કે હિંદુસ્તાનનો ખૂણેખૂણો સળગી ઊઠયો છે. મુંબઈ તો ઘેલું બન્યું છે. આજે લખવાનું કશું સૂઝતું નથી છતાં જે તંતુ અધૂરો મૂકયો છે તેને સાંધવાનો પ્રયત્ન કરું છું.

મહાસમિતિની બીજી બેઠક અપૂર્વ અને અદ્ભુત હતી. સરકારી પરિપત્ર પણ સમયસરનો જ હતો. મૌલાના સાહેબ, જવાહરલાલજી, સરદારસાહેબ, ગાંધીજી એ સૌનાં વ્યાખ્યાનમાં યુદ્ધનો રણકાર હતો. છતાં બ્રિટન સાથે સમાધાન કરવાની આતુરતા ભારોભાર દેખાતી હતી. મૌલાના અને જવાહરલાલનાં મુખ ઉપર કેટલી વેદના હતી ! વિરોધપક્ષની એકેએક દલીલનો એમણે જવાબ આપ્યો હતો. મુસ્લિમ લીગની માગણીમાં જેટલું વાજબી તત્ત્વ હતું તેનો સ્વીકાર પણ કરી લીધો હતો. મહાસભાને શિરે ધરીરાજ્યો સાથેની દોસ્તી અથવા તો એની અસરનો જે આરોપ હતો તે માટે પણ સાફ કહ્યું હતું કે, એક જ ટેબલ ઉપર હિંદની સ્વતંત્રતાના ખતપત્ર ઉપર સહી થાય અને હિંદ મિત્રરાજ્યોની સાથે જ યુદ્ધમાં જોડાવાની કબૂલાત-પત્ર ઉપર સહી કરી આપે. મિત્રરાજ્યોનાં લશ્કરો હિંદની ભૂમિ ઉપર જ રહે અને તેના ઉપરનો અંકુશ પણ મિત્રરાજ્યોનો જ રહે. અરે, મુસ્લિમ લીગના નામે તો સરદારસાહેબે અને મૌલાનાએ ત્યાં સુધી કહી દીધું કે કાયદે આઝમને રાષ્ટ્રીય સરકાર સ્થાપવાનું સોંપી દો. હિંદની આઝાદી પછી મહાસભા પોતાની હસ્તી જ મિટાવી દેવા માટે તૈયાર છે.

પરંતુ એ બધું એ વખતે જ સાવ નકામું લાગતું હતું. મહાસભા જેવી સંસ્થાનું ગૌરવ પોતાની સ્થિતિ સ્પષ્ટ કરવામાં અને ઉદારતા બતાવવામાં છે જ, પરંતુ સૌ કોઈ જાણતું હતું કે બ્રિટન હિંદને આઝાદી નહિ આપવાં માટેનાં જે કારણો રજૂ કરે છે તે માત્ર બહાનાં જ છે.

સામ્યવાદીઓ કે રાજાજી જેવા ભલે એમાં તથ્યાંશ જોઈ શકતા હોય, આજે નહિ તો કોઈક દિવસ તો એમની આંખ અવશ્ય ઊઘડી જ જવાની છે.

પણ એક ખામી દેખાયા કરતી હતી. આ ઠરાવને સરકાર ન સ્વીકારે, અને એ સ્વીકારે એમ હતું જ નહિ, તો કરવું શું એ કોઈના વ્યાખ્યાનમાંથી મળતું નહોતું. સરદારની તેજીલી વાણીમાંથી એટલું જાણી શકાયું કે સરકારી તંત્રને તોડી નાખવું. ગાંધીજી જે બોલ્યા તે ઉપર હું આજે વિચારું છું તો મને માત્ર એટલું જ સમજાય છે કે આ દેશમાં જે આઝાદી ચાહતા હોય તે પોતાને આઝાદ તરીકે જાહેર કરે, એમ જ વર્તે અને બ્રિટિશ સરકારના અસ્તિત્વનો જ ઇન્કાર કરે. આ માર્ગ ખરેખર અદ્ભુત લાગે છે. તેઓ બોલતા હતા ત્યારે એમની વાણીમાં મને પયગંબરના દર્શન થતાં હતાં. હું એમના પ્રત્યેક શબ્દે રોમાંચ અનુભવતો હતો. સદ્ભાગ્યે મને વ્યાસપીઠની નજીક બેઠક મળી હતી. એમનું કૃશ શરીર, તેજસ્વી અને કૃતનિશ્ચયી આંખો અને મુખના હાવભાવ બધું સ્પષ્ટ દેખાતું હતું. 'કરેંગે યા મરેંગે' બોલતાં કેમ જાણે શરીરને ફેંકી દેતા હોય એવું લાગતું હતું. એમને મેં અનેકવાર સાંભળ્યા હતા પરંતુ આ વખતે તો મને તેઓ એક બાજુ રુદ્ર જેવા લાગતા હતા અને બીજી બાજુ જગતને આખરી સંદેશો આપતા કોઈ અવતાર ભાસતા હતા.

મારું હૃદય એમના ચરણમાં પહોંચી ગયું હતું. બુદ્ધિ એ વખતે બીચારી લાગતી હતી. એમ જ થતું હતું કે

આમની આજ્ઞા આગળ મારા દેહની કિંમત નથી. સાથે સાથે હૃદયમાં એક પડકાર પણ ઊપડી આવતો હતો. સરકારી જેલને, દમનને, વેદનાને, યુદ્ધના સંહારને એમનું શરીર હવે સહી શકશે ! છાતી ઉપર પાંસળાં દેખાતાં હતાં. અવાજમાં નિશ્ચય હતો છતાં ગળું જોર કરી શકતું નહોતું. 'કરેંગે યા મરેંગે' બોલતાં જાણે અવાજ રુંધાઈ જતો હતો. મને થતું હતું કે કેટકેટલી વેદના પછી મહાત્માજીએ આ નિર્ણય લીધો હશે !

રાત્રે અમે પાછા ફર્યા ત્યારે મુંબઈની ઊંઘ ઊડી ગઈ હતી. અમારી આંખ પણ ત્યારે જાગ્રતિથી સળગતી હતી. કઈ પળે ગાંધીજી અને આગેવાનો ઉપર સરકારી તરાપ પડશે તેની રાહ જોવાતી હતી. અમે સૌ એક મકાનમાં બેઠા હતા, જાગતા અને વાતો કરતા. વાતોમાં બીજું કંઈ હતું નહિ. હવે શું ? એ પ્રશ્ન સામે આવીને ઊભો હતો. પ્રભાતની રાહ જોતા હતા. ત્યાં જ એક મિત્ર દોડતો દોડતો આવ્યો, ગાંધીજીના પકડાવાના સમાચાર એ લાવ્યો હતો. અમે તુરત જ નજીકના મકાનમાં ફોન કરવા માટે દોડ્યા, પણ ફોન નિર્જીવ હતો. ઘંટડી વાગતી જ નહોતી. સરકારે યંત્રો બંધ કરાવ્યાં હતાં. એક પળમાં અમે બધું સમજી ગયા. સરકારે ઘા કરી લીધો હતો. એકમેક સામે જોતાં અમે થોડીક પળો તો સ્તબ્ધ બની ગયા, પણ હવે એવી સ્તબ્ધતા માટે અવકાશ નહોતો.

અમે બધા નીચે ઊતર્યા. અજવાળું થવા આવ્યું હતું. લોકોના ટોળેટોળાં ગોવાલિયા ટેંકના મેદાન તરફ હલવાતાં હતાં. આખા શહેરમાં વાયુવેગે સમાચાર પ્રસરી ગયા

હતા. સ્વમાની પુરુષ કે સ્ત્રીની ઇજ્જત ઉપર હાથ પડતાં જેવો રોષ પ્રગટે તેવો રોષ લોકોમાં પ્રગટયો હતો. હજારો સ્ત્રીઓ, કન્યાઓ, બાળકો, યુવાનો, વૃદ્ધો ઘરબાર છોડીને બહાર નીકળી પડયાં હતાં. સરકારી સંગીનો પણ ચારે બાજુ ચમકતી હતી.

અમે એ ટોળામાં ઘૂમતાં ઘૂમતાં ગોવાલિયા ટેંક પાસે પહોંચ્યા. ત્યાં ટોળાંને વિખેરવા માટે લાઠીમાર અને અશ્રુવાયુનો ઉપયોગ થતો હતો. મારી આંખ સામે જ એક બહેનને મેં અશ્રુવાયુની અસર નીચે લથડિયાં ખાતી જોઈ, એક બાળકને નીચે પડી ગયેલું જોયું. મારું માથું ઘૂમવા લાગ્યું. હું આગળ ધસ્યો. કમલિની મારી સાથે જ હતી. બીજા મિત્રો છૂટા પડી ગયા હતા. અશ્રુવાયુથી આંખો બળતી હતી છતાં હું મેદાન તરફ ધસતો હતો. અચાનક મારા માથા ઉપર લાઠીનો ફટકો પડયો. મેં પાછળ જોયું. મારી આંખમાં અગ્નિ વ્યાપી ગયો. હું ભાન ભૂલીને મારનાર તરફ ધસવા જતો હતો ત્યાં કમલિની વચ્ચે પડી અને મારો હાથ ખેંચી મને ટોળાંથી દૂર લઈ ગઈ.

હું તુરત જ પરિસ્થિતિની ગંભીરતા સમજી ગયો. મને થયું કે આ પાગલપણાથી આઝાદી મળશે નહિ. મને પડેલા મારનું વેર મારે લેવું નહોતું. મારે મારા દેશને મુક્ત કરવો હતો. અમે બંને એકદમ અમારા નિવાસસ્થાન તરફ ઊપડયાં, રસ્તામાં ભીંયપત્રિકાઓ વાંચવા મળી, લખ્યું હતુંઃ 'ગાંધીજી આજથી જ આમરણાંત ઉપવાસ આદરશે.' ઉપવાસ વિષે વાંચતા મારું હૃદય ધ્રૂજી ઊઠયું, મારા દિલની તમામ શક્તિ જાણે તૂટી પડી. 'નહિ, નહિ.' મારું હૃદય બોલી

ઊઠયું: 'ભલે સ્વરાજ બે વર્ષ મોડું આવે, અમારા મહાત્માને કોઈ બચાવો.' ઈશ્વરમાં ન માનનાર હું ત્યારે ઢીલો પડી એની પ્રાર્થના કરવા લાગ્યો. મને એમ થવા લાગ્યું કે મહાત્માનું જીવન હિંદની આઝાદી કરતાંયે મહાન છે. એમના મૃત્યુની કલ્પના જ મારા માટે અસહ્ય થઈ પડી હતી.

ઘેર આવતાં કોઈએ ખબર આપ્યા કે મહાત્માજી ઉપવાસ ઉપર હમણાં નહિ ઊતરે. ખબર આપનાર વિશ્વસનીય હતા. મારા મનને થોડી શાંતિ થઈ. જમવાનો સમય વીતી ગયો હતો પણ એ તરફ રુચિ જ નહોતી. મારા સ્વભાવ અનુસાર આ મંથનમાંથી માર્ગ કાઢવા માટે મારે એકાંત જોઈતું હતું. કમલિની બીજા મિત્રો સાથે બહાર ગઈ. હું ઓરડાના બારણાં વાસી આંટા મારવા લાગ્યો. માથા ઉપર પડેલો ફટકો સાધારણ હતો. એની પીડા યાદ પણ આવતી નહોતી. મગજમાં જોરજોરથી વિચારો ઘૂમવા લાગ્યા. અચાનક રસ્તા ઉપર કોલાહલ સંભળાયો, બહાર નજર કરું તો એક પ્રચંડ ટોળું મહાત્માજીનો જય, ઇન્કિલાબ ઝિંદાબાદ, કરેંગે યા મરેંગે ના પોકાર કરતું ધસ્યું આવતું હતું અને પચાસેક કદમ દૂર ગોરા–કાળા પોલીસો અને અફસરો ગોઠવાયેલા હતા. ઓહ! બંદૂકના અવાજ થયા. આગળ ધસતો એક મજૂર જેવો જુવાન નીચે પટકાઈ પડયો, બીજો અવાજ, ત્રીજો અવાજ ચોથો અવાજ અને અને...

મેં ઓરડાની બારીઓ વાસી દીધી. ટોળું વિખરાઈ ગયું હતું. થોડી વારે કમલિની અને પ્રતાપ આવી પહોંચ્યાં, બીજાં આઠ સ્થળોના ગોળીબાર, લાઠીમાર અને અશ્રુવાયુના

સમાચાર એ લાવ્યા હતાં. ટોળાંએ વરસાવેલા પથરાઓ, લૂંટેલી ને સળગાવેલી દુકાનો, ટ્રામો, મોટરો, બસો વગેરેનો પણ પાર નહોતો. પ્રચંડ હડતાળ આખા શહેરમાં વ્યાપેલી હતી. અમદાવાદ અને મારા વહાલા વતન ગુજરાતના સમાચાર માટે હું ઝંખતો હતો, પણ કશા સમચાર મળ્યા નહિ.

સાંજ પડવા આવી તેમ બીજા મિત્રો પણ આવવા લાગ્યા. રાતના નવેક વાગે લગભગ બધા આવી ગયા. ત્યારથી તે અત્યાર સુધી બરાબર ચાર કલાક અમે વાતોમાં અને વિચારમાં ગાળ્યા છે. મિત્રો જેને જેને મળી આવ્યા તેના સમાચાર પણ લાવ્યા છે. કશા નિર્ણય ઉપર અમે આવ્યા નથી, પરંતુ અમારાં સૌના હૈયાં સળગી ઊઠયાં છે. એક વાતમાં અમે સૌ એકમત થયા છીએ કે આ તોફાનોથી આઝાદી મળશે નહિ, સરકારી તંત્ર તૂટશે નહિ. એમ પણ લાગે છે કે સરકારી દમનથી થોડા જ દિવસોમાં આ તોફાનને દબાવી શકાશે. કંઈક નક્કર, કંઈક ચમત્કારિક, કંઈક ગંભીર, કંઈક છેવટનો ફટકો જેવું થતું જોઈએ.

…શરીર પોતાની ફરજને આજે ભૂલી ગયું છે. ભૂખ લાગતી નથી. ઊંઘ આવતી નથી. મરવાની તમન્ના આજે પરાકાષ્ટાએ પહોંચી છે, પરંતુ મૃત્યુની કિંમત લેવી છે. કૂતરાને મોતે મરવું નથી. ભયની એક રેખા પણ મારા દિલમાં નથી. કમલિનીનાં પણ એ જ દશા છે. એકઠા થયેલા વીસેવીસ આ સરકાર સામે ભયાનક બહારવટું ખેડવા ઈચ્છીએ છીએ. અમને લાગે છે કે દેશની ઇજ્જત ઉપર હાથ પડી ચૂકયો છે, પરંતુ હજી માર્ગ દેખાતો નથી.

૫

# સરફરોશીની તમન્ના

તા....૮ : ૪૨

ગઈ રાત્રે લગભગ ચાર વાગે મારી આંખ મીંચાઈ હતી. મિત્રો પણ લગભગ ત્યારે જ સૂતા હતા. નિર્ણયો તો કશા થયા નહોતા. પરંતુ મારું મન કોઈ ભયંકર પ્રવૃત્તિ તરફ જોરથી ખેંચાતું હતું. વિચારોનો પ્રવાહ જ જાણે બદલાઈ ગયો હતો. બલિદાન આપવાની ભાવના તો એટલી જ તીવ્ર હતી, પરંતુ એનું સ્વરૂપ બદલાઈ ગયું હતું. ગાંધીજીના તત્ત્વજ્ઞાનમાં હું કોઈ દિવસ માનતો નહોતો, પરંતુ આ દેશમાં આત્મભોગનો જે યજ્ઞ એમણે આરંભ્યો હતો તે માટે સદાય મારું અંતર ધન્ય પોકારતું હતું; પરંતુ સાથે સાથે એમ લાગ્યા જ કરતું હતું કે કેવળ આત્મભોગથી આ સરકારને નમાવી શકાશે નહિ. આત્મભોગની, નિજના બલિદાનની અસર સ્વજનો ઉપર થાય, જેના દિલમાં પ્રેમ અને અનુકંપા હોય તેમના ઉપર થાય. બ્રિટિશ સત્તાને હૃદય છે નહિ, એ તો એક યંત્ર છે, મનુષ્યોથી ચાલતું છતાં જડ યંત્ર છે એવી મારી માન્યતા હતી. આ યંત્રને તોડવું જોઈએ, કોઈ પણ ભોગે અટકાવવું જોઈએ એમ હું

કહેતો હતો. એ દૃષ્ટિએ સરદારની દૃષ્ટિ મને વાજબી લાગતી, પરંતુ મહાત્માના વ્યક્તિત્વ પાસે કોઈનો કશો હિસાબ નહોતો. અને એ વ્યક્તિત્વ જ આ દેશમાં છેલ્લાં પચીસ વર્ષથી સર્વોપરી હતું.

પરંતુ આજે પરિસ્થિતિ મને બદલાયેલી લાગી. મારી જૂની માન્યતા હૃદયમાં સળવળી ઊઠી. વિચારતો હતો કે કઈ રીતે મારા દેશને આઝાદ કરી શકું, અને મને નવો જ પ્રકાશ દેખાવા લાગ્યો. સરકારી તંત્ર તોડવું જોઈએ, ગમે તે સાધનો અને ગમે તે પદ્ધતિઓ વડે એનો નાશ કરવો જોઈએ. જગતનાં બીજાં યુદ્ધોની રીતે જ આ યુદ્ધને વિચારવું જોઈએ. આવી આવી વિચારણામાં જ હું પોઢી ગયો હતો. મને ઊંઘે અર્ધોક કલાક થયો હશે ત્યાં કમલિની મને જગાડતી હોય એવું લાગ્યું. થોડીક પળો તો મને સ્વપ્ન જેવું જ લાગ્યું, પરંતુ મારા નામનો ફરીને ઉચ્ચાર થતાં હું જાગી ગયો. પથારીમાં પડયાં પડયાં જ મેં આંખ ઉઘાડી. કમલિની હસી રહી હતી. એની સાથે બીજા બે જુવાનો હતા. હું ઓળખી શક્યો નહિ. બંને મને મુસ્લિમ બિરાદરો લાગ્યા. હું તુરત જ પથારીમાંથી બેઠો થયો. એ બંનેને ઓળખવા પ્રયત્ન કરતો હતો, પરંતુ એમાં ફાવતો નહોતો.

'ઓળખો છો?' કમલિનીએ પૂછ્યું.

'ના.' મેં જવાબ આપ્યો. એ ત્રણેય હસી પડયા. બંને જુવાનોએ એક સાથે જ માથા ઉપરની ફેઝ ટોપી નીચે ઉતારી નાખી. હું જોરથી હસી પડયો. એ તો...હતા.

'હવે ઊંઘવાનું ન હોય.' એક જુવાન બોલ્યો. હું હું હસ્યો, અમે ચારેય સરખાં થઈને બેઠાં. આવનારને હું ઓળખી ગયો હતો અને તે સાથે જ એમના હેતુનું પણ મને સંપૂર્ણ જ્ઞાન થઈ ગયું હતું. એમના પહેરવેશે મને કહી દીધું કે જે વિચાર તરફ હું ખેંચાઈ રહ્યો હતો ત્યાં એ લોકો પહોંચી ગયા હતા.

થોડી વારના મૌન પછી કમલિનીએ એ બંનેને વાત શરૂ કરવાનું કહ્યું. સાથે સાથે મને પણ કહ્યું કે અજવાળું થતાં પહેલા એમણે અહીંથી નીકળી જવું જોઈએ.

'તમે શું વિચાર્યું છે?' એમાંથી એકે પછી વાત શરૂ કરી.

'વિચાર્યું ઘણું છે, પરંતુ હજુ નિર્ણય થયો નથી.'

'તમારું વલણ કઈ તરફ છે?'

'જે તરફ તમારું છે.' મેં જવાબ આપ્યો.

'તો અમે એક કલાક પહેલાં જ જે નિર્ણય ઉપર આવ્યા છીએ તે આ રહ્યા.' એમ કહેતાં જ એમણે મારા મારા હાથમાં અંગ્રેજીમાં ટાઇપ કરેલા કાગળોની એક થોકડી મૂકી. હું વાંચવાનો પ્રયત્ન કરું ત્યાં જ એમણે કહ્યું:

'નિરાંતે વાંચજો અને સાંજ પહેલાં તમારો નિર્ણય જણાવજો.'

'એક વાત પૂછું?' હું બોલ્યો. એમણે માથું હલાવ્યું.

'ગાંધીજી કે કારોબારી તરફથી કશો કાર્યક્રમ મળ્યો છે!'

જવાબમાં બંને હસી પડયા. એકે આકાશ તરફ આંગળી બતાવી.

'હું સમજ્યો નહિ.' મેં કહ્યું.

'એમાં સમજવાનું કંઈ છે જ નહિ. ગાંધીજી તો ઈશ્વરમાં શ્રદ્ધા રાખનાર છેને, એટલે એમણે એક સૂત્ર સંભળાવી દીધું: 'કરેંગે યા મરેંગે.' હવે કાર્યક્રમ આપણે જ શોધી લેવો.'

'ખાનગીમાં પણ તેઓ કશું નથી બોલ્યા?'

'ખાનગી? તો આજે આ અર્થહીન તોફાનો ન થયાં હોત. જનતાના રોષની જ્વાળામાં તો આખા રાજ્યતંત્રને આપણે ભસ્મીભૂત કરી શકત, પરંતુ કશી યોજના વિનાનો એ રોષ ટ્રામ, બસ અને મોટરો ઉપર ઠલવાઈ રહ્યો છે. આગ લગાવે છે પણ ક્યાં લગાવવી તેનું ભાન નથી. પથરા ફેંકે છે, પરંતુ પંદર રુપરડીના પોલીસ ઉપર. કોઈને સૂઝતું નથી સરકારની ધોરી નસો ઉપર કાપ મૂકવાનું અને એના હૃદય ઉપર ઘા કરવાનું.'

મેં બધું સાંભળ્યું છતાં ન સાંભળ્યું હોય તેમ બોલ્યો:

'ત્યારે આ નિર્ણયો કોના છે?'

'સમજો કે અમારા બંનેના.'

'માત્ર તમારા જ?'

'ના, પકડાપકડીમાંથી નાસી છૂટી શક્યા તેવા લગભગ દસેક મિત્રોના.'

'પણ મહાસભા......ગાંધીજી...'

'એ જેલમાં છે. આપણું કર્તવ્ય આપણે બજાવવાનું છે.'

મેં વધુ પૂછવાનું વાજબી ન માન્યું. થોડી વાર બેસીને બંને ઊઠયા અને ચાલતા થયા. કમલિની અને હું યોજનાના કાગળો વાંચવા લાગ્યાં. ગઈ રાત્રે મારું મન જે બાજુ ખેંચાઈ રહ્યું હતું એ જ બધું આ કાગળોમાં વ્યવસ્થિત અને યોજનાબદ્ધ મૂકેલું હતું. હું જે વિચારતો હતો તે જ બીજા વિચારે છે એ જાણીને મારા આનંદનો પાર ન રહ્યો. અમે નક્કી કર્યું કે સવારે સમય મેળવીને બધા મિત્રો સાથે આ યોજનાપત્ર ઉપર વિચાર કરી લેવો અને તત્કાળ કાર્યને આરંભ કરવો.

કમલિની અને હું છૂટાં પડ્યાં ત્યારે અજવાળું થવા આવ્યું હતું. હું થોડું ઊંઘી લેવાનો વિચાર કરતો પથારીમાં પડ્યો ત્યાં જ નીચે કોઈ મોટર ઊભા રહેવાનો અવાજ સંભળાયો. ઊભો થઈને જોઉં ત્યાં તો પોલીસ-ગાડી! હું તુરત જ અંદર દોડ્યો. એક પળમાં બધા જાગી ઊઠયા. નાસી છૂટવાનો માર્ગ હતો જ નહિ. આ મકાન એક મિત્રે અપાવેલું હતું. ભરચક લત્તાની વચ્ચેનું આ જૂનું મકાન પોલીસનું ધ્યાન ખેંચશે એમ માનેલું જ નહિ. એક પળમાં જ નિર્ણય કરી લેવાનો હતો. પેલા મિત્રો જે કાગળો આપી ગયા હતા તે મેં મકાનમાં જ છુપાવી દીધા. અમારા ઉપર આરોપ મૂકી શકાય એવું કશું હતું નહિ. પરંતુ અમે વીસ જેટલા જુવાનોનું એક સાથે રહેવું એ જ પોલીસને વહેમ લાવવા માટે બસ

હતું. સૌના મગજમાં ઝપાટાબંધ વિચારો ઘૂમતા હતા. કમલિની ધીમે પગલે પરસાળ તરફ ગઈ અને તરત જ હસતી હસતી પાછી ફરી. એણે ખબર આપ્યા કે પોલીસ-મંડળી ચાલી નીકળી છે. સમજાયું નહિ કે અહીં થોભ-વાનો શો ઉદ્દેશ હતો.

પણ આ મકાનમાં રહેવું હવે જોખમકારક હતું. અમે તુરત જ વિખરાઈ જવાનો નિર્ણય કર્યો, પરંતુ ફરીને એક સાથે કોણ જાણે ક્યારે મળી શકીએ, એ વિચારથી તુરત જ પેલા યોજનાપત્ર ઉપર વિચાર ચલાવવા અમે બેસી ગયા. પ્રથમ મેં એનું વાચન કર્યું અને બધાએ ધ્યાન-પૂર્વક સાંભળ્યું. મારા પોતાના વિચારો પણ મેં જણાવી દીધા. હિંસા–અહિંસાની ચર્ચા વિના હિંદુસ્તાનનું કોઈ રાજ્યદ્વારી કામ આગળ ચાલે નહિ એવો જાણે એક નિયમ જ થઈ ગયો હતો. મિત્રે પ્રશ્ન ઉઠાવ્યો:

‘ આ યોજના સાથે ગાંધીજી સંમત થશે ? ’

‘ એ વિચાર આપણે કરવાનો જ નથી.’ મેં જવાબ આપ્યો.

‘ મહાસભાએ સ્વીકારેલી મર્યાદા બહાર આપણે ન જવું જોઈએ.’ બીજાએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

અને પછી તો પુષ્કળ ચર્ચા થઈ. છેવટ આ યોજના ઉપર કોઈ જાતનો નિર્ણય અમે કરી શક્યા નહિ. એટલું જ નક્કી થયું કે બેએક દિવસમાં સૌ કોઈ પોતાના વિચારો મને જણાવી દેશે. મેં તો મારો નિર્ણય સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધો હતો અને ઉમેર્યું હતું કે મારી સાથે બીજું

કોઈ નહિ હોય તો હું એકલો જ આ કાર્યમાં ઝંપલાવીશ. જોકે એમ હતું નહિ. કમલિની અને બીજા આઠેક મિત્રોએ તો ત્યારે જ પોતાની સંમતિ નોંધાવી હતી.

બપોર પહેલાં અમે સૌ વિખરાઈ ગયાં અને ચાર ચારની સંખ્યામાં એક એક સ્થળે રહેવાનું નક્કી કર્યું હતું. કમલિની, પ્રતાપ, ચંદ્રકાન્ત અને હું ચોપાટી ઉપરના એક મકાનમાં રહ્યાં છીએ. ઘરના માલિક પ્રતાપના મિત્ર છે. ખાદી પહેરે છે. દેશની લડત પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે. જોખમ આવી જ પડે તો તૈયાર છે, પરંતુ ઝંપલાવવા જેટલી ઉત્સુકતા નથી.

બપોરે અહીં આવ્યાં છીએ. રાત્રે આઠેક વાગે કમલિની સાથે પેલા સવારે આવેલા મિત્રો પાસે અમે જઈ આવ્યાં, તે સિવાય ઘરમાં જ બેઠાં છીએ. ટેલિફોન ઉપર કલાક અર્ધા કલાકે ગોળીબાર અને લાઠીમારના સમાચાર આવ્યા કરે છે. પાંચ–સાત પત્રિકાઓ પણ આજ પ્રગટ થઈ ગઈ છે. અમદાવાદ અને ગુજરાતના સમાચારો ઉત્સાહજનક છે, અમે નક્કી કર્યું છે કે આઠેક દિવસ અહીં રહ્યા પછી ગુજરાતમાં જવું; તે દરમિયાન અહીંના સંબંધો બાંધવા, ગુજરાત સાથે સંપર્ક સાધવો, જે કામ કરવું તે વિષે વૈજ્ઞાનિક જ્ઞાન મેળવવું, માણસો અને નાણાંની ગોઠવણ કરવી.

આજના આખા દિવસ ઉપર નજર ફેરવું છું તો વાતો અને વિચારોનો જ ભરચક કાર્યક્રમ રહ્યો છે. મનની સ્થિતિનું તો વર્ણન થઈ શકે એમ નથી. ૧૮૫૭ના સજીવ અને સફળ કરવાનાં સ્વપ્નાં આવે છે. એમ થાય છે કે આખા દેશમાં આગ જલાવી મૂકીશું અને બ્રિટિશ સત્તાનો થોડા દિવસોમાં જ અંત આણીશું.

તા....૯-૪૨

મિત્રોના અભિપ્રાયો આવી ગયા છે. ત્રણ સિવાય લગભગ સૌએ આ યોજનાનો સ્વીકાર કર્યો છે. સરકારી જુલમો પરાકાષ્ટાએ પહોંચ્યા છે. 'હિંદ સંરક્ષણ ધારા' નીચે હવે જીવવું એ પણ ગુનો છે. ગોળીબારો ચાલુ છે, હડતાળો ચાલુ છે, સભા-સરઘસો ચાલુ છે અને આજે મહાન કાર્યનાં મંગળાચરણ પણ થઈ ગયાં છે. સાંભળવા મળ્યું છે કે બિહારમાં સેંકડો માઈલમાં આગગાડીના પાટા ઊખડી ગયા છે. યુક્તપ્રાંતમાં સરકારી કચેરીઓ બળી ગઈ છે. મુંબઈ પ્રાંતમાં ઠેર ઠેર તારનાં દોરડાંઓ કપાયાં છે અને પોસ્ટ ઑફિસની હોળીઓ સળગી છે. લશ્કરી કાયદા જેવી સ્થિતિ આખા દેશમાં વ્યાપેલી છે. એમ લાગે છે કે અમે, માત્ર અમે જ હજી ચર્ચામાં સમય ગાળીએ છીએ. હવે શોભવું અસહ્ય લાગે છે. ગુજરાતમાં દોડી જવાનું મન થાય છે, પરંતુ ફરી ફરીને એમ વિચાર આવે છે કે દોડીને કરીશું શું ? વ્યવસ્થિત કાર્યક્રમ અને તે પાર પાડવાનાં સાધનો વિના કેમ ચાલી શકશે ?

કર્મોલિની ખરેખર કમાલ કરે છે. કોણ જાણે ક્યાં ઘૂમી આવીને બધા સમાચાર મને કહી જાય છે. સામ્યવાદીઓ તો સરકારી આડતિયાઓ બની ગયા છે. વિદ્યાર્થીઓમાં ફરી ફરી તેમને આ લડતમાંથી પાછા ફરવાનું સમજાવી રહ્યા છે. હડતાળો નિષ્ફળ બનાવવાના તેમના પ્રયાસો પણ પણ ચાલુ જ છે. સ્વાતંત્ર્ય-સંગ્રામનો ઝોક હવે સત્યાગ્રહ તરફ રહ્યો નથી. પ્રજા હવે સરકારના હૃદયનો પલટો નહિ પણ તે ઉપર જ ઘા મારવા ઇચ્છે છે. એવો ઘા સામ્ય-

વાદીઓથી સહન થઈ શકતો નથી. તેઓ કહે છે કે અમે અમારા જ યુધ્ધ-પ્રયાસોને હાનિ પહોંચાડીએ છીએ. મૂર્ખાઓને ભાન નથી કે 'અમારા' જેવું આ યુદ્ધ-પ્રયાસોમાં કશું છે જ નહિ. હજીયે લીગ-કૉંગ્રેસની એકતાનાં ગીતો તેઓ છોડતા નથી.

બીજા સમાચાર એ આવ્યા છે કે અમારા જેવાં જ દસેક મંડળો મુંબઈમાં રચાઈ ગયાં છે અને અમદાવાદમાં પણ દરેક જિલ્લામાં બબ્બે ત્રણ ત્રણ મંડળો કામ કરી રહ્યાં છે. આ સૌને એકત્ર કરવાના પ્રયાસો ચાલે છે. સાંજે એવી એક સભામાં હું જઈ આવ્યો. ત્રણેક કલાક સુધી બેઠા, પરંતુ એકતા સાધી શકાઈ નહિ. કાર્યક્રમમાં અને કાર્યપધ્ધતિમાં ફેર દેખાય છે. અમુક મંડળોના સભ્યો તો મને સાવ લહેરીલાલા જ લાગ્યા. કમલિનીએ મારું ધ્યાન ખેંચ્યું કે આ મુંબઈ છે. અહીં એક એવો વર્ગ પણ છે કે જે કોઈ પણ આંદોલન વખતે હાથમાં સત્તા રાખવા અને આગળ આવવા માટે ટાંપી રહ્યો હોય છે. દેશ અને દેશની લડાઈ એની મહત્તા વધારવાનું સાધન માત્ર હોય છે.

આજે આ લખતી વેળા, રાતના બાર વાગે બહાર જેવું આછું અંધારું છે તેવી જ મારા મનની સ્થિતિ છે. થોડી નિરાશા પણ આવી ગઈ છે. એ નિરાશાને કારણે કદાચ બીજાને દોષ દેવા તરફ મન અને બુદ્ધિ ખેંચાય છે. એમ થયા જ કરે છે કે કારોબારીએ કોઈ પણ પ્રકારની યોજના નહિ આપીને આ લડતને સૌથી પહેલો ફટકો લગાવી દીધો છે. પ્રચંડ લોકઉત્સાહ સાવ નકામો વેડફાઈ

રહ્યો છે. છૂટાં છૂટાં મંડળો કામ કરવાનો પ્રયત્ન કરે છે પરંતુ ફાવતા નથી. પ્રથમ એમ લાગતું હતું કે બળવામાં યોજના ન જોઈએ. હવે એમ લાગે છે કે યોજના અને તૈયારી વિના સફળ બળવો શક્ય જ નથી.

પણ મારે નિરાશ ન થવું જોઈએ. પ્રાંતે પ્રાંતના સમાચારો આશાજનક છે. સરકારી તંત્ર ખરેખર તૂટી રહ્યું છે. બિહાર, યુક્ત પ્રાંત, મદ્રાસ, મધ્ય પ્રાંત, કમાલ કરી રહ્યા છે. મારી નિરાશા મારી જ અશક્તિ અને અણઆવડતનું પરિણામ હશે. મારે હવે જલદી ઝૂકાવવું જોઈએ. જે કંઈ થઈ શકે તે કરી નાખવું જોઈએ.

કમલિની આવતીકાલે અમદાવાદ જાય છે. ઘેર આવવાની એના પિતાએ ના પાડી છે છતાં એ તો ત્યાં જ જવાની છે. ગુજરાતનું વાતાવરણ જોઈ એ બે દિવસમાં પાછી ફરશે. હું પણ બે દિવસમાં મારું અહીંનું કાર્ય પુરું કરીશ. હવે વધુ થોભવામાં ગૂંગળામણ લાગે છે. અગ્નિ જ્યારે જળી રહ્યો છે ત્યારે જ એમાં ઘી અને જવ-તલ હોમી દેવાં જોઈએ.

૬

# નિષ્ફળ પ્રયોગ

તા....-૮-૪૨

આજે અમદાવાદ અને સમસ્ત ગુજરાતના સમાચાર મને મળી ગયા છે. મારા આનંદને આજ કોઈ સીમા નથી. બિહાર, મદ્રાસ અને મધ્ય પ્રાંતના સમાચારો મળ્યા છે. ગુજરાતમાં હજી આગગાડીઓ ઊથલી પડી નથી, પરંતુ સરદાર અને ગાંધીજીએ સર્જાવેલી ઠંડી તાકાતનું દર્શન સમગ્ર ગુજરાતમાં થઈ રહ્યું છે. પ્રચંડ હડતાળ એ જ આજે ગુજરાતનું બીજું નામ છે. માત્ર મિલો અને કારખાનાંઓ જ નહિ, દુકાનો, બજારો, હોટેલો, શાળાઓ, કૉલેજો અને બાલમંદિરો પણ સૂનાં પડયાં છે. સરઘસો અને સભાઓ થાય છે. ગોળીઓ અને લાઠીઓ વરસે છે પરંતુ પ્રજાશક્તિ જરાએ નરમ પડતી હોય એમ દેખાતું નથી.

મુંબઈનું પાગલપણું શમી જતું હોય એમ જણાય છે. રસ્તાઓ સાફ થવા લાગ્યા છે, અટકી પડેલો વાહન-વ્યવહાર ચાલે છે, મિલ હડતાલ તૂટી જશે એમ દેખાય છે. ચમકતું પ્રકરણ માત્ર વિદ્યાર્થીઓ જ લખી રહ્યા છે,

પરંતુ ધરતી નીચેના પ્રવાહો મુંબઈમાં વધુ જોરદાર બનતા જતા હોય એમ જણાય છે. યુદ્ધનું સ્વરૂપ જ જાણે બદલાઈ જવાનું હોય એમ લાગે છે.

બિહારમાં અને મદ્રાસ ઇલાકામાં માઈલો સુધી રેલસડકો સાફ થઈ ગઈ છે. બ્રિટિશ વ્યવસ્થાનો પુરાવો આપતી મેલ-ગાડીઓનાં ક્યાંય ઠેકાણાં રહ્યાં નથી. તાર-ટપાલની કચેરીઓ એક પછી એક સળગવા માંડી છે. બિહારમાં તો અનેક ગામડાંઓનાં જૂથ આઝાદ થઈ ગયાં છે. સરકારી તંત્રનું ત્યાં નામનિશાન નથી. પોલીસો જ પોતે ગિરફતાર બન્યા છે. એ ગામડાંઓ સુધી પહોંચવા માટે એકેય રસ્તો સલામત નથી.

પરંતુ આ બધું લાંબા સમય સુધી ચાલી શકશે ? અથવા તો સાત લાખ ગામોમાંથી સિત્તેર ગામડાંને આઝાદ બનાવવાથી સરકારને નમાવી શકાશે ?

તાત્કાલિક ભાંગી પડેલું લાગતું કોંગ્રેસનું તંત્ર હવે રચાઈ જવા આવ્યું છે. અહીં જ અખિલ હિંદ મહાસમિતિની નવી રચના થઈ છે. પ્રાંતેપ્રાંતમાં પ્રાંતિક સમિતિઓ રચાઈ છે. રહ્યાસહ્યા મહાસભાના સેવકો અને બળવાથી સળવળી ઊઠેલા નવા જુવાનોના હાથમાં આ તંત્રોની લગામ છે. કોઈ પૂછતું પણ નથી કે આવાં તંત્રો રચવાનો કોઈને અધિકાર છે કે નહિ. મને પોતાને તો આ તંત્રરચના યોગ્ય નથી લાગતી, કારણ કે કોંગ્રેસ સ્થૂળરૂપે તો અત્યારે જેલમાં જ બેઠી છે એમ માનવું જોઈએ. ગાંધીજીએ, કારોબારીએ કે મહાસમિતિએ આવી તંત્રરચનાનો કોઈને અધિકાર આપ્યો નથી.

એમ પણ લાગે છે કે કોંગ્રેસે ઉચ્ચારેલી નીતિનું પાલન આજે થતું નથી. મારા મત પ્રમાણે તો એ થઈ શકે એમ પણ નથી. કોંગ્રેસના નામનો જે જાદુ છે તેનો ઉપયોગ અમે સૌ કરી રહ્યા છીએ. ગાંધીના નામે પૈસા મળે છે. મરણિયા માણસો મળે છે. કુરબાનીની અજબ પ્રેરણા મળે છે. આ બધાંનો અમે લાભ ઉઠાવીએ છીએ.

અમારા મંડળમાંથી વિખૂટા પડેલા ભાઈઓ સાથે આજે પુષ્કળ ચર્ચા થઇ. એમને આ ભાંગફોડનો માર્ગ પસંદ નથી. તેઓ બીજી કશી દલીલ કરી શકતા નથી, માત્ર આટલું જ કહે છે: 'કોંગ્રેસની આ નીતિ નથી. અહિંસાની મર્યાદામાં આવી પ્રવૃત્તિઓ આવી શકે નહિ.' હું એમને જવાબ આપું છું: 'હિંસા–અહિંસાનો સવાલ અમારે મન ગૌણ છે, હિંદની આઝાદી મુખ્ય છે. ગાંધીજી અને કોંગ્રસને અમે સેનાપતિ તરીકે સ્વીકારીએ છીએ, પરંતુ તેઓ આજે આદેશ આપી શકે એવી સ્થિતિમાં નથી. પ્રજાએ જાતે જ ઘોર દમનનો જવાબ આપવો જોઈએ.'

તા...–૮–૪૨

કુમલિની આજે આવી પહોંચી છે. પિતાએ ના પાડી હતી છતાંયે એ તો એમને ઘેર ગઈ જ હતી. બારણામાં ઊભા રહીને જ અંદર આવવાની આજ્ઞા માગી હતી. માતાપિતાનું હૈયું ના પાડી શકે ?

હવે બે દિવસમાં જ અહીંનું કામ પૂરું કરી અમે ગુજરાતમાં ઊપડીએ છીએ. અને અત્યાર સુધી એમ હતું

કે ગુજરાતને મુંબઈ ઉપર આધાર રાખવો પડશે. પરંતુ પરિસ્થિતિ ઊલટી જ જણાય છે. ગુજરાત શું કરશે; એનો ભય હતો, પરંતુ ત્યાં તો યુદ્ધનું સ્વરૂપ સૌ કોઈએ બરાબર પિછાણી લીધું છે. વિશાળ યોજનાઓ ઘડાઈ ગઈ છે. દરેક જિલ્લાએ પોતાનું કામ બજાવવા માંડયું છે. એક આદેશ-પત્ર, અલબત્ત પ્રાંતિક સમિતિના નામે બહાર પડયો છે. કમલિની એની એક નકલ લાવી છે. મારા વિચારોનો જ એ પડઘો છે. એ પત્રની મહત્ત્વની કંડિકા આ રહી:

'આપણી પાસે હથિયારો નથી, દારૂગોળો નથી, મશીનગનો કે વિમાનો નથી.' છતાં એ બધું વિપુલ પ્રમાણમાં જેની પાસે છે તે સરકારને આપણે પરાજિત કરવી છે. શી રીતે કરશું? એના હાથમાં હથિયાર છે, પરંતુ એનું હૃદય આપણા કાબૂમાં છે. એ ઉપર આપણે મરણતોલ ફટકો લગાવીએ. મિલો અને કારખાનાંઓ બંધ કરીએ, તાર-ટપાલ અટકાવી દઈએ, ગાડીઓ થોભાવી મૂકીએ, કચેરીઓ બંધ કરાવીએ. પ્રચંડ હડતાળથી એ હૃદયની પ્રવૃત્તિ આપણે અટકાવી શકીશું અને એ થોડા વખતમાં બંધ પડી જશે. આ કાર્ય માટે આપણે થોડા મરજીવાની જરૂર પડશે. જે લોકો તીરે ઊભા ઊભા તમાસો જોવા ઇચ્છતા હશે તેમનાથી આ કાર્ય પાર પડશે નહિ. જે લોકો મધસાગરે ડૂબકી મારશે તે જ મહેરામણના મુક્તિ-મોતી લાવી શકશે.

તા....-૮-૪૨

અમદાવાદની પત્રિકાએ મને આકર્ષ્યો છે. હું પણ એ જ વિચારમાં મસ્ત છું. મારા મનમાં નક્કી થયેલી યોજના પાર પાડવા માટે અમે જુદા જુદા સ્થળે વિખરાઈ જવાનું પસંદ કર્યું છે.

હું મુંબઈની બહાર દૂરના એક પરાનાં મકાનમાં આવ્યો છું. મનનું પૃથક્કરણ કરું છું. તો જીવનની ઇચ્છાની પાછળ બે, માત્ર બે જ કારણો જણાય છે. એક કારણ હું જાહેરમાં ઉચ્ચારી શકું એમ છું અને બીજું મારે અંતરમાં જ સંઘરી રાખવું પડે એમ છે. કમલિની મારી સાથે આવે છે તેની પાછળ પણ આ જ રહસ્ય છે. મારી આંખની છેલ્લી મીટ એના ઉપર મંડાયેલી રહે !

સમજુ છું કે આ નબળાઈ છે, પણ છે, છે, હું કબૂલ કરી લઉં છું.

તા ...-૮-૪૨

સલામત પણ નિષ્ફળ નીવડીને પાછો આવ્યો છું. હૃદય વિષાદથી છવાઈ ગયું છે. 'ફરીને જવાનો છું અને સફળ થઈશ ત્યારે જ જંપીશ.' એવો મનમાં નિશ્ચય છે, છતાં વિષાદ ઓછો થતો નથી. મૃત્યુના મુખમાં હાથ નાખી આવ્યા છતાંયે સફળતા ન મળી તેનો અફસોસ મનને ઘેરી લે છે.

અંધારી રાત અને વરસાદ અમારાં સાથી હતાં. અમે ત્રણેયે વસ્ત્રો બદલી નાખ્યાં હતાં. કમલિની બાર–

ચૌદ વર્ષનો કિશોર બની ગઈ હતી. અંધારામાં અલોપ થઈ જવા માટે કાળાં કપડાં પહેર્યાં હતાં. દરેકના હાથમાં ટોર્ચ અને છત્રી હતાં. ખિસ્સામાં પેલું 'સાધન' એક ચપ્પુ અને પાતળી દોરી હતાં. રાતના અગિયાર વાગે વરસતા વરસાદે અમે બહાર નીકળ્યાં. ધીમે પગલે, આજુ-બાજુ આંખ ફેરવતાં, નજીવા અવાજથી ચમકી જતાં આગળ વધતાં હતાં: અર્ધા કલાકમાં ટ્રેનના પાટાની નજીક આવી પહોંચ્યાં. અંધારું એટલું ગાઢ હતું કે અમે જ એક-બીજાને જોઈ શકતાં નહોતાં. ઉપરાંત, ધોધમાર વરસાદ વરસતો હતો. અમને શંકા હતી કે આ વરસાદમાં ચોકી-દારો ક્યાંક ભરાઈ બેઠા હશે, પરંતુ અમારી ધારણા ખોટી નીકળી. દૂરથી અમારા તરફ એક ટોર્ચ-લાઈટ ફેંકાઈ. અમે ત્રણેય પાસેના ઝાડ પાછળ ઊભાં રહી ગયાં. અમે ફેંકનારને જોઈ શકતાં નહોતાં. માત્ર ટોર્ચ ઉપરથી એવું અનુમાન થતું હતું કે એ માણસ પાટા ઉપર ફરી રહ્યો છે. બીજી દિશામાં નજર ફેંકી તો એક આદમી હાથમાં 'લાલટેન' પકડી આગળ જતો હતો. એ કદાચ સાંધાવાળો હશે.

અમારી પાસે માલગાડી અને મુસાફર-ગાડી આવવા--જવાના સમયની નોંધ હતી. એ પણ રેલ્વેની ઑફિસમાં કામ કરતા એક 'વફાદાર' પાસેથી જ મળી હતી. અમે અમારા જાનના જોખમે પણ મુસાફર-ગાડીને બચાવવા માગતા હતા અને માલગાડીને ઉથલાવી નાખી વાહનવ્ય-વહારને અટકાવવા માગતા હતા. રાતના લગભગ દસેક માલ-ગાડીઓ જતી-આવતી હતી. સવારના ચાર વાગ્યા સુધી કોઈ મુસાફર-ગાડી નહોતી. અમારી પાસે કોઈ પણ ગાડીની

વચ્ચે પોણો કલાકથી વધારે સમય નહોતો. ઉપર ટૉર્ચ ચમ કતી હતી, સામેથી આવતી ગાડીના એન્જિનનું અજવાળું પણ દશેક મિનિટ ચોરી લેતું હતું. વચ્ચે ઘોર અંધકાર હતો.

અને અમે કેટલા બિનઅનુભવી હતાં! આઝાદીની તમન્ના સિવાય અમારી પાસે હતું શું? જે સાધાન મળ્યું હતું તે ઉપર કેટલો બધો વિશ્વાસ અમે રાખ્યો હતો! સાચે જ અમે આઝાદીની અગ્નિજ્વાળામાં કૂદી પડનાર પતંગિયાં જ હતાં.

વરસાદમાં ભીંજાયા. અંધારામાં અથડાયા. ચોકીદા રોથી છુપાયા અને સામેથી આવતા એન્જિનના અજવાળા આડે છત્રીઓ ધરીને સૂઈ રહ્યા. અંતે અમને મોકો મળ્યો હોય એમ લાગ્યું. દૂર સુધી ગાડી દેખાતી ન હતી. ચોકીદાર પણ દેખાતો નહોતો. પરંતુ આ અંધારામાં આગળ વધવું હવે જોખમકારક લાગતું હતું. વરસાદથી જમીન પોચી પડી ગઈ હતી. કાદવમાં પગ જ નહિ, શરીર પણ ખૂંચી જતું હતું. ટૉર્ચનો ઉપયોગ થઈ શકે તેમ નહોતું. અમે પશુની પેઠે ચાર પગે ચાલવાનું પસંદ કર્યું. મગજની નસો તંગ બનતી જતી હતી. વચ્ચે તારનાં દોરડાં આવતા કમલિની ગબડી પડી, પ્રતાપ એક ખાડામાં પડતાં બચી ગયો. આખરે સડકના પથરા અમારા હાથમાં આવ્યા.

અમે ત્રણેય હજી સાથે જ હતાં. અમને લાગતું હતું કે હવે પાંચ જ મિનિટમાં અમારું કામ પૂરું થશે, પરંતુ ત્યાં જ કંઈ અવાજ સંભળાયો. અમે સડક નીચે

લાંબા થઈને સૂઈ ગયાં. થોડીક મિનિટનાં શાંતિ પછી ઊઠયાં. વરસાદ અને અંધકાર વધુ જોરદાર બન્યા હતા. માથાની નસો વધુ ખેંચાવા લાગી હતી. મિનિટો પસાર થતી હતી અને અમને ગાડી આવી જવાનો ભય હતો.

પણ અમે રેલના પાટાને પકડી પાડયો. પ્રતાપે ખિસ્સામાંથી ડબ્બો કાઢી એમાં રહેલું રસાયણ પાટા ઉપર ઘસવા માંડયું. કમલિની એક બાજુ અને હું બીજી બાજુ પાટાના સાંધા ઉપર પ્રયોગ કરવા માટે ઊપડયાં. કામ પૂરું થયું ન થયું ત્યાં જ સામેથી કાળદૂત જેવી ગાડી આવતી નજરે પડી. એ બાજુ વળાંક હતો એટલે એન્જિનનું અજવાળું જંગલમાં પડતું હતું, પરંતુ એકાદ મિનિટમાં જ એ અજવાળું અમારા તરફ આવવાનું હતું. હું ધીમેથી બોલ્યો.

'કેટલી વાર ?'

'મેં પૂરું કર્યું.' પ્રતાપે જવાબ આપ્યો.

'એક મિનિટ.' કમલિની બોલી.

'નીચે ઊતરો. પેલા ઝાડ પાછળ.' એમ બોલતો હું નીચે ઊતર્યો. કમલિની દૂર હતી. ત્યાંથી સડકના પથરાએ ખસવાનો અવાજ આવ્યો. મેં જાણ્યું કે કમલિની ગબડી પડી, પણ ત્યાં જવાનો સમય નહોતો. પ્રતાપ અને હું ઝાડ પાછળ ભરાયા. એ એન્જિનનું અજવાળું મારા ઉપર ફરી વળ્યું. મેં જોયું, કમલિની સડકની આડમાં સૂઈ ગઈ હતી. પાટા ચમકતા હતા. મારું 'સાધન' બરાબર વપરાયું હતું. પ્રતાપના લેપનો ચળકાટ પણ દેખાતો હતો. ગાડી ધસી

આવતી હતી. મારી આંખો ને હૈયું ખેંચાઈ રહ્યાં હતાં. હવે બે જ મિનિટની વાર હતી.

સાંધા પાસે ગાડી આવી પહોંચી. એન્જિન કશાક સાથે અથડાયું. મોટો અવાજ થયો. અમે બંને પાછા હઠી ગયા. અજવાળું છતાં કમલિની પણ ત્યાંથી દોડીને અમારા પાસે આવી ગઈ. એક પળમાં બધું બની ગયું.

પણ એન્જિન તો આગળ ચાલ્યું અને એની પાછળ લગભગ પચાસ વેગનોની હારમાળા પણ આગળ ચાલી. અમે આંખ ફાડીને જોઈ રહ્યાં! સમસમતો અંધકાર અને વરસતો વરસાદ એજ અમારા સાથી બન્યા.

તા.......-૮-૪૨

મુંબઈ નગરી આજે શોકમાં ડૂબી ગઈ છે. મારું હૃદય કઈ લાગણી અનુભવે છે તેનું પૃથક્કરણ કે વર્ણન કરવાની મારામાં શક્તિ રહી નથી. ગાંધીજીના મંત્રી મહાદેવભાઈના મૃત્યુના સમાચાર આવ્યા છે. આ મૃત્યુ શી રીતે થયું હશે? પ્રભુએ મોકલેલું એ તેડું હશે કે દેશના દુશ્મનોએ કરેલી હત્યા હશે? સમજ પડતી નથી.

# ૭

# અણદીઠ માર્ગે

તા......-૮-૪૨

આવતીકાલે અમદાવાદ જવાનો નિર્ણય કરી લીધો છે. અમારા મંડળના લગભગ બધા સભ્યો ગુજરાતમાં આવે છે. મુંબઈનું કાર્ય પૂરું તો થયું નથી અને તુરતમાં પૂરું થાય એમ લાગતું પણ નથી. જેમ જેમ દિવસો જાય છે તેમ તેમ ખાતરી થતી જાય છે કે ઉત્સાહના આવેશમાં આ કામને અમે જેટલું સહેલું માન્યું હતું તેટલું સહેલું નથી જ. ગુજરાતમાં ગયા પછી પણ મુંબઈ સાથેનો સંપર્ક તો ચાલુ રાખવો જ પડશે.

આજે સવારે બિહારના એક કાર્યકર સાથે અહીંના દરેક પક્ષના આગેવાનોની એક મુલાકાત ગોઠવાઈ હતી. દૂરના પરામાં જંગલ બાજુ આવેલા એક મકાનમાં સૌ એકઠાં મળ્યાં હતાં. ત્યાં આવવાના દરેક રસ્તાઓ ઉપર અમારા ચોકીપહેરા ગોઠવેલા હતા. પોલીસને બાતમી મળે અને એ હુમલો લઈ આવે તો કોણે ક્યાંથી નાસી છૂટવું તેની યોજના પણ પહેલેથી જ કરી રાખી હતી.

બિહારથી આવનાર કાર્યકર બાવીસેક વર્ષનો જુવાન

બ્રાહ્મણ છે. દેખાવે સાવ સામાન્ય લાગતા આ જુવાને બિહારનું સંગઠન કેમ જમાવ્યું તેની વિગતો રજૂ કરી અમને ચકિત કરી દીધા. જેને વૈજ્ઞાનિક કહી શકાય એવું જ્ઞાન એની પાસે હતું જ નહિ. કાતિલ અને ગંભીર અસર કરનારાં સાધનો શોધવા માટે બિહારમાં કોઈ થોભ્યું જ નહોતું. અને પ્રજાને જે સહેલાઈથી લભ્ય હોય તેવા સાધનો વડે જ એમણે સરકારી મકાનો અને કચેરીઓને આગો લગાડી હતી. ગાડીઓ ઉથલાવી નાખી હતી. રેલના પાટા ઉખાડીને ફેંકી દીધા હતા. નાનાં ગરનાળાંઓ તોડી નાખ્યાં હતાં. સડકો ખોદી નાખી હતી, અને થોડાક દુઃખપૂર્વક એમણે જણાવ્યું કે ઉશ્કેરાયેલાં ટોળાંઓએ સરકારી અફસરો અને એમના કુટુંબોના જાનમાલને પણ થોડું નુકસાન પહોંચાડ્યું હતું. ત્યાંનું વિગતવાર વર્ણન સાંભળતાં અમને સૌને એમ જ લાગ્યું કે ત્યાં તો પ્રજા અને સરકાર વચ્ચે રીતસરનું યુદ્ધ જ શરૂ થઈ ગયું છે.

સરકારી દમનની વિગતો પણ એમણે એટલી જ ઉત્તેજનાપૂર્ણ રીતે અમને કહી સંભળાવી. સાથે સાથે એ પણ કહી દીધું કે સરકારી દમન વિષે અમે કોઈને ફરિયાદ કરતા નથી, કરવાના નથી. અમે સાફ કહીએ છીએ કે આ તો ખુલ્લો બળવો છે, લડાઈ છે. સરકાર પાસે જે કંઈ તાકાત હોય તે એ અજમાવે અને અમારી પાસે હોય તે અમે અજમાવીએ. જેને દુશ્મન માનીએ છીએ તેની પાસેથી દયાની, ન્યાયની, સચ્ચાઈની અપેક્ષા અમે રાખતા નથી. એનામાં શક્તિ હોય તો અમને કચડી નાખે, અમારામાં શક્તિ હશે તો અમે એમને હિંદનો કિનારો છોડાવી દઈશું.

લગભગ બે કલાક સુધી એમણે આ બધું અમને કહી સંભળાવ્યું. એ પછી અમારામાંથી કેટલાકે ખાસ કરીને ભાંગફોડમાં ઉપયોગમાં લેવાયેલાં સાધનો વિષે પ્રશ્નો પૂછ્યા. એમણે સૌને સમાધાન થાય તેવી રીતે બધા પ્રશ્નોના જવાબો આપ્યા. અમે આશ્ચર્ય અને આદર અનુભવતા ત્રણેક કલાક પછી છૂટા પડ્યા.

આ સભામાં મેં એકેય પ્રશ્ન પૂછ્યો નહોતો કે હું કશું બોલ્યો નહોતો, પરંતુ જેમ જેમ સાંભળતો જતો હતો તેમ તેમ મારા મનનું મંથન વધતું જ જતું હતું. બિહારી જુવાન પ્રત્યે હું મુગ્ધ થઈ ગયો છું. એ લોકોએ ખરેખર બગાવતને શોભે એવું જ કાર્ય કર્યું છે. મુંબઈનો વિચાર કરું છું તો એમ લાગે છે કે આરંભમાં ચારેક દિવસમાં જે પ્રજા-ઉત્સાહ હતો તે આજે દેખાતો નથી. લડાઈ પ્રજાની નહિ, પરંતુ થોડાક ક્રાંતિકારીઓની હોય એવી સ્થિતિ અહીં થતી જતી હોય એમ લાગ્યા કરે છે. ગુજરાત અને અમદાવાદમાં હજી પ્રજા જ લડે છે, પરંતુ મુંબઈની લડત થોડા વખતમાં જ મરી જશે એવી ભીતિ મારા મનમાં ઉત્પન્ન થઈ છે.

મુંબઈની આ સ્થિતિ જોઈને ક્યારેક એમ થાય છે કે મુંબઈ તત્કાળ છોડી દેવું અને ક્યારેક વળી એમ પણ થઈ આવે છે કે મુંબઈમાં જ રહેવું. છોડી દેવાના વિચારની પાછળ થાક અને નિરાશા છે. રહી જવાના વિચારની પાછળ એમ લાગ્યા કરે છે કે આખા દેશ ઉપર વધુમાં વધુ અસર ઊભી કરે એવું હિંદુસ્તાનભરમાં કોઈ

સ્થળ હોય તો તે મુંબઈ છે. મુંબઈ મરી જશે તો દેશ ઉપર એની ગંભીર અસર થશે અને જો મુંબઈમાં બળવાનો દાવાનળ વધુ ને વધુ પ્રજ્વલિત રહેતો હશે તો એની જવાળાઓ દેશના ખૂણેખૂણા સુધી પહોંચશે.

પણ હું કરું શું? અહીં મને કશો માર્ગ સૂઝતો નથી. મુંબઈનો કાર્યક્રમ અને કાર્યકરો બંને મને અટપટા ભાસે છે. મને તો અહીંઆ કેટલાક ભાવના–ઘેલો માને છે, અહીંના મુખ્ય ગણાય એવા આગેવાનને હું મળ્યો ત્યારે એમણે મારી પાસે જે કલ્પનાચિત્ર મૂક્યું તે ખરેખર મુગ્ધ બનાવનારું હતું, પરંતુ વ્યવહારુ દૃષ્ટિએ મેં એનો વિચાર કરી જોયો તો મને લાગ્યું કે એ ચિત્ર કદી સરજાવાનું જ નથી. મુંબઈ વિષે મારા મનમાં જે વિચારો ચાલે છે તે ઇરાદાપૂર્વક આજ સુધી મેં આ નોંધપોથીમાં નોંધ્યા નથી. જ્યાં સુધી મારું મન સ્થિર ન થાય ત્યાં સુધી કશોયે અભિપ્રાય ઉચ્ચારવો તે મારા સ્વભાવની વિરુદ્ધ છે. પરંતુ હવે તો હું મુંબઈ છોડી જ રહ્યો છું ત્યારે મારી છાપ, જે વખત જતાં ઝાંખી પડી જવાનો સંભવ છે તે અહીં ઉતારી જ લેવા ઇચ્છું છું.

...પરંતુ આ નોંધપોથી હું શા માટે લખું છું? આજે સવારે આંખ ઊઘડી કે તુરત એ વિચાર આવ્યો હતો. કમલિની અને પ્રતાપ આ વિષે બધું જાણે છે. તેઓ પણ અવારનવાર પૂછે છે અને ચેતવણી આપે છે કે કોઈક દિવસ આ નોંધપોથી જ ફાંસીનાં દોરડાનું કારણ બની જશે. ફાંસીના દોરડાનો તો મને ભય નથી. સાથે એ પણ સાચું છે કે હું બેવકૂફની પેઠે લટકી જવા માગતો નથી.

પ્રાચીનકાળમાં શિવલિંગ ઉપર શિરચ્છેદ કરનાર કે ભૈરવ જપ કરીને પર્વત ઉપરથી પડતું મૂકનાર વીર પુરુષો ગણાતા તેવો હું નથી. હું તો દરેક વસ્તુનું મૂલ્ય આંકનારો અને એ જ પ્રમાણે લેનારો અને દેનારો જુવાન છું. મારે મૂર્ખ બની મરવું નથી જ.

છતાં એ ચેતવણી હું સાંભળતો નથી. નોંધપોથીને મેં સંપૂર્ણ સલામત જગાએ રાખી છે અને ત્યાં આવીને જ મારે જે લખવું હોય તે લખું છું. આરંભના દિવસોમાં મારી સાથે જ આ ચોપડીને હું રાખતો, હવે એવું નથી. છતાં એમાં જોખમ રહેલું છે તે હું સમજું છું. કોઈ દિવસ મારી પાછળ જ કોઈ 'ભાઈબંધ' આવી ચડશે. પોથીની સાથે જ મને ગિરફતાર કરશે તે દિવસે હું મુશ્કેલીમાં મુકાઈ જઈશ, પણ મને લાગે છે કે એટલું જોખમ મારે ખેડી જ લેવું જોઈએ. મારે મન આવી નોંધપોથીઓની ઘણી કિંમત છે, એક તો મારું અંતર એમાં વ્યક્ત થઈને હળવું બને છે અને બીજું હિંદની આઝાદીના મહાન વિદ્રોહમાં હિંદી જુવાનો કેવા મંથનો અનુભવતા હતા તે પણ મારે નોંધી જવું છે. આજે નહિ તો કોઈક દિવસ તો આ નોંધપોથીની કિંમત થશે જ અને તે દિવસે સૌ કોઈ કબૂલ કરશે કે મેં જે જોખમ ખેડયું હતું તે વાજબી હતું.

અને મેં એ બાબત તો લક્ષમાં રાખી જ છે કે આ નોંધપોથી પોલીસના હાથમાં આવી પડે ત્યારે પણ લડતને કશો ફટકો લાગે નહિ. યોજનાઓ વિષે હું કશું લખતો નથી. મુંબઈ–ગુજરાતના કાર્યકરોનાં નામઠામ અને કામ વિષે પણ હું મૌન રાખું છું. જે સાધનોનો ઉપયોગ

થઈ રહ્યો છે તેની બનાવટ પણ આ નોંધપોથી દ્વારા પોલીસ પકડી શકે એમ નથી. મારા ઉપરાંત કોઈને આ નોંધપોથી જોખમકારક નીવડે તો મારા સ્વજન જેવા ત્રણ–ચાર મિત્રોને જ, પરંતુ તેઓ તો આ વાંચે છે અને જો હું લખું જ તો એમને વિષે ઉલ્લેખ કરું તે સામે એમને વાંધો નથી.

રાત વીતતી જાય છે અને આંખો ખેંચાય છે, મગજ ઉપર પણ ભાર લાગ્યા કરે છે. મુંબઈ વિષે મારે જે લખવું છે તે આવતીકાલ ઉપર જ રાખવું પડશે. અત્યારે તો પથારીનું શરણું લીધા સિવાય છૂટકો નથી.

તા....–૮–૪૨

આજે મુંબઈ છોડવાનો નિશ્ચય હતો, પરંતુ ગઈ રાતે એક સ્વપ્ન આવ્યું અને જાગી ગયો. આગના ભડકા દેખાતા હતા. બધું જ ભસ્મિભૂત થતું હતું. ગોરા લોકો માટે આ દેશમાં જીવવાની જગ્યા ન હોય તેમ એ ચારે બાજુ નાસતા હતા. લશ્કરી સિપાહીઓ જાણે આપણા પક્ષમાં આવી ગયા હતા. ભયંકર કડાકા સાથે મકાનો તૂટી પડતાં હતાં. અંગ્રેજ સ્ત્રી–બાળકોની ચીસોથી વાતાવરણ ભયંકર લાગતું હતું.

અને મારી આંખ ઊઘડી ગઈ. તે પછી સવાર સુધી ઊંઘ આવી જ નહિ. આ અતિ ભયંકર સ્વપ્નના વિચારે હું ચઢી ગયો. જે દૃશ્યો જોયાં હતાં તે દિલને કંપાવનારાં હતાં. એમાં અંગ્રેજી સત્તા અને હિંદમાં વસતી અંગ્રેજ પ્રજાનું મૃત્યુ હતું. હિંદનો વિજય–વાવટો ફરકતો હતો છતાં એ વખતે પણ મારી આંખે ઝમઝમાં આવતાં હતાં. જાગૃત

સ્થિતિમાં એ દૃશ્યની કલ્પના હૃદયને ખળભળાવી મૂકતી હતી. વિચાર આવતા હતા કે એમાં ખોટું શું થયું છે? અંગ્રેજોએ સત્તા જમાવવા અને ટકાવવા માટે આવી જ આગ નહિ જલાવી હોય? આવા જ હત્યાકાંડો નહિ ચલાવ્યા હોય? છતાં હૈયું પોકારતું હતું કે આપણને આ શોભે નહિ.

આવી ગડમથલ અનુભવતો હું પથારીમાં પડયો હતો ત્યાં પ્રતાપ એક સાધુ જેવા આદમીને લઈને આવી પહોંચ્યો. હું તરત પથારીમાંથી બેઠો થયો. સાધુના મુખ ઉપર નજર ફેંકતા જ એના આવવાનું કારણ હું સમજી ગયો. પ્રતાપને પણ ખબર પડી કે હું સમજી ગયો છું એટલે એણે જ વાતનો આરંભ કર્યો.

'એમણે બંગાળની ક્રાંતિકારી પ્રવૃત્તિમાં ભાગ લીધો છે. બૉંબ બનાવી શકે છે.'

એ તો હું સમજી જ ગયો હતો. મારે વધુ જે જાણવું હતું તે સાધુની હાજરીમાં જાણવાનું શકય નહોતું. જન્મે બંગાળી હોવા છતાં એ ગુજરાતી, હિંદી, મરાઠી પણ જાણતા હતા એમ પ્રતાપે તુરત જ મને કહી દીધું. હું વિચારમાં પડેલો હતો ત્યાં એ સાધુએ જ વાતનો આરંભ કર્યો.

'તમારો હેતુ બ્રિટિશ સત્તાનો નાશ કરવાનો છે કે અહિંસાની આરાધનાનો છે?' તેઓ ગુજરાતીમાં જ બોલ્યા.

'એવો પ્રશ્ન શા માટે પૂછો છો?' મેં સામો સવાલ કર્યો.

'ગુજરાતમાં મને ઠેરઠેર અહિંસાથી ભ્રમિત થયેલા જુવાનો મળ્યા છે. સદ્‌ભાગ્યે આ વખતનો રંગ જુદો છે. હું ગુજરાતમાં દસ દિવસ ફરીને અહીં આવ્યો છું.'

'મને હિંસા–અહિંસાની કશી પડી નથી. મારે તો મારા દેશની આઝાદી જોઈએ અને જગતભરની પીડિત પ્રજાઓની મુક્તિ અને શાંતિ જોઈએ.'

'એ માટે મારો માર્ગ તમને પસંદ છે?'

'જાણ્યા–સમજ્યા વિના શું કહી શકું ?'

'જુઓ, હું દારૂદ, સ્ફોટક અને ઝેરી બૉંબ બનાવી શકું છું. તમે સામગ્રી મેળવી શકો તો માત્ર ત્રણ દિવસમાં જ તમને પણ શીખવી શકું એમ છું.'

હું જવાબ આપવાને બદલે એમના સામે જોઈ રહ્યો. તેઓ બોલ્યા.

'તમારે ક્રાંતિની વાતો નહિ, પણ ક્રાંતિ જ ખરેખર કરવી હશે તો આ સાધનો અને તેને બનાવવાના જ્ઞાન વિના ચાલશે નહિ.'

'એ હું સમજું છું.'

'તો શું વિચારો છો?'

'વિચારું છું કે એવાં કાતિલ સાધનો સિવાય બીજો કોઈ માર્ગ નથી?'

'છે,' સાધુ મક્કમતાથી બોલ્યા. 'ગાંધી કહે છે તેમ જલ્લાદની છૂરી બુઠ્ઠી થઈ જાય ત્યાં સુધી એની નીચે

ગરદન ધર્યા કરવાનો અને હજારોની સંખ્યામાં ઘેટાંની પેઠે કપાઈ જવાનો.'

'આપ ગુસ્સો ન કરો.' મેં કહ્યું. 'મારું મન આટલા દિવસ પછીયે પૂરું સ્વસ્થ નથી થયું. ગાંધીજીની અહિંસા મને આકર્ષે તોયે એ માર્ગે દેશ જઈ શકે એમ નથી, પરંતુ મારી પાસે હિંસાનો કોઈ કાર્યક્રમ નથી. એક વાત મને સાફ દેખાય છે કે દેશભરનો વાહનવ્યવહાર થોભાવી દેવો જોઈએ........'

'શી રીતે?' મને વચ્ચે જ અટકાવીને તેઓ બોલ્યા.

'પાટા ઊખેડીને, માલગાડીઓ ઉથલાવીને.'

'એમાં હિંસા નથી?'

'મેં એમ કહ્યું જ નથી. પરંતુ બૉંબ-પ્રવૃત્તિ શરૂ કરવાની એમાં જરૂર નથી.'

'તમે બાળક છો.' સાધુ બોલ્યા, એમની આંખ ચમકી રહી. 'ઘણા જુવાનોના અનુભવો જાણ્યા પછી, કહું છું કે, એ કાર્ય પણ આ સાધનો વિના પાર પડશે નહિ. પુલો અને પાટાઓની ચોકી કરતા સિપાહીઓને સલામત રાખી તમે રેલવ્યવહારમાં ભંગાણ પાડી શકશો?'

હું કંઈ બોલ્યો નહિ, ખરું જોતાં કંઈ જવાબ મને સૂઝ્યો જ નહિ, થોડી વાર સુધી મૌન છવાઈ ગયું. પ્રતાપ મારા મનની સ્થિતિ સમજી ગયો હતો. એ બોલ્યો:

'આપણે ફરીને મળીએ તો?'

સાધુ તો સમજી જ ગયા હતા એટલે એમણે પણ કહ્યું: 'તમે વિચારો. આવતીકાલે કે પરમ દિવસે ફરીને મળશું. એક અખબારમાં પેલી જા. ખ. આવે છે તે સરનામે એક પોસ્ટકાર્ડ લખી નાખજો. સાથે જો લખશો કે દવાના નમૂના સાથે આવજો તો થોડી સામગ્રી પણ હું લેતો આવીશ.'

સાધુ ગયા. પ્રતાપ અને હું મૂંગા મૂંગા બેસી રહ્યા. ચોંકાવનારા અનુભવો જાણે વધતા જ જતા હતા. એમ લાગતું હતું કે કામ છોડીને પણ એક વખત શાંતિથી વિચારી લઈ કાર્યદિશા નક્કી કરી લેવી જોઈએ. કેવળ દિશા જ નહિ, એ બાજુ પ્રયાણ કરવાનો નકશો પણ તૈયાર કરવો જોઈએ. મારા મનની વાત મેં પ્રતાપને કહી. પ્રતાપને પણ એ ઠીક લાગ્યું.

એકાદ કલાક પછી કમલિની આવી. એ સમાચાર લાવી કે અમદાવાદમાં બૉંબ બનાવતાં બનાવતાં બે જુવાનો મરણ પામ્યા. શી રીતે આમ બન્યું તેની વિગતો એને મળી નહોતી. મારા મનોમંથનમાં આ સમાચારે તીવ્રતા ઊભી કરી. અમે ત્રણેય તુરત જુદા પડ્યાં. મેં જોયું તો કમલિની પણ એ સમાચારથી ગંભીર બની ગઈ હતી.

થોડી વાર તો હું વાતથી સાવ ઢીલો પડી ગયો. મને થયું કે આ માર્ગે અમે આગળ વધી શકીશું નહિ. આ માટે આવશ્યક તાલીમ જ આ દેશની પ્રજાને મળી નથી, જીવલેણ સાધનોનો ઉપયોગ કરતાં પહેલાં તાલીમના તબક્કામાંથી પસાર થવું જ જોઈએ. સાથે એમ પણ લાગ્યું કે

આ સમાચારથી ઘણા જુવાનો ડરી જશે. એમનામાં હિંમત હશે તોયે અજાણી વસ્તુને હાથ લગાવતાં તેઓ અચકાશે.

પણ થોડી જ વારમાં વિચારનું વહેણ બદલાયું. એમ લાગવા માંડયું કે આ તો રાષ્ટ્રવ્યાપી ક્રાંતિ છે. આવા બનાવો એક-બે નહિ, પણ સેંકડોના પ્રમાણમાં બનશે અને એમ થતાં થતાં જ અમે તાલીમ પ્રાપ્ત કરીશું. મૃત્યથી, કોઈના પણ મૃત્યુથી ગભરાઈ જવાનું આ દિવસોમાં પાલવે જ નહિ. વેડફાઈ જતા હોય એવી રીતે પણ કેટલાક જુવાનો મરશે ત્યારે મુક્તિમંદિરનું પગથિયું દેખાશે.

અને પેલા સાધુનો ચહેરો આંખ આગળ તરવરવા લાગ્યો. પાણીદાર આંખો અને નિશ્ચયથી બિડાયેલા હોઠ, ટટાર રહેતી ગરદન અને રણકાર કરતો એમનો સ્વર મનને આકર્ષવા લાગ્યાં. ઘડીક એમ થઈ ગયું કે આવા જ માણસો ક્રાંતિ પેદા કરી શકે અને તેને સફળ બનાવી શકે. જીવન અને મૃત્યુ બંને વિષે બેપરવા જ હોય એવી એમની મુખમુદ્રા હતી.

પરંતુ આ લખતાં સુધી હું કશા નિર્ણય ઉપર આવી શક્યો નથી. અમદાવાદ જવાનું દૂર ઠેલાયે જાય છે. કાર્યક્રમ હજી ઘડાતો નથી. સવાલો અને જવાબો મનમાં ઊઠયા જ કરે છે. છેક બાળપણથી આજ સુધી કેવળ બૌદ્ધિક વિકાસ જ સાધ્યો છે તેનું આ પરિણામ તો નહિ હોય? વ્યવહાર-જ્ઞાન કેમ મારામાં જાગ્રત જ થતું નથી?

તા. ૩૧...-૮-૪૨

ઑગસ્ટ મહિનાનો આજે પહેલો દિવસ છે. ગાંધીજીને પકડાઈ ગયે ત્રણ અઠવાડિયાં વીતી ગયાં. આજે માત્ર આજે જ મારું મન સ્વસ્થ છે. સવારથી અત્યાર સુધીનો સમય ભરચક કામમાં પસાર થયો છે. એક પળ પણ આરામ લીધો નથી છતાં મન અને શરીર બંને હળવાં છે. મિત્રોનાં દિલ પણ આજે હળવાં બન્યાં હોય એમ લાગે છે.

આનું કારણ તદ્દન સ્પષ્ટ છે. આજે અમારો રસ્તો અમે નક્કી કરી નાખ્યો છે. આ બાબતમાં કોઈ ચર્ચાને હવે સ્થાન જ નથી. ગઈકાલે જે સ્થિતિ હતી તે આજે નથી રહી. રાતે સૂતો હતો ત્યારે જ મન હળવું થવા માંડ્યું હતું. સવારે ઊઠતાં જ જે વિચારો ઉદ્ભવ્યા હતા તે વ્યવસ્થિત રીતે મેં કાગળ ઉપર મૂકી દીધા. એ કાગળ જ આ નોંધપોથીમાં ઉતારી લેવો છે. અત્યારે તો મિત્રો વચ્ચે એ વહેંચાઈ રહ્યો છે.

આવતીકાલે પેલા સાધુને આવવાનું આમંત્રણ આપી દીધું છે. બે દિવસમાં તો હું અવશ્ય મુંબઈ છોડી શકીશ. મને એમ લાગે છે કે આજે જે ગોઠવાયું છે તેનું પરિણામ પાંચ–સાત દિવસમાં જ દેખાવા માંડશે. ઑગસ્ટની નવમી તારીખે સરકારે દેશની ઇજ્જત ઉપર હાથ નાખ્યો હતો. સપ્ટેંબરની નવમીએ મુંબઈ અને ગુજરાત, મને તો આશા છે કે આખો દેશ વ્યવસ્થિત રીતે સ્થાપિત સત્તા સામે યુદ્ધ ખેલી રહ્યો હશે. તોફાનો હવે શમી જશે.

—સભા-સરઘસોનો પણ અંત આવશે. બીજા પ્રાંત વિષે ખાતરીથી કહી શકતો નથી પરંતુ ગુજરાત અને મુંબઈમાં તો ગેરીલા લડાઈનાં વિશાળ પાયા ઉપર મંડાણ થઈ જશે. તા. ૯મી સપ્ટેંબર ૧૯૪૨, હિંદના ઇતિહાસમાં અદ્‌ભુત અને પ્રેરણાદાયી બની જશે.

મુંબઈ વિષેની અસર ટપકાવવાનું રહી જ જાય છે, પણ અમદાવાદ જતાં પહેલાં તો અવશ્ય એની નોંધ કરી લઈશ. આવતીકાલે સવારે તો મેં ઘડેલો કાર્યક્રમનો કાગળ પણ મારા હાથમાં આવી જશે. આજે તો એમ લાગ્યું છે કે માત્ર અમે જ નહિ, પરંતુ ......તરીકે ઓળખાય છે તે સિવાયના લગભગ તમામ મંડળોએ આ કાર્યક્રમનો સ્વીકાર કરી લીધો છે. મારો ઉત્સાહ આજે આસમાને ચડ્યો છે.

૮

## અસરકારક યોજનાઓ

આશા રાખેલી કે પેલા સ્વામી આજે આવશે, પણ એ તો આવ્યા નહિ. એના ઉપર આધાર રાખીને બેસી રહેવાનું વાજબી નહોતું એટલે મેં જે યોજના ઘડી હતી તે રીતે વિજ્ઞાનમાં રસ લેના માણસોને શોધી કાઢવાનું કામ આરંભી દીધું. સાંજ પહેલાં જ એક જુવાનનો ભેટો થઈ ગયો. 'એમ. એસ,સી.' પૂરું કરી સરકારી નોકરી કરતો હતો. જાતે બ્રાહ્મણ અને પ્રાંતે કર્ણાટકી હતો. એક મિત્ર દ્વારા જાણવા મળ્યું કે ગાંધીજી પકડાયા ત્યારથી કંઈક કરવા માટે એ મથી રહ્યો છે. ખાદી તો પહેરતો પણ નહોતો. ચાલી શકે તો સરકારી નોકરી પણ છાંડવી નહોતી; કારણકે આવાં કામમાં આવશ્યક એવો એ તો બુરખો હતો. મિત્ર તરફથી પૂરો વિશ્વાસ આપવામાં આવેલો એટલે એની પાસે મેં દિલ ખોલીને બધી વાત કરી.

મેં જે યોજનાને કાગળ ઉપર ટપકાવી હતી તે કાગળ આજે મારા પાસે આવી ગયો છે. કર્ણાટકી વિષે વધુ કંઈ પણ લખું તે પહેલાં એ કાગળને જ અહીં ઉતારી લેવાનું

વધુ યોગ્ય છે. કારણકે એ વિના હવે પછી જે પગલાં હું ભરવાનો છું તેની યથાર્થતા કદાચ નહિ સમજાય. આખી યોજના મિત્રોને ઉદ્દેશીને લખતો હોઉં એવા પત્ર રૂપે જ છે. અક્ષરશઃ અહીં નોંધી લઉં છું.

મિત્રો,

બ્રિટિશ સરકારને શા માટે આ દેશમાંથી આપણે ઊખેડી નાખવા માગીએ છીએ એ વિષે મને ખાતરી છે કે કોઈના મનમાં મતભેદ કે સંશય નથી. પ્રશ્ન માત્ર કેવી રીતે એ સત્તાને ઉથલાવી નાખવી એટલો જ છે. દેશના દુર્ભાગ્યે કેટલાક માણસો આજે એવું માનવા કે મનાવવા લાગ્યા છે કે બ્રિટિશ સત્તાને ઊખેડવા માટે એની સાથે અથડામણમાં ઊતરવાનો આ સમય નથી. આ પત્ર એવા લોકો માટે તો છે જ નહિ, છતાં એવા માણસોનો મને અને તમને દરરોજ ભેટો થાય છે અને તેઓને આજે સરકારી પીઠબળ હોવાથી આપણાં કાર્યક્ષેત્રોમાં આપણી અને આપણી પ્રવૃત્તિઓની વિરુદ્ધ તેઓ ઘણી સહેલાઈથી પ્રચાર કરી શકે છે.

આપણા દેશમાં પ્રચારના આ પ્રચંડ શસ્ત્રનો ઉપયોગ કરીને જ કેટલીક સંસ્થાઓ અને કેટલીક વ્યક્તિઓ મહાન બની ગઈ છે. જે પ્રચાર પોલો હોય છે તેની તાકાત ઓછી હોય છે, પરંતુ એવો પ્રચાર પણ લડવામાં, નુકસાન પહોંચાડવામાં, અંતરાય નાખવામાં, ચણાતી ઇમારતને તોડી પાડવામાં તો અસરકારક કામ કરી શકે છે. આનો નમૂનો જોઈતો હોય તો આપણી કોમી સંસ્થાઓ–ખાસ કરીને

મુસ્લિમ લીગ અને કોમી નેતાઓ—ખાસ કરીને જનાબ ઝીણા–આપણી સામે મોજૂદ છે.

પ્રચારનું આ સાધન આપણે જે સરકાર સામે યુદ્ધ આદર્યું છે તે જ સરકારની છાયામાં અને તેની જ મદદથી આપણી પ્રવૃત્તિ સામે વપરાઈ રહ્યું છે. સામ્યવાદીઓ અને તેમની સાથે ભળેલા વફાદારો, સરકારમાંથી પોતાનો સ્વાર્થ સાધનાર દેશદ્રોહીઓ, થોડાક કાયરો અને થોડાક બેવકૂફો આજે એકઠા મળ્યા છે અને એ લોકોએ આપણી સામે મોરચો માંડયો છે. આ લોકો પ્રજાને ભરમાવવાનો પ્રયત્ન કરે છે અને હજીયે કરશે. એમની પાસે પૈસા છે; બેકાર માણસો છે; કાયદા અને વ્યવસ્થાની તલવાર છે અને આજની પરિસ્થિતિમાં નભી શકે એવો 'દેશનું રક્ષણ કરવાનો, દંભનો પડદો પણ છે.

આ લોકોની સામે આપણે ટકવાનું છે. આપણી પોતાની વિચારધારા અણીશુદ્ધ ન હોય, એમની દલીલોના આપણી પાસે જવાબ ન હોય, એમને એમના ખરા રૂપમાં ઓળખવાનાં આપણી પાસે સાધનો ન હોય તો વહેલામોડા તેઓ આપણા કાર્યને નુકસાન પહોંચાડવામાં સફળ થઈ જ શકે. આ દષ્ટિએ મને નીચેનો કાર્યક્રમ સૂઝે છે.

૧. **પ્રચાર**: સભા, પત્રિકા, પુસ્તિકા, વાતચીત વગેરે તમામ સાધનો દ્વારા પ્રચારનું કામ ચાલવું જોઈએ. પ્રજાના મનના પ્રશ્નો સમજી લઈ તેને સંતોષ આપતાં આપતાં લડત તરફ ખેંચવી જોઈએ. સ્વરાજની જરૂર છે એટલું સમજાવવું કઠિન નથી. આજે જ જરૂર છે એમ ઠસાવવું જોઈએ. એ માટે એટલી ખાતરી કરાવી દેવી જોઈએ

કે જાપાન બ્રિટન જેટલું કે એથીયે વધુ દુષ્ટ હશે, પરંતુ હિંદી પ્રજાના હૃદયપૂર્વકના સહકાર વિના જાપાનને આવતું રોકવાની બ્રિટનમાં તાકાત નથી. સામ્યવાદીઓ અને વિનીતો પણ એટલું તો સ્વીકારે જ છે કે રાષ્ટ્રીય સરકારની સ્થાપના વિના હિંદનો સહકાર મળે નહિ અને હિંદના સહકાર વિના જાપાનનો સામનો થઈ શકે નહિ. એ લોકો અને આપણે જુદા પડીએ છીએ, માત્ર એ સ્થાપના શી રીતે કરવી તે બાબતમાં જ. પ્રજાને ખાતરી કરાવવી કે જનાબ ઝીણાના અક્કડ વલણથી મુસ્લિમ લીગ સાથે સમાધાન શક્ય જ નથી અને એવું સમાધાન થાય તોયે બ્રિટન હિંદને સ્વરાજ આપે તેમ નથી. બ્રિટનની દાનત જ બૂરી છે તેના પુરાવાઓ સેંકડોની સંખ્યામાં આપી શકાય. છેલ્લી ક્રિપ્સ દરખાસ્તોની સમજણ પણ પાડવી. એ વખતે હિંદુ-મુસ્લિમ કે મહાસભા-લીગના મુદ્દા ઉપર સમાધાન પડી ભાંગ્યું નહોતું. સાચી સત્તા જ બ્રિટન આપવા માગતું નહોતું.

આપણી લડતથી જાપાનનો માર્ગ મોકળો થશે, ધરી સત્તાઓ બળવાન બનશે, મિત્ર રાજ્યો મુશ્કેલીમાં મુકાશે, ચીન-રશિયાને પોતાની પ્રજાનું લોહી વિશેષ પ્રમાણમાં રેડવું પડશે વગેરે ભરમાવનારી દલીલોનો પણ રદિયો આપ્યા જ કરવો. ખરી વાત લોકોને સમજાવવી કે જગતના તમામ દેશો રશિયા અને ચીન પણ, પોતાની આઝાદીની દૃષ્ટિએ જ આ યુદ્ધ લડે છે તો હિંદ પોતાની આઝાદી માટે લડે તેમાં ખોટું શું છે? બીજું, હિંદના હાથમાં સત્તા ન હોય અને હિંદી પ્રજામાં આઝાદીની ભાવના અને તે માટે મરી

પીટવાની તમન્ના ન હોય તે મદદ પણ કોને કરી શકે? ત્રીજું, રશિયા, ચીન અને બીજાં રાષ્ટ્રોને એમ લાગવું જ જોઈએ કે ગુલામ-હિંદ લડતમાં મદદરૂપ થઈ શકે નહિ, એને આઝાદી અપાવવાનો એમનો પ્રયાસ પણ હોવો જ જોઈએ. ચોથું, હિંદી પ્રજા જો અહીં બસો વરસથી સ્થપાયેલી સલ્તનતને ફગાવી દઈ શકશે તો જાપાન ભલે આક્રમણ કરીને થોડી જીતો મેળવી લે પણ અહીં રાજસત્તા તો જમાવી જ શકે નહિ. જે પ્રયોગો આજે બ્રિટન ઉપર થાય છે તે કરતાં હજારગણા વધારે પ્રયોગો જાપાન ઉપર થશે જ. પાંચમું, બ્રિટનને અહીં રહેવું વસમું લાગશે ત્યારે હિંદને આઝાદી આપીને એનો સહકાર મેળવવાનો પ્રયત્ન એ કરશે જ અને અમેરિકા વગેરેનું એવું દબાણ પણ થશે. છઠ્ઠું, યુદ્ધ ખેલવાનો મોકો આજે જ છે કારણકે આખું જગત યુદ્ધ ખેલે છે. કુરબાનીનું વાતાવરણ, જગતની ઊથલપાથલ અને સંહારની હિંદી પ્રજા ઉપર અસર છે. જો આજે હિંદ સ્વતંત્ર નહિ થઈ શકે તો યુદ્ધ દરમિયાનમાં બ્રિટન એને સાવ નિર્માલ્ય બનાવી નાખશે. બસો વરસમાં લૂંટયું છે તેથી વધારે અત્યારે લૂંટશે. લડાઈના નામે પ્રજાને ભૂખ્યાં રહેવું પડશે. આઝાદીનું નામ ઉચ્ચારનારને એ કચડી નાખશે. આપણું હિંદ આઝાદ હશે તો આજેયે યુદ્ધપ્રયાસોને નુકસાન પહોંચે છે તે કરતાં હજાર-લાખ-ગણા યુદ્ધપ્રયાસો એ થોડા દિવસમાં જ ઊભા કરી શકશે. ચીન અને રશિયા જેવા જ ચમત્કારો આ દેશમાં ઊભા થશે.

આવું તો ઘણું ઘણું કહી શકાય. એ માટે દરેક વિભાગના સભ્યે એ કાર્ય કરવું જોઈએ અને દરેક મંડળે અમુક માણસોને આ કામ માટે જ નીમવા જોઈએ.

તા... -૯-૪૨

ગઈકાલે મારા કાર્યક્રમનો કાગળ આ પોથીમાં નોંધતો હતો ત્યાં જ નીચેથી છલાંગો ભરતો પ્રતાપ આવી પહોંચ્યો. એનો શ્વાસ ભરાઈ ગયો હતો. માંડ માંડ એણે ખબર આપ્યા કે 'મરીનડ્રાઇવ' ઉપરના મકાનમાંથી અમારા મંડળના ચાર માણસો પકડાઈ ગયા છે અને એ જ વખતે કમલિની એમને મળવા માટે જતી હતી તે પણ ઝડપાઈ ગઈ છે. કમલિનીએ બારણું ઠોકયું ત્યારે પોલીસો અંદર જ હતા.

પ્રતાપના કહેવા પ્રમાણે અમારું રહેવાનું મકાન અને જ્યાં હું નોંધ લખું છું તે સ્થાન પણ ભયમાં છે એટલે અમે બંને ત્યાંથી ભાગી આવ્યા છીએ. અત્યારે અમે મુંબઈના એક ભરચક લત્તાની ઉપરની મેડીમાં એક સામાન્ય ઓળખીતાને ત્યાં આવ્યા છીએ. આજે આખો દિવસ ઘરમાં જ ભરાઈ રહેવું પડ્યું છે. મગજમાં વિચારો પણ ઘુમે છે પણ લખવાની સ્વસ્થતા નથી.

આ લખતાં સુધી કમલિની કે બીજા મિત્રોના કશા સમાચાર મળ્યા નથી. અમારા કામ અંગે તો એ બધાંના સમાચારો આવશ્યક છે જ પણ અંતરના એક ખૂણામાં ઝીણું દર્દ થયા કરે છે તેની નોંધ પણ મારે અહીં લેવી જોઈએ. સાંભળું છું કે પોલીસો રાક્ષસ બન્યા છે, પોતે

મનમાં કલ્પી લીધેલી હકીકતને કબૂલાવવા માટે જુલમો કરવામાં બાકી નથી રાખતા. કમલિની ક્યાં છે તેનો જ જ્યાં પત્તો નથી ત્યાં એના ઉપર શું વીતી રહ્યું હશે તેની તો માત્ર કલ્પના જ કરવાની રહી. એમ થઈ આવે છે કે ભલે કમલિની હૃદયની મજબૂત હોય, પરંતુ પોલીસો જો પશુ બનશે, રાક્ષસ બનશે તો તેની સામે એ ટકી રહેશે?

પણ મારે શ્રદ્ધા ન ગુમાવવી જોઈએ. કમલિનીમાં એટલું બળ છે. આ દેશની સામાન્ય સ્ત્રીઓ જે સહન કરી શકે છે તે શું કમલિની નહિ સહી શકે? મારે નિર્બળ ન બનવું જોઈએ. કમલિની વિષે એવો અભિપ્રાય પણ મારા મનમાં ન વસવો જોઈએ.

તા.... -૯-૪૧

આજે બપોરે તો કમલિની છૂટીને આવી ગઈ. એને તો પકડતાંની સાથે જ એ મિત્રોથી જુદી પાડી દીધી હતી. દોઢ દિવસ પોલીસચોકીમાં રાખી કશીયે પૂછપરછ વિના એને છોડી મૂકી હતી. એ આવી ત્યારે એના મોં ઉપર હાસ્ય હતું. હું તો ચમકી જ ગયેલો. મારું આ ઠેકાણું એણે આગળના સ્થળે તપાસ કરીને જ શોધી કાઢ્યું હતું.

પેલા કર્ણાટકી મિત્રની વાત મેં અધૂરી મૂકી છે. કાગળ પણ પૂરો નોંધી શક્યો નથી અને મુંબઈ વિષેની મારી છાપ તો નોંધું તે પહેલાં જ ઘેરી થતી જાય છે. આજે અમદાવાદથી સંદેશો આવ્યો છે. કાલની ગાડીમાં ગયા સિવાય છૂટકો નથી. કર્ણાટકી મિત્ર—એને શું નામ આપું? સાચું નામ તો મારાથી લખી શકાશે નહિ. અમે જે નવું

નામ નક્કી કર્યું છે તે જ આપું-'ડૉકટરે' એનો પ્રથમ પ્રયોગ સિદ્ધ કર્યો છે. આજે ખબર આવી ગયા કે લગભગ એક મિનિટ સુધી એ રસાયણથી અગ્નિ જળવાઈ રહે છે. થોડો બીજો પદાર્થ ઉમેરતાં એ ફાટીને ચારે બાજુ ફેલાઈ શકે છે. અગ્નિનું બળ સામાન્ય લોખંડને પણ અસર પહોંચાડી શકે એટલું પ્રબળ છે.

આમાંનું કશું મેં જોયું નથી. આજે જોવાનો પણ સમય નથી. અમદાવાદ જવું જ જોઈએ. 'ડૉકટર'ને ત્યાં આવવાનું કહ્યું છું પણ આનાકાની કરે છે. છેવટે કહી ગયા છે કે જો અવાશે તો ટ્રેન ઉપર જ આવી જઈશ.

અમદાવાદ કેટલું રહેવાનું થશે તે કલ્પી શકાતું નથી. બનતી ઉતાવળે પાછું આવી જવું છે. એમ થાય છે કે ગુજરાત અને મુંબઈ વચ્ચે હું ફરતો જ રહું. પણ સરકાર મને ફરવા દેશે? આવી રીતે છાનું પણ કેટલો સમય રહી શકાશે!

તા...-૯-૪૨

અમદાવાદ આવીને આશ્ચર્યમાં ડૂબી ગયો છું. અમદાવાદે દાખવેલી વીરતા માટે મારું હૈયું ગર્વથી ફુલાય છે. થોડા જ સમય પહેલાં જ્યાં હિંદુ-મુસ્લિમ રમખાણ જામ્યું હતું તે અમદાવાદ આટલી અજબ રીતે સરકારને લડત આપી શકે છે એ આશ્ચર્યજનક પણ સત્ય હકીકત છે. સરકાર, સામ્યવાદીઓ, વિનીતો, કોમી-મંડળો, આજની લડાઈની વિરુદ્ધ બોલનારા લગભગ તમામ લોકો એમ બોલતા હતા કે મહાસભાનું આંદોલન શરૂ થતાં જ દેશભરમાં કોમી

રમખાણો ફાટી નીકળશે. મહાસભાના આગેવાનોને પણ થોડેઘણે અંશે આવી ભીતિ હતી, પરંતુ એ ભયથી આઝાદીની લડાઈને થંભાવવાનું શક્ય જ નહોતું. કારણકે હિંદની ગુલામી વધુ ને વધુ ભયાનક બનતી જતી હતી.

પણ કોમી રમખાણનો કોઈ મામૂલી બનાવ પણ આવડા મોટા દેશમાં ક્યાંયે બન્યો નથી. મુસ્લિમો લડતની વિરુદ્ધ નથી જ—આઝાદીની વિરુદ્ધ તેઓ કેમ હોઈ શકે? જ્યાં તેઓ સાથ નથી આપતા ત્યાં ચુપ બેઠા છે.

તા. ૯ મી સપ્ટેંબરની તૈયારીઓ આખા ગુજરાતમાં પુરજોશમાં ચાલે છે. કેટલાંક સ્થળે તા. ૭, ૮ અને ૯ મીએ વિવિધ પ્રકારના કાર્યક્રમો રાખ્યા છે. મુંબઈમાં એ વિચાર વહેતો મુકાયો અને તુરત સ્વીકાર પામ્યો છે; ખામી એક જ છે—હજી ડૉકટરનાં કે બીજા કોઈનાં પૂરાં સાધનો તૈયાર થયાં નથી. આશા આપવામાં આવે છે કે એક–બે દિવસમાં થઈ જશે. સૌ એના ઉપર ટાંપીને બેઠા છે. મેં ધારેલું કે ડૉકટર મારી સાથે આવશે, પરંતુ આવવાને બદલે તેઓ તો સ્ટેશન ઉપર નિરાશાજનક સમાચાર લાવ્યા. રસાયણને વધુ તીવ્ર બનાવવા જતાં એ બગડી ગયું હતું! એમાં આગ પેદા જ થઈ નહોતી!

અમદાવાદમાં એ રીતે મુંબઈ જેટલી પણ તૈયારી દેખાતી નથી. પરંતુ આખી પ્રજા અહીં લડતી હોય એમ લાગે છે. મુંબઈના જેવું અહીં છે જ નહિ. વેપારીઓ, મજૂરો, વિદ્યાર્થીઓ, સ્ત્રી, બાળકો સૌ કોઈ આ લડતમાં સામેલ છે. એમ લાગે છે કે સરકારનું રાજ અહીંથી ઊઠી

ગયું છે. આવી સ્થિતિ મુંબઈની હોય તો ? હિંદનાં દસ મોટાં શહેરો આવો ચમત્કાર ઊભો કરે તો ?

આજે બપોરે ચાર કલાક જેટલો સમય 'સંગ્રામ સમિતિ' સાથે ગાળ્યો. બધા જ જુવાન માણસો છે. ગઈ લડતમાં જે સામાન્ય કુમારો હતા એમના હાથમાં અહીંની લડતનું સુકાન છે. મારા મન ઉપર સૌની બહુ ઊંડી છાપ પડી. મુંબઈ કરતાં જુદા જ પ્રકારની મનોવૃત્તિ અને કાર્યપદ્ધતિ અહીં દેખાય છે. યોજનાઓ વિષે મેં વિસ્તારથી સાંભળ્યું. મુંબઈના સમાચાર આપી મારી યોજના વિષે મેં વિગતવાર ચર્ચા કરી. લગભગ સર્વાનુમતે એક યોજના હવે મુકરર થઈ છે અને આવતીકાલે જ એ યોજના આખા ગુજરાતમાં પહોંચી જશે.

મારે આવતીકાલે જ મુંબઈ જવાનું થશે એમ ધારું છું. મુંબઈમાં જે સાધન અને સામગ્રી—ભલે અધૂરા પ્રયોગવાળાં છે—તે અહીં લાવવાં છે. આવી શકે તો ડૉક્ટરને પણ એક વખત અહીં ખેંચી જ લાવવા જોઈએ. અહીં તો આટલા દિવસ સુધી જે ચાલ્યું તે પેલા સ્વામીના પ્રયોગોથી જ ચાલ્યું છે અને તેનાં ભારે માઠાં પરિણામો આવ્યાં છે. એ સાધનથી સરકારને કશું નુકસાન થયું નથી અને ચાર દૂધમલિયા જુવાનો આયુષ્ય ગુમાવી બેઠા છે. સ્વામીના પ્રયોગો વિષે વિસ્તારથી તો અહીં જ જાણ્યું. સારું થયું એ મને મુંબઈમાં ફરી ન મળ્યા, નહિ તો અમારામાંથી પણ બે–ચારના જાન એ મૂર્ખાઈભરેલા પ્રયોગમાં ખરચાઈ જાત.

તા...—૯—૪૧

ગઈ રાતે સ્વામીના પ્રયોગથી મૃત્યુ પામેલા એક જુવાનના ભાઈનો ભેટો થઈ ગયો. મેં માનેલું કે એના દિલમાં લડત વિષે ધિક્કાર પેદા થયો હશે, પરંતુ એના કારમા દર્દમાં પણ એક પ્રકારનું મેં અભિમાન જોયું. એણે મને બૉંબના પ્રયોગોની બાબતમાં ચેતવણી આપીઃ 'જો ચાલી શકે તો એ વિના જ ચલાવો, નહિ તો એમાં પૂરા નિષ્ણાત બન્યા પછી જ એનો ઉપયોગ કરો.' એના વહાલસોયા ભાઈનું મૃત્યુ કેમ થયું તેની વિગત મને કહી. એના જ શબ્દોમાં એ અહીં નોંધું છું:

'કોઈ મંડળ સાથે એ જોડાયેલો નહોતો. ચાર મિત્રોએ નક્કી કરેલું કે પ્રજા ઉપર જે ત્રાસ ગુજરી રહ્યો છે તેનો બદલો લેવો.

'એ માટે પેલા સાધુએ સૂચવેલી સામગ્રી તેઓ મુંબઈથી ખસેડી લાવ્યા. મુંબઈના દરેક સ્ટેશન ઉપર છૂપી પોલીસ ઊભરાતી હતી. એમણે એક યુક્તિ શોધી કાઢી. સ્ટેશન બહારથી જ એક મોટા કુટુંબવાળા અમદાવાદીની સાથે વાતો કરતા, એમના જ સાથીઓ હોય એમ, અંદર ઘૂસી આવ્યા. કપડાં તો અચ્છા વેપારીનાં જ પહેરેલાં. સાથે જે કુટુંબ હતું તેમાં પાંચ સ્ત્રીઓ, ત્રણ પુરુષો, ચારેક બાળકો અને નોકરો સુદ્ધાં હતાં. એમની સાથે સામાન પણ પુષ્કળ હતો.'

મેં વચ્ચે જ પૂછ્યું: 'મુંબઈમાંથી એ સામગ્રી મેળવવામાં મુશ્કેલી ન આવી?'

'જરી પણ નહિ. દવાબજારના અને બીજા વેપારીઓ લડત શરૂ થયા પછી બે-ચાર દિવસમાં જ લડાઈનો રંગ પારખી ગયા હતા. કેટલાકે તો સાચી દેશભક્તિથી જોઈતી સામગ્રી વિના મૂલ્યે કે ઓછા મૂલ્યે પણ આપી. આજે પણ જથ્થાબંધ બધું મળી શકે છે...અમદાવાદના સ્ટેશનથી પણ તેઓ સલામત પસાર થઈ ગયા.

'એક ગીચ લત્તામાં પહેલેથી જ બે ઓરડીઓ ભાડે રાખી લીધી હતી. સામગ્રી સલામત ત્યાં પહોંચી ગઈ. સ્વામીએ માત્ર અર્ધા જ કલાકમાં બૉંબ કેમ બનાવવો તે સમજાવી દીધું. આ મિત્રો ભારે આશ્ચર્યમાં પડી ગયા. બૉંબ બનાવવાનું આટલું સહેલું હશે એમ માનેલું જ નહિ. સ્વામીએ તો હસીને કહ્યું કે આ પ્રયોગ લાડુ બનાવવા કરતાં પણ સહેલો છે. જતાં જતાંયે પાછું કહી લીધું કે આઠ દિવસ પછી ફરીને હું મળીશ અને ત્યારે આ બૉંબને ઝેરી કેમ બનાવી શકાય, મોટા વિસ્તારમાં એનું ઝેર કેમ ફેલાઈ શકે, તે વિષે સમજણ આપી જઈશ.

સ્વામીના ગયા પછી તુરત જ મારા ભાઈ અને...ભાઈએ બૉંબ બનાવવાનું શરૂ કર્યું. હું ત્યારે હાજર તો નહોતો પરંતુ જે મિત્ર હાજર હતો તે કહેતો હતો કે બંનેનાં મોં ઉપર અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત થયાનો આનંદ હતો. હસતાં હસતાં બોલતા હતા કે એક દિવસ બૉંબધારીઓ પ્રત્યે આપણે કેવું કુતૂહલ અને કેવી ભક્તિ ધરાવતા હતા! થોડા દિવસમાં તો આ કંગાલ ગુજરાતના પંદર-પંદર વર્ષના છોકરાઓ આ બૉંબનો ઉપયોગ કરતા હશે!

વીસ-વીસ રતલના બે બૉંબ એમણે તૈયાર કરીને ઓરડીના એક ખૂણામાં મૂકયા. અર્ધી રાત થવા આવી હતી એટલે બાજુમાં જ શેતરંજી ઉપર ત્રણેએ ઝંપલાવ્યું. સૂતાં સૂતાં વાતો કરતા હતા કે બૉંબનો પહેલો ઉપયોગ કયાં કરીશું ? ત્યાં જ બાજુમાંથી ધુમાડો નીકળતો હોય એમ લાગ્યું. ત્રણેય એકદમ ઊભા થઈ ગયા. પરંતુ ત્યાં તો આખા મકાનને ધ્રુજાવતા એક પ્રચંડ આંચકા સાથે એક બૉંબ ફાટયો. મારો ભાઈ પાસે જ હતો. એની પાછળ......ભાઈ હતા અને ત્રીજા મિત્ર સહેજ દૂર હતા. જે દૂર હતા તે સાવ બચી ગયા. મારો ભાઈ ત્યાં જ પટકાઈ પડયો......ભાઈ ભયંકર રીતે ઘાયલ થયો.

'તે પછીની વાત તો તમે જાણી હશે.' એ બોલ્યા. એમનો કંઠ રૂંધાતો હતો. વધુ વાત કરવાની મારી ઇચ્છા નહોતી છતાં મારાથી પુછાઈ ગયું:

'તે પછી પેલા સ્વામી......'

'મને મળ્યા હતા. નિષ્ઠુર સ્વરે કહેતા હતા કે તમારા ભાઈનું અધૂરું કાર્ય હવે તમારે પૂરું કરવું જોઈએ.....

'આ સાંભળતાં તો હું સ્તબ્ધ બની ગયો.

'મેં કહ્યું: 'એ અધૂરું કાર્ય એક જ છે, તમને પણ તેઓ જ્યાં ગયા ત્યાં મોકલવા.' મારી આંખમાં ત્યારે ખૂન ભરાઈ આવ્યું હતું. સ્વામી તુરત ચાલતા થયા.'

'તમારાં માતાપિતાને અસહ્ય આઘાત...'

'એ જ આશ્ચર્ય' છે. માતા પાંચ વરસ પહેલાં મૃત્યુ પામી છે. પિતાને આ સમાચાર મળ્યા ત્યારે હું પાસે જ બેઠો હતો. એક શબ્દ પણ બોલ્યા નહિ. લોકોનાં ટોળાં આવ્યાં, સગાંવહાલાંઓ ઘેરી વળ્યાં, પણ એમનો એક જ જવાબ: જેવી ઈશ્વરની ઇચ્છા! આંખમાં આંસુ નહિ. મૃત્યુ કરતાંયે ગંભીર અને બીષણુ મૌન આવનારને આશ્ચર્યમાં નાખી રડાવી મૂકતું હતું.'

સાંભળતાં સાંભળતાં મારી આંખ આગળ એ પ્રતિમા રચાવા લાગી. અંતર દ્રવી ઊઠયું. મેં મનથી જ એમને નમસ્કાર કરી લીધા.

## ૯

# પરિણામ પ્રભુને હાથ

તા....-૯-૪૨

આજ સવારે મુંબઈ આવી પહોંચ્યો છું. અમદાવાદથી નીકળી નડિયાદ, વડોદરા, ભરૂચ, સુરત, વલસાડ વગેરે સ્થળે થોડા થોડા કલાકો ગાળતો બે દિવસે અહીં પહોંચ્યો છું. 'પાતાળવાસી' કાર્યકરોનાં નામ–સરનામાં અમદાવાદથી મળ્યાં હતાં. એ સૌનો પરિચય સાધવાનો સુંદર મોકો મળી ગયો. આજ સુધીના કાર્ય વિષે જે કંઈ સાંભળ્યું તે પ્રોત્સાહક છે, પરંતુ ભવિષ્ય માટે જેઓ આશાવાદી છે તેઓ પણ મને મૂંઝાયેલા તો લાગે જ છે, બૉંબ પ્રત્યેનું આકર્ષણ વધતું જાય છે. એ વિના છૂટકો જ ન હોય એવી વૃત્તિ રખાય છે. અમુક સ્થળે એના પ્રયોગો પણ થઈ રહ્યા છે. છતાં લગભગ સૌની નજર મુંબઈ ઉપર છે. કોણ જાણે ક્યાંથી વાત પ્રસરી છે કે મુંબઈ આખા હિંદુસ્તાનની યુદ્ધ–સામગ્રીનું કારખાનું બનશે.

મુંબઈ આવતાં જ હું ડૉક્ટરને મળવા ગયો અને કમલિની બીજા જૂથના સાથીઓને. અમારી પાસે વધુમાં

વધુ હવે અડતાલીસ કલાક જ હતા. એટલા સમયમાં જેટલાં સાધનો અમારા હાથમાં આવે તેટલાંનો ઉપયોગ કરવાનો હતો. ગુજરાતને હું તા. ૯મી સપ્ટેંબરના કાર્યક્રમ માટે થોડીઘણી આશા આપી આવ્યો હતો. મુંબઈનાં ભિન્ન ભિન્ન જૂથોએ પણ પોતાનો કાર્યક્રમ ઘડી રાખ્યો હતો. અમારા જૂથમાં માણસો વધી રહ્યા હતા. યોજના અનુસાર નવી ભરતી પણ ચાલુ જ હતી.

પણ ડૉક્ટરના અવાજમાં આશાનો રણકાર ન જણાયો. મારી ચાર દિવસની ગેરહાજરીમાં એમણે પોતાના પ્રયોગો પાછળ પરિશ્રમ કરવામાં બાકી નહોતી રાખી. બધો સમય પ્રતાપ એમની સાથે જ હતો. ચાર દિવસમાં જે જે બન્યું તેની વાત એમણે વિસ્તારથી મને કહી સંભળાવી. મકાનો અને કારખાનાંઓ તોડી શકે એવા સ્ફોટક બૉંબના પ્રયોગોમાં લગભગ નિષ્ફળતા જ મળી હતી. દાહક બૉંબમાં થોડી પ્રગતિ થઈ હતી પરંતુ એમાંય હજી બૉંબને સળગાવવાની પદ્ધતિમાં તેઓ ગોથાં ખાતા હતા.

આમ છતાં ડૉક્ટર તરફ મારી આશા તો કાયમ જ રહી હતી. હું જોઈ રહ્યો હતો કે પેલા સ્વામી અને આ ડૉક્ટર વચ્ચે જમીન–આસમાનનું અંતર હતું. સ્વામી કરતાં ડૉક્ટરનું જ્ઞાન વધુ હશે કે ઓછું તે હું ન કહી શકું, પરંતુ ડૉક્ટરમાં વ્યવહારિક જ્ઞાન મને ઠીક પ્રમાણમાં જણાયું. મારી સાથે એમણે લગભગ ત્રણ કલાક વાત કરી તેમાંથી હું સમજી શકયો કે તેઓ ખરા વિજ્ઞાની હતા. તેઓ કહ્યા જ કરતા હતા કે, 'હું મારાથી બનતા બધા પ્રયાસો કરી રહ્યો છું, પરંતુ ઉતાવળ કરીને અધૂરું સાધન તમારા હાથમાં

મૂકીશ નહિ. હું જાણું છું કે આ સાધનોનો ઉપયોગ જે હાથે થવાનો છે તે હાથને કશો અનુભવ નથી. મારે એવું સાધન તૈયાર કરવું છે કે જેનો ઉપયોગ તદ્દન મૂર્ખ માણસ પણ સંપૂર્ણ સલામતી સાથે કરી શકે.'

ડૉકટરની આ દલીલ મને ગમતી હતી. સ્વામીના પ્રયોગોનાં ખતરનાક પરિણામ જોયા પછી મને પણ એમ થયા જ કરતું હતું કે આ સાધનો સાવ સરળ બનવાં જોઈએ, તો જ સામાન્ય માણસો એનો ઉપયોગ કરી શકે. અને અમે સૌ કેટલાં બધાં સામાન્ય હતાં? અમારામાંથી કોણે પોતાની આટલી ઉંમરમાં આવાં સાધનોનો વિચાર સરખો પણ કર્યો હતો? અમારું માનસિક ઘડતર તો બરાબર ઊલટા જ પ્રકારનું હતું. મહાત્માજીએ ત્રીસ વર્ષ સુધી પ્રજાને તાલીમ આપી હતી કે 'જે કરો તે ખુલ્લંખુલ્લા કરજો, છુપાવશો નહિ. દુશ્મન સામે હાથ ઉગામતા નહિ. એની લાઠી સામે માથું ધરજો અને બંદૂકની ગોળીઓને છાતી ઉપર ઝીલી લેજો.'

આ આદેશ અને ઉપદેશની મારા મન ઉપર અસર નહોતી, પરંતુ ગુજરાત અને મુંબઈમાં, હું માનું છું કે આખા દેશમાં, જે હજારો ને લાખો જુવાનો આજે બલિદાનના યજ્ઞકુંડમાં હોમાઈ જવા માટે તત્પર ઊભા છે તે મહાત્માજીની પ્રેરણાનું જ પરિણામ છે. આજે એ બધા મહાત્માજીથી જુદો જ માર્ગ ગ્રહણ કરી રહ્યા છે. આ માર્ગ માટે અમારી પાસે કશું જ્ઞાન નથી, એ માર્ગનો નકશો નથી, કોઈ ભોમિયો પણ નથી.

પણ અંતરની આગ અત્યંત પ્રબળ છે. એ આગથી જ અમે સૌ આજે ઝૂઝી રહ્યા છીએ. પ્રતાપે ખબર આપ્યા કે અમારી પેઠે બીજાં જૂથોએ પણ પોતાની આસપાસ આવા 'ડૉક્ટરો' ઊભા કરી લીધા છે અને તેઓ પણ જોશભેર પ્રયોગોની પાછળ પડયા છે. પ્રતાપ પાસેથી મેં જાણ્યું કે એને પણ બીજા એક વયોવૃદ્ધ વિજ્ઞાનીનો ભેટો થઈ ગયો હતો અને મારા આવતાં પહેલાં એકાદ પ્રયોગને સફળ કરી નાખવાના નિશ્ચય સાથે એક આખી રાત એની સાથે પ્રતાપે ગાળી હતી. એ રાતનું વર્ણન મારે પ્રતાપના શબ્દોમાં જ નોંધવું જોઈએ:

સાંજે વાત થઈ અને તુરત જ હું પરામાં ઊપડયો. ખોટા નામથી એક મહિના માટે ચાર ઓરડાનો એક બ્લૉક ભાડે રાખી લીધો. એણે (વિજ્ઞાનીએ) જે વસ્તુઓ લાવવાનું કહ્યું હતું તે માટે રાતના દસ વાગ્યા સુધી હું આથડયો અને છેવટે સફળ થયો. અર્ધી રાત એ અને હું બ્લૉકમાં ભરાઈ ગયા. બારીબારણાં બંધ કરી દીધાં. કાચની બારીઓ ઉપર કાળા પડદા લગાવ્યા. વચ્ચેના ઓરડામાં અમે કામ શરૂ કર્યું. હું તો શું કરી શકું ? એ બોલતા ગયા તેમ હું કરતો ગયો. ......વગેરે વગેરેને સારી પેઠે ખાંડીને લોટ જેવો ભુક્કો બનાવ્યો. પોલા નાળિયેરના આકારના બે લોખંડના ગોળા તેઓ પોતાની સાથે જ લાવ્યા હતા. તૈયાર થયેલો ભુકકો એમણે મને અંદર ઠાંસી ઠાંસી ભરવાનું કહ્યું. રાતના ત્રણેક વાગ્યા હશે. સાથે સૂચના પણ આપી કે ભુક્કાને કોઈ જાતનો ધક્કો ન લાગવો જોઈએ, નહિ તો એ ફાટશે અને જાન જોખમાશે. મેં જ્યારે એવું કામ કર્યું

હતું! હું વચ્ચે ઊઠીને બારીનો પડદો ખસેડી બહાર નજર ફેંકી આવ્યો. અંદર આ ભુક્કાથી આખો બ્લૉક ન સહી શકાય એવી ગંધથી ઊભરાતો હતો. મારું માથું પણ જરા ભમતું હતું. મેં કહ્યું:

'આપણે અર્ધો કલાક બહાર ફરી આવીએ તો?'

'પૂરું કરીને જ જઈએ.' એ નિશ્ચયથી બોલ્યા. મને થયું કે આ વૃદ્ધ પુરુષ જો થાકતો નથી તો મારે આરામનો વિચાર જ ન કરવો જોઈએ. હૃદયને મજબૂત કરી હું પેલા ગોળામાં ભુક્કો ભરવા લાગ્યો. પ્રત્યેક પળે એ ફાટવાની બીતિ હતી. હું ઊભા પગે જ બેઠો હતો. અવાજ થતાં જ છલંગ મારવાની મારી તૈયારી હતી. ગોળો લગભગ પોણો ભરાયો ત્યારે એમણે મને અટકાવ્યો. પોતાના ખિસ્સામાંથી એક નાનકડી શીશી કાઢી. એમાં કંઈક પ્રવાહી ભરેલું હતું. મેં તુરત જ પૂછ્યું: 'શું છે?' એમણે જવાબ આપ્યો: 'પછી કહીશ.' એ શીશી એમણે ભુક્કાની વચ્ચે ગોઠવી અને બાકીનું ભરી કાઢવા ગોળો મને આપ્યો. ફરીને સૂચના આપી: 'હવે વધુ ધ્યાન રાખજો. એ શીશીનો કાચ જો તૂટશે તો આપણે અહીં જ રહી જઈશું.' તેઓ હસતા હતા. મારે કબૂલ કરવું જોઈએ કે હું મનમાં ગભરાતો હતો.

પરંતુ ગોળો તો ભરાઈ ગયો. એમણે ગોળાના મોં ઉપર પતરાનો એક કટકો મૂક્યો અને પછી પાતળો વાળો લઈ ગોળાને ચારે બાજુથી મજબૂત કરીને બાંધ્યો. એમના મોં ઉપર સંતોષ ઝળકતો હતો. ગોળો તૈયાર કરીને તેઓ બોલ્યા:

'જુઓ, તમે એક વખત આનો ઉપયોગ કરી આવશો તે પછી અંદરની સામગ્રી વિષે તમને સમજણ આપીશ. ફરીને કહું છું કે બનાવવાનું કામ કઠિન નથી, ઉપયોગ કરવાનું કાર્ય મુશ્કેલ છે. જાનના જોખમે તૈયાર થતી વસ્તુને ગમે ત્યાં ફેંકી દેશો નહિ. યોગ્ય સ્થળે જ આનો ઉપયોગ કરજો.'

હું સાંભળી રહ્યો હતો. તેઓ બોલતા બોલતા જ ગોળો લઈને ઊઠયા. હું પણ ઊભો થયો. મને બેસવાનું સૂચન કરી તેઓ તૈયાર ગોળાને ઓરડાના એક ખૂણામાં મૂકી આવ્યા અને બીજો ગોળો મને ભરવા માટે આપ્યો. હું ભરવા લાગ્યો. તેઓ બોલવા લાગ્યા :

'આનો ઉપયોગ તમને સમજાવું. કોઈ મકાન ઉપર ચડીને રસ્તા ઉપરથી પસાર થતા ટોળા ઉપર ફેંકશો તો દસ-પંદરનો તો ખુરદો થઈ જશે...'

હું ભરતાં અટકી ગયો.

'તમે ગભરાઓ નહિ.' તેઓ બોલ્યા. 'ક્યાં ઉપયોગ કરવો તે તમારે વિચારવાનું છે. હું તો ક્યાં ઉપયોગ થઈ શકે એમ છે તે બતાવું છું. જુઓ, કોઈ સળગી ઊઠે તેવી સામગ્રી-હું જ તમને કહું : ગોદામો, બંદરમાં પડેલા માલના જથ્થાઓ વગેરે ઉપર ફેંકશો તો પ્રચંડ ધડાકા સાથે આગ ભભૂકી ઊઠશે. પાંચ-સાત મિનિટ સુધી એ આગને હારવાના પ્રયાસો જો તમે અટકાવી શકો તો જેના ઉપર આ ગોળો ફેંકાયો હશે તે બધું ભસ્મીભૂત થશે.'

'આ ગોળાથી રેલવેના નાના પુલો તોડી શકાય ?' મેં પૂછ્યું.

'જરૂર. પરંતુ ગોળો મોટો જોઈએ. અને માત્ર ફેંકવાથી અર્થ નહિ સરે–ફેંકવાથી ગોળાની જે શક્તિ છે તે ફેલાઈ જશે, એટલે તમારે પુલના પાયામાં...પણ એ બધું સમજાવવા એક વખત તમને મારી સાથે પુલ ઉપર જ લઈ જઈશ.'

હું ગોળો ભરી લેવા આવ્યો હતો. એમણે ખિસ્સામાંથી બીજી શીશી કાઢી. ગોળો મારા હાથમાંથી લીધો. મારી નજર ખૂણામાં પડેલા ગોળા ઉપર પડી. ગોળો બીજુ બાજુ ઢળી ગયો હોય એમ લાગ્યું. હું કંઈ બોલવા જાઉં ત્યાં તો ભયાનક ધડાકા સાથે મકાન ધ્રુજી ઊઠયું. મારા હાથ ઉપર કંઈક ઇજા થઇ હોય એવું જણાયું. હું ગભરાટમાં બારણા તરફ દોડયો. બારણું ઉઘાડી બહાર આવ્યો. આજુબાજુનાં બારણાં ફડોફડ ઊઘડી ગયાં. પચાસેક માણસોનું ટોળું એક પળવારમાં એકઠું થઇ ગયું. હું ટોળાને વીંધીને ભાગ્યો. પેલા વિજ્ઞાની કયાં ગયા તે જણાયું નહિ. બે માણસોએ મને પકડવાનો પ્રયત્ન કર્યો પણ કોઈ જોરથી બોલ્યું :

'છોડી દો.'

અને તુરત જ તેઓ ખસી ગયા. મારી આંખ ટોળાની વચ્ચે પોલીસને શોધતી હતી, પરંતુ પોલીસદાદા ગેરહાજર હતા અને ટોળાની લગભગ પ્રત્યેક વ્યક્તિ ખરું કારણ સમજી ગઈ હતી.

...બીજા જુવાનોમાં પણ પ્રતાપની આ કથા જેવું જ બની ગયું હતું. આ દષ્ટિએ ડૉક્ટરની સાવધાની મને

આકર્ષતી હતી. એમણે છેલ્લે છેલ્લે મને કહ્યું કે પોતે આજ સાંજ સુધીમાં તો પ્રયોગ સિદ્ધ કરવાની આશા રાખે જ છે. જો એમ થશે તો રાત્રે મને મળવા માટે આવશે. અત્યારે રાતના દસ વાગ્યા છે. હું એમની રાહ જોઈ રહ્યો છું.

...કમલિની બીજાં જૂથોમાં ફરી આવી. જેવા સમાચાર અમારા જૂથના છે તેવા જ લગભગ બધાં જૂથોના છે. કાર્યક્રમો તૈયાર છે. સામગ્રી તૈયાર થાય તો જગત ચોંકી ઊઠે એવા બનાવો બનવાનો સંભવ છે. કોઈ પોતાના કાર્યક્રમને પ્રગટ કરતું નથી એટલે કેટલાય કાર્યક્રમો ખેવડાવાનો અને એ રીતે બગડવાનો પણ સંભવ છે. પરંતુ તે છતાંયે એ દિવસમાં મુંબઈ–ગુજરાતમાં ઠેર ઠેર આગ ભભૂકી ઊઠશે એમ ખાતરી-પૂર્વક લાગે છે.

તા ...-૭-૪૨

કાલે રાત્રે સાડા અગિયાર વાગ્યે ડૉક્ટર આવ્યા. એમના મોં પર ગંભીરતા હતી. એમણે મને તૈયાર થવા કહ્યું. હું ચુપચાપ એમની સાથે ચાલ્યો. થોડીક શેરીઓ વટાવી અને એક મેદાન પાસે આવી પહોંચ્યા. ડૉક્ટરે ખિસ્સા-માંથી નાનકડી ડબ્બી કાઢી અને ઊંચી વાળીને મેદાનમાં મૂકી દીધી. ઘડિયાળ ઉપર નજર ફેંકી. અમે બંને દોડીને રસ્તા ઉપર આવ્યા. બરાબર સત્તર મિનિટ પછી સામાન્ય ધડાકા સાથે પેલી ડબ્બીમાંથી આગ નીકળવા લાગી. મારી આંખ સેકંડના કાંટા ઉપર ચોંટેલી હતી. બરાબર પચાસ સેકંડ સુધી આગ સળગતી રહી. મેં ડૉક્ટર સામે જોયું. એમના મુખ ઉપર આનંદની ઝલક વ્યાપી ગઈ હું તરત બોલી ઊઠ્યો :

'તા. ૯ મી અવશ્ય સફળ થશે.'

પણ ડૉક્ટર કશું બોલ્યા નહિ. એમણે મને પાછા વળવાનું સૂચન કર્યું. એકબીજાને ઓળખતા પણ ન હોઈએ તેમ અમે ચાલતા થયા. એક ચોકમાં બે સાર્જંટો અને પાંચેક સિપાઈઓ ઊભા હતા. ડૉક્ટરે માથાની ટોપી સહેજ આડી કરી મવાલી જેવો દેખાવ કરી લીધો. મેં ખિસ્સામાં રાખેલી ડૉ...ના નામવાળી દવાની બાટલી હાથમાં પકડી જોરથી ચાલવા માંડ્યું. અમે નિર્વિઘ્ને અમારા સ્થાને આવી ગયા.

'તા. ૯ મીએ તમે આનો ઉપયોગ નહિ કરી શકો.' ઘરમાં દાખલ થયા કે ડૉક્ટરે મને કહ્યું. હું ચમકી ઊઠ્યો.

'કેમ?'

'સમય આપવાની જે પદ્ધતિ મેં સફળ કરી છે તે એક દિવસ માગી લે છે. તમારે કેટલા જોઈએ?'

'જેટલા આપી શકો તેટલા. ઓછામાં ઓછા બસો.'

'તો તો ચાર દિવસ લાગી જશે.'

'પરંતુ તા. ૯ મીએ ઉપયોગ થવો જ જોઈએ. બધું તૈયાર છે. મોતને ભેટે એવા સો માણસો પણ છે. દરેક સ્થળે અંદરના માણસો સાથે ગોઠવણ કરી છે.'

ડૉક્ટર કશું ન બોલ્યા.

'હું તો અમદાવાદ, સુરત, વડોદરા પણ આશા આપી આવ્યો છું. અહીં બીજા જૂથને પણ આપણા સફળ પ્રયોગની વાત કરવી જોઈએ. તેઓ માગે તો આપવા પણ જોઈએ.'

'તમને મોડામાં મોડા ક્યારે જોઈએ?'

'આવતીકાલે રાત્રે.'

'પરમ દિવસે રાત્રે વધુમાં વધુ પચાસ.........'

'પરમ દિવસે રાત્રે તો ઉપયોગ કરવાનો છે. એક દિવસ પહેલાં તો એમના હાથમાં આવવા જ જોઈએ. એ વિના બધી વ્યવસ્થા કેમ થાય? તમારા કામમાં અમને તમે સાથે રાખો, અમારે ઊંઘવું નથી, ખાવું નથી.'

ડૉકટર કંઈ વિચાર કરતા હોય એમ લાગ્યું. થોડી વાર પછી બોલ્યા:

'સવારે તમે પેલા મકાને આવો. કમલિનીને અવશ્ય સાથે લાવજો. સાંજ સુધી તમે બહાર નહિ નીકળી શકો. કંઈ કામ હશે તો કમલિની જશે.'

મને આ જવાબથી સંતોષ થયો. અમારી તમામ યોજનાઓ પડી ભાંગતી બચી ગઈ.

સવારમાં પ્રતાપ, અશ્વિન, કમલિની અને હું એક પછી એક પેલા મકાનમાં ભરાયાં. કમલિનીએ એક સરસ સૂચના કરી. અમારું કારખાનું પકડાઈ જશે એવો ભય તો હતો જ. મુંબઈની છૂપી પોલીસનાં પરાક્રમો અમે સાંભળ્યાં હતાં. મકાનની આસપાસમાં કોઈ તપાસ ચાલે છે કે નહિ તેની તપાસ રાખવા એક માણસને મૂકવાની એ સૂચના હતી. કોઈ ચાલાક જુવાન જોઈએ. પ્રતાપ એક જુવાનને પકડી લાવ્યો હતો—હતો તો વેપારી, પરંતુ એણે

આખાદ વેશપલટો કર્યો. એ ' પાટીવાળો' મજૂર બની ગયો. કંઈ પણ બને તો શું શું કરવું તેના સંકેતો પણ નક્કી કરી લીધા.

...સવારના આઠથી રાતના દસ વાગ્યા સુધી અમે કામ કર્યું છે. આંખો બળે છે. કમ્મર દુઃખે છે. હાથમાં છાલાં પડયાં છે. ચૌદ કલાકની એ બંધ ઓરડામાં પુરાયેલી વાસથી માથું ભમે છે. ખાસ કશું ખાધું નથી, છતાં ભૂખ લાગી નથી. આવીને આ લખવા બેઠો છું.

પણ કામ હજી પૂરું થયું નથી. દિવસમાં દસ વખત કમલિનીને બહાર દોડાવવી પડી. અણધારી રીતે વસ્તુઓની જરૂર પડતી હતી. સાંજ પડયા પછી તો ધમાલ મચી ગઈ. ડૉક્ટર નિરાશ થઈ ગયા. કહ્યા જ કરે કેઃ ' પ્રયોગમાં ઉતાવળ ન ચાલે. જે માણસો પોતાના જીવ હાથમાં લઈને આનો પ્રયોગ કરવાના છે તેમના હાથમાં અધૂરું સાધન ન મુકાય.'

પહેલેથી નક્કી કર્યું હતું તે પ્રમાણે જુદા જુદા સ્થળેથી બૉંબ લેવા માટે માણસો આવ્યા હતા. કેમ કરીને એમને પાછા વાળવા ? એ પછી કરવું શું ? ડૉકટર કહેતા હતા કે ' વહેલામાં વહેલા આવતીકાલે બે વાગ્યે આપી શકાશે. ધોળા દિવસે બસો જેટલા–છેવટે સો જેટલા બૉંબની વહેંચણી કેમ કરવી ? અને રાત્રે એનો ઉપયોગ પણ એ લોકો કેમ કરી શકશે ? '

પણ કમલિનીએ આશા આપી છે. એ બધાં સ્થળે જઈને કંઈક ગોઠવણ કરી આવી છે. કૉલેજમાંથી ચાર છોકરીઓને એ પકડી લાવી છે. કહે છે કે બધી છે ડરપોક, પણ કામ પાર પાડી દેશે. મારું મન તો નિરાશાથી ઘેરાઈ

ગયું છે. એમ લાગે છે કે અમારી તમામ યોજનાઓ ઉપર જ બૉંબ પડી ચૂકયો છે!

આવતીકાલે તૈયાર થશે, કદાચ બધાંને પહોંચી જશે, તોપણ એ લોકો બરાબર ઉપયોગ કરી શકશે? અમારે છેલ્લી ઘડી સુધી અમલમાં મૂકનારાઓની સાથે રહેવાનું હતું, પરંતુ અમે તો 'કારખાના'માં ભરાઈ પડશું. કંઈ સૂઝતું નથી. પ્રયત્ન કરવો છે. જોખમ પણ ખેડવું છે. પરિણામ સાચે જ પ્રભુને હાથ છે!

## ૧૦

# અંતરના પ્રવાહો

પાંચ દિવસ પછી આજે નોંધપોથી હાથમાં લઈ શકું છું. તા. ૯ મી સપ્ટેંબરના કાર્યક્રમને મારે સફળ ગણવો કે નિષ્ફળ તે સમજાતું નથી. ગુજરાત અને મુંબઈમાં પ્રયત્નો તો પાર વિનાના થયા, પરંતુ કબૂલ કરવું જોઈએ કે સફળતા બહુ જ ઓછા પ્રયત્નોને સાંપડી. આ દિવસોમાં ઊંઘ અને ભૂખ ભુલાઈ ગયાં હતાં. મનની સ્થિતિ પણ ન વર્ણવી શકાય એવી હતી. કોઈ વાર ઉત્સાહથી છાતી ફૂલી જતી હતી, બીજી વાર ચિંતાથી માથું ફરતું હતું, ત્રીજી વાર શરીર અને મન બંને થાકથી લોથ થઈ ગયેલાં માલૂમ પડી જતાં હતાં, ચોથી વાર વળી મરણિયાવૃત્તિ એટલું જોર કરતી કે સાહસ સિવાય બીજું કશું સૂઝતું જ નહોતું. પણ મારે આ બધું જરા વિગતથી નોંધી રાખવું જોઈએ. નોંધપોથીનો કથાપ્રવાહ જ્યાં અટક્યો છે ત્યાંથી જ મારે આગળ વધવું જોઈએ.

રાત્રે થાક્યાંપાક્યાં અમે સૂતાં ત્યારે કમલિનીએ જે ગોઠવણો કરી હતી તે ઉપર જ આશાના માંડવા અમે

રચેલા. ગુજરાતને તો કશુંયે પહોંચાડવાનો સમય નહોતો, મુંબઈમાં જેટલું ગોઠવ્યું હતું તેટલું બધુંય બની શકે તેમ નહોતું, પરંતુ પાંચેક સ્થળોમાં તો આગ ભભૂકાવવી જ હતી. ઉપરાંત, મુંબઈની પાસે જ ત્રણ સ્થળે માલગાડી ઉથલાવવાનો પ્રયત્ન કરવો હતો.

આવી જ યોજનાઓ બીજાં જૂથોએ ગોઠવી હતી એમ અમે સાંભળ્યું હતું.

આ દિવસોમાં મારા મનમાં જે છાના પ્રવાહો હું જોઈ શકયો તે મારે નોંધી લેવા જોઈએ. બીજાં મંડળોના આગેવાનોને મળતાં તેમનામાં પણ ઓછાવત્તા પ્રમાણમાં એ પ્રવાહો વહી રહ્યા હતા એમ મેં જોયું હતું. સ્વીકારું છું કે એ વખતે જ એવા વિચારોની મને શરમ લાગતી હતી, આજે વિશેષ પ્રમાણમાં લાગે છે, પરંતુ વિચારનાં મૂળ કેટલાં ઊંડાં હોય તેની મને ત્યારે પ્રતીતિ થઈ. પ્રયત્ન છતાં એ વિચારોને હું ઊખેડી શકયો નથી. આજે પણ એનું અસ્તિત્વ કાયમ છે.

અમારું મંડળ છેલ્લા દિવસોમાં બહુ વિસ્તરી ચૂકયું હતું. મારી ઇચ્છા તો મુખ્ય મથક તરીકે અમદાવાદને જ રાખવાની હતી, પરંતુ ધીમેધીમે મુંબઈમાં જ હું ખૂંચી રહ્યો હતો. મિત્રો મારી સંગાથે જ હતા. વ્યક્તિગત નિર્ણયો કરવાનું અમે છોડી દીધું હતું. વિના વ્યવસ્થાએ મંડળનું સુકાન મારા હાથમાં જ આવ્યું હતું. દિલોજાન બની ગયેલા દોસ્તો અપૂર્વ વિશ્વાસ ધરાવતા હતા. પેલો યોજનાપત્ર, જે હું પૂરો નોંધી શકયો નથી અને હવે એમ લાગે છે કે

એ વિષે કાર્યક્રમો જ બધું બોલી દેશે, તે પ્રમાણે અમે મજૂરો, વિદ્યાર્થીઓ, વેપારીઓ, ગુમાસ્તાઓ વગેરેમાં પ્રવેશ કરવા માંડયો હતો. અમારી અણઆવડતના કારણે જ અમે વેપારીઓ અને ગુમાસ્તાઓમાં કશું કરી શકયા નહોતા. મજૂરો અને વિદ્યાર્થીઓમાં જે કાંઈ થયું હતું તે આશાજનક હતું.

પરંતુ અમદાવાદના જેવા અહીં મજૂરો નહોતા. એવી અહીં પરિસ્થિતિ પણ નહોતી. મુંબઇના મજૂરોમાં અમને ઓળખતું પણ કોણ હતું ? અમદાવાદના કામદારોની હડતાલની પાછળ મિલ–માલેકોની પ્રેરણા તો નહોતી જ, મદદની વાતો પણ જૂદી હતી, છતાં તેઓ મૂંગી સહાનુભૂતિ તો ધરાવતા હતા; ઉપરાંત, મજૂર મહાજનનો પ્રભાવ હજારો મજૂરો ઉપર હતો એટલે ત્યાં હડતાલનો સર્વશ્રેષ્ઠ ઉપાય અજમાવી શકાયો હતો. અહીં મુંબઈમાં મિલમાલેકોમાં કોઈ રડયાખડયામાં જ રાષ્ટ્રની લડાઇ પ્રત્યે સહાનુભૂતિ હતી. કેટલાક દેશના ખુલ્લા દુશ્મનો હતા અને કેટલાક છાના. એમના તરફથી સહાનુભૂતિની આશા રાખવી વ્યર્થ હતી. ઉપરાંત અહીં તો મજૂરો ઉપર જે થોડોઘણો પ્રભાવ હતો તે સામ્યવાદીઓનો જ હતો અને સ્વતંત્રતાની લડાઈ કચડી નાખવાનો એમનો ઉત્સાહ બ્રિટિશ સરકાર કરતાંયે વધુ પ્રમાણમાં હતો. મુંબઈના મજૂરોનું ખાસ સંગઠન પણ નહોતું. એના ઉપર અસર કરી શકે એવાં બીજાં બળો પણ મુંબઈમાં હતાં નહિ. આ બધાં કારણોસર મુંબઈની હડતાલ તો તૂટી ગઈ હતી. કેટલાંક મંડળો એ માટે કાળજાતૂટ પ્રયત્નો કરતાં હતાં, પરંતુ

હજી સુધી એમાં કશી સફળતા મળી નહોતી. આ બાબતમાં મુંબઈ જાણે ખોટા રૂપિયા જેવું લાગતું હતું.

આ સ્થિતિ અમે સમજી ગયા હતા એટલે હડતાલનો પ્રયત્ન અમે કરતા જ નહોતા. અમે જોઈ રહ્યા હતા કે જે લોકો એવો પ્રયાસ કરતા હતા તેઓ પણ મજૂરોના પ્રાણ જાગ્રત કરવાને બદલે એમના જથ્થામાં જેઓ 'દાદા' હતા અને જેમની ગુંડાગીરી પ્રખ્યાત હતી તેઓને કોઈ પણ પ્રકારે વશ કરી બીજા મજૂરોને દબાવવાના ઉપાયો લેતા હતા. આ પદ્ધતિ સામે અમને નફરત હતી. અમે તો એમ જ નક્કી કરી નાખ્યું હતું કે હડતાલ માટે કશા પ્રયત્નો જ ન કરવા અને મિલો જ કામ કરતી અટકી જાય એ માટે વિશાળ પ્રમાણમાં ભાંગફોડનો કાર્યક્રમ અમલમાં મૂકવો. બીજું આશ્ચર્યજનક એ હતું કે મુંબઈમાં યુદ્ધ-સામગ્રી બનાવતાં જે કારખાનાંઓ હતાં તે તરફ તો કોઈની દૃષ્ટિ જ નહોતી. ત્યાં હડતાલ પડાવવાનો પ્રયત્ન સરખો પણ કોઈ કરતું નહોતું. અમે અમારા કાર્યક્રમમાં એ કારખાનાંઓનો સમાવેશ કરી લીધો હતો. અમારી દૃષ્ટિએ કાપડની મિલો કરતાં પણ સરકારને ટકાવવામાં એ કારખાનાંઓનો હિસ્સો વધુ પ્રમાણમાં હતો.

અને રેલ્વે તથા તાર-ટેલિફોનનાં દોરડાંઓ અમારા આક્રમણનાં સૌથી મોટાં મથકો હતાં. એ માટે કામદારોનું સંગઠન કરી એ વ્યવહારને અટકાવી મૂકવાનું અશક્ય હતું. આખા પ્રાંતમાં કોઈ જગ્યાએ એવો પ્રયત્ન થયાનું પણ મારા જાણવામાં નથી.

આવી જ સ્થિતિ સરકારી કચેરીઓ, તાર-ટપાલની ઑફિસો, અદાલતો અને બીજાં સરકારી ખાતાંઓની હતી. કોઈ જગ્યાએ હડતાલનું નામ નહોતું. એટલી વાત ખરી હતી કે બ્રિટિશ સરકારને અંતરથી સહકાર આપનારની સંખ્યા નહિવત્ હતી, પરંતુ ઇચ્છાએ કે અનિચ્છાએ સરકારી તંત્રો ચલાવનાર લગભગ તમામ સંચાઓ અને સાધનો હિંદી લોહીમાંસનાં જ બનેલાં હતાં. અમે બરાબર સમજતા હતા કે માત્ર અહિંસા ખાતર નહિ, પરંતુ આઝાદી હાંસલ કરવા માટે પણ સૌથી પ્રબળ સાધન અસહકારનું જ હતું. એ સાધન અમે બરાબર વાપરી શકીએ તો સરકારી મશીનગનોને નિષ્ફળ બનાવી શકાય એમ હતું. સરકારી દમન આજે અમે સહન કરતા હતા તેટલું પણ અમારે અસહકારના યુદ્ધમાં સહન ન કરવું પડે, પરંતુ એમાં લાખો માણસોના હાર્દિક સહકારની, ત્યાગની, બલિદાનની જે જરૂર હતી તેનો આ દેશમાં અભાવ જણાતો હતો.

કારણો સાફ હતાં. બસો વરસનાં ગુલામી અને ભૂખમરાથી પ્રજાનું મનોબળ તૂટી ગયું હતું. એ મનોબળને જાગ્રત કરવા માટે જે સંગઠન અને જે પ્રજાસંપર્ક આવશ્યક હતાં તે થઈ શક્યું નહોતું. મારા મનમાં ક્યારેક ગાંધીજીના રચનાત્મક કાર્યનું મહત્ત્વ વસી જતું હતું, પરંતુ એ વિષે આજની પરિસ્થિતિમાં ઊંડા ઊતરવાનું મન જ થતું નહોતું. પરિસ્થિતિ અમે સમજી ગયા હતા. લડાઈ શરૂ થઈ ગઈ હતી હોડી ભરદરિયે ઝુકાવી દીધી હતી. પાછા ફરવાનો હવે રસ્તો જ નહોતો. અંતરના અણુએ અણુમાંથી

પણ એક જ પોકાર ઊઠતો હતો કે હવે તો ગાંધીજીએ જે ધ્યાનમંત્ર આપ્યો છે તે જ સાચો છે: 'કરેંગે યા મરેંગે.'

અને એટલે જ અમે ટૂંકમાં પતાવવા માગતા હતા. હજારો-લાખોનો સહકાર હોત તો હડતાલો પડી શકત, સરકારી તંત્ર અટકી શકત, અસહકારીઓનાં દિલમાં આઝાદીની તમન્ના જાગત, એમાંથી રાષ્ટ્રીય શક્તિનો જન્મ થાત, પરંતુ એવું બની શકે એમ નહોતું એટલે અમે સ્વીકાર્યું કે હજાર માણસનું કામ આજે એક માણસ દ્વારા લેવાનું છે અને તે સામાન્ય ત્યાગ કે બલિદાનથી બની શકે નહિ. એ માટે અમારે અમારું સંપૂર્ણ હોમી દેવું જોઈએ. માત્ર શરીર નહિ—મન, બુદ્ધિ, લાગણી, સર્વસ્વ. અમારાથી કુટુંબના પ્રેમનું પાન આજે કરી શકાય નહિ. સાંસારિક સુખો ભોગવી શકાય નહિ. આરામ અમારા માટે હરામ હોય.

અને એટલે જ શાંત અને સાદા કાર્યક્રમો પણ કશી અસર ઉપજાવે નહિ. હજાર કાર્યક્રમો અમારે એકમાં સમાવવાના હતા અને તે તો આગ અને નાશ વિના બીજા શા હોઈ શકે? વિચારતો હતો કે ભાંગફોડના કાર્યક્રમ તરફ હું શા માટે આકર્ષાયો છું, અને મને આ જ જવાબો મળતા હતા. હું સાફ જોઈ રહ્યો હતો કે આજે સંગઠન જમાવી શકાશે નહિ. સભાસરઘસો ઉપર તો પોલીસની ગોળીઓ વરસે છે. સામાન્ય જનોમાં છાતી ખુલ્લી કરવાની શક્તિ નથી. તો જે થોડાક મરણિયા માણસો અમને પ્રાપ્ત થાય છે તેનો શું એ રીતે ઉપયોગ કરી નાખવો? કશુંયે ફળ નિપજાવ્યા વિના જ શું આ દેહનું બલિદાન આપી દેવું?

હૃદય અને બુદ્ધિ બંને ના પોકારતાં હતાં–કહેતાં હતાં કે 'તમે થોડા જ છો. ચાળીસ કરોડની મુક્તિનું કાર્ય જો તમારે કરવું હોય તો ઝનૂની બની ઝંપલાવી દેશો તો નાશ પામશો. હૃદયપલટાની આશા આજે તો મુદ્દલ રાખશો જ નહિ. બ્રિટન નહિ, યુદ્ધમાં જોડાયેલી તમામ પ્રજાનાં હૈયાંમાં આજે સંહારનો દૈત્ય જાગી ગયો છે. એ તમને નહિ, આપણા આખા દેશને ભરખી જશે. માટે ચેતીને પગલું ભરજો. લોહીના ટીપે ટીપામાંથી નવું સર્જન ઊભું કરજો.'

એટલે જ મને થયું કે જો શકય હોય તો એક પણ જાન આપ્યા વિના મિલોને કામ કરતી થોભાવી દેવી, કારખાનાંઓ બંધ કરાવવાં, સરકારી કચેરીઓ ઉજ્જડ કરવી, સરકારની ધોરી નસ જેવી રેલવે–લાઇન કાપી નાખવી. એ જ માત્ર ઉપાય છે.

અને મારી સામે બહારવટિયાઓની કથાઓ રચાતી હતી. શા માટે એ લોકોએ બહારવટાં ખેડયાં હતાં? ખુલ્લી લડાઇ એમણે દીઠી આપી જ નહોતી. સામે સમર્થ સરકાર, એનું વિશાળ લશ્કર, પ્રચંડ સાધનો, અનગળ ધનસંપત્તિ–અને અમારી પાસે માત્ર ખપી જવાની તમન્ના! અમે જો હિમાલયની સાથે માથું અફળાવીએ તો માથાં જ પૂરાં થાય એમ હતું, એટલે જેને પરદેશીઓ ગેરીલા લડાઇ કહે છે ને જેને અમે બહારવટું કહીએ છીએ તે જ માર્ગ અમારી પાસે ખુલ્લો હતો.

પરંતુ આ તો અમારો મનોભાવ હતો. અમારી પાસે જેમ માનવબળ નહોતું તેમ જ નાશકાર્યનાં—ભાંગફોડનાં સાધનો પણ નહિવત્ હતાં. અમે દુનિયાની એક મોટી

સલ્તનત સામે લડતા હતા. અલબત્ત, છેલ્લા દિવસોમાં જાપાન અને જર્મનીએ એની કલગી ઉતારી લીધી હતી. બ્રિટિશ સિંહ વૃદ્ધ બનીને પગ ઢસડતો હોય એમ જણાતું નથી, છતાં અમે તો શિયાળ નહિ–ઉંદર પણ નહોતા. અમને ખૂંદી નાખવા જેટલાં સાધન–શક્તિ તો બ્રિટિશ સિંહ પાસે હતાં જ હતાં. અમે ઝૂઝી રહ્યા હતા એ વસ્તુઓ ઉપર કે થોડાક પણ સાચા મરણિયા માણસો અમારી પાસે હતા અને નિર્બળ પ્રજાનો મોટો જનસમુદાય કશો ભોગ આપ્યા વિના જો મદદ આપી શકાય તો મદદ આપવા તૈયાર હતો. એટલી વાત ખરી હતી કે બ્રિટનના સાચા વફાદારોની સંખ્યા અતિ અલ્પ હતી.

મજૂરો કરતાં વિદ્યાર્થીઓની સ્થિતિ કંઈક સારી હતી, પરંતુ તે પણ અમદાવાદ જેવી તો નહિ જ. અમદાવાદ ખરેખર રણે ચડયું હતું. મુંબઈના વિદ્યાર્થીઓમાં ક્રાંતિકારીઓ હતા પરંતુ તે સાથે વફાદારો પણ હતા અને મોટી સંખ્યા તો મોજીલા જુવાનોની જ હતી. તેઓ ડરતા હતા માટે જેવી તેવી હડતાલ સાચવીને બેઠા હતા. હડતાલનો કિલ્લો તો તૂટી ગયો હતો, છતાં ઠીક ઠીક સંખ્યા હજી બહિષ્કાર જાળવીને બેઠી હતી.

પરંતુ એક વાત મારે કબૂલવી પડશે. શું અમદાવાદમાં કે શું મુંબઈમાં–આ વખતે ક્રાંતિના મશાલચીઓ તો વિદ્યાર્થીઓ જ હતા. પંદર વર્ષના છોકરાઓ–ના, છોકરીઓ પણ–આજે અમારા મંડળની શાખા–પ્રશાખામાં દાખલ થયાં હતાં અને રાત–દિવસ બૉંબની માગણી કરતાં હતાં. ખિસ્સામાં બૉંબ રાખીને ઘૂમવાના મનોરથો વિદ્યાર્થીઓમાં

જાગ્યા હતા. આ વિશાળ જથ્થામાં કેટલાક સાચા ક્રાંતિકારીઓ હતા, કેટલાક દૂધના ઊભરા જેવા હતા, કેટલાક નિર્બળ હ્રદયે બહાદુરી બતાવવાનો પ્રયત્ન કરતા હતા, કેટલાક ઉત્સાહના પૂરમાં તણાતા હતા, કેટલાક સાવ જુઠ્ઠા, કીર્તિલોભી કાયરો પણ હતા.

તા. ૯ મી સપ્ટેંબરનો કાર્યક્રમ આવા સૈનિકો દ્વારા અમારે સફળ કરવો હતો. અમે એમને સંગઠિત કરીને દોરનારા કેવા હતા એ વિષે તો શું લખું? એમ લાગે છે કે હ્રદયનાં બધાં પડો હજી ઉઘડ્યાં નથી. એ જેમ જેમ ઊખળતાં જશે તેમ તેમ અમે અમારું સાચું દર્શન કરી શકીશું. એક વાત મેં નોંધી છે કે મારા હ્રદયના છાના પ્રવાહો હું જોઈ શકયો. એ વિષે હજી મેં કશું લખ્યું નથી, લખતાં સંકોચ પણ થાય છે, પણ મારે લખવું જ જોઈએ. તો જ જે હેતુથી આ નોંધપોથી હું લખી રહ્યો છું તે હેતુ હું સાધી શકીશ.

નોંધપોથી લખવા માટે આટલી નિરાંત પણ મને કોઈ દિવસ મળી નથી. બનેલા બનાવોને કારણે મારા સ્થાન ઉપરથી આ ચોપડી ઉપાડીને એકલો નાસી છૂટયો છું. કોણ કયાં છે તેની ખબર નથી. જંગલમાં જ કહેવાય એવા એક સ્થળે આવી ગયો છું. વિશાળ બંગલામાં એકલો જ બેઠો છું. સાંજ પડવા આવી છે. આખો દિવસ દૂર દૂર સુધી આંખો ખેંચીને રસ્તા ઉપર નજર ફેંકું છું, પરંતુ બોજો ઉપાડીને જતા મજૂરો સિવાય કોઈ નજરે પડતું નથી. કમલિની, પ્રતાપ અને બીજા મુખ્ય માણસોમાંથી કોઈ પકડાયું નથી, પરંતુ એ બધાંનો પત્તો લાગી જાય,

મારો પણ પત્તો લાગી જાય એવા પાંચ માણસો ઝડપાઈ ગયા છે. સમાચાર મળતાં જ હું રવાના થઇ ગયો છું. કમલિની, પ્રતાપ વગેરે પણ પોતપોતાને સ્થાનેથી ખસી ગયાં હશે એમ માનું છું. આખો દિવસ આવી રીતે પડયા જ રહેવું પડશે. એ પછી બધાંની તપાસ કરી શકીશ. અત્યારે તો મન મૂકીને લખવા બેઠો છું.

કોણ જાણે કયાંથી એક વિચાર મનની સપાટી ઉપર તા. ૮ મીની રાત્રે ચડી આવ્યો. સૂતાં પહેલાં સમાચાર મળ્યા કે બીજા મંડળે તો મુંબઈને રોશની આપતા અને મુંબઇની મિલો અને કારખાનાંને વીજળિક શક્તિ આપતા ખાપોલીના 'પાવર હાઉસ'નો જ નાશ કરવાનો કાર્યક્રમ ગોઠવ્યો છે. જે વિગતો મને પ્રાપ્ત થઇ તે ઉપરથી એમ પણ લાગ્યું કે એમાં અવશ્ય સફળતા મળશે. પ્રથમ તો હું આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો. અમારા હજાર કાર્યક્રમોનો આ મહાન કાર્યક્રમ-ના, પ્રચંડ આક્રમણ-પાસે કશો હિસાબ નહોતો. જેની હું માત્ર કલ્પના જ કરી શકતો હતો, તે કાર્ય એક જ દિવસમાં સિદ્ધ થઈ જવાનું હતું. એના પરિણામે કારખાનાંએ. અટકી જવાનાં હતાં, મિલો મુડદાં જેવી બનવાની હતી, મુંબઈમાં અંધકાર વ્યાપી જવાનો હતો, મુંબઈનાં લાખ્ખો માણસોને અહીંતહીં લઇ જતી વીજળિક ગાડીઓ લાકડાંનાં રમકડાં જેવી બનવાની હતી. બધું અદ્દ્ભુત હતું, મહાન હતું, પ્રચંડ હતું. પરંતુ થોડીક મિનિટો પસાર થતાં જ મારા મનમાં ઉત્સાહનાં પૂર ઊમટવાને બદલે ગ્લાનિની છાયા પથરાવા લાગી. પ્રથમ તો સમજાયું નહિ. મારી ગંભીરતાનું મિત્રોને આશ્ચર્ય થયું.

ઊંઘ આવે છે, માથું દુઃખે છે વગેરે બોલીને હું સૌથી છૂટો પડયો. પથારીમાં લંબાવ્યું. આંખો બંધ કરી. કલ્પનાચિત્રો રચી રચી મનને પ્રસન્ન કરવાનો પ્રયાસ કર્યો પરંતુ વિષાદ ઓછો થયો નહિ, તેમ તેનાં કારણો પણ મને સમજાયાં નહિ.

એ કારણ મને સમજાઈ ગયાં બીજે દિવસે. સવારના પાંચ વાગ્યે ઊઠીને કારખાનામાં પહોંચ્યો. બધાની સાથે જોરશોર કામ શરૂ કર્યું. બોલતો ગયો કે, 'આની કશી કિંમત નથી. ખરું કામ માલગાડીઓ ઉથલાવવાનું છે.' છેવટ કામ અધૂરું મૂકીને ગાડી ઉથલાવવાના કાર્યને સફળતા અપાવવા માટે હું બહાર પણ નીકળી ગયો. મેં જોયું કે કમલિની અને પ્રતાપની આંખમાં આશ્ચર્ય છવાતું હતું, પણ હું તો જતો હતો બીજા જ બળની પ્રેરણાથી. નહિ તો માલગાડી ઉથલાવવાની યોજના પાકી થઇ ગઇ હતી. તે અંગેની બધી વ્યવસ્થા પણ પૂરી થઇ ગઇ હતી. ત્રણ સ્થળમાંથી એક સ્થળે તો સફળતા મળશે જ એમ પણ ખાતરી હતી.

છતાં હું ઊડયો. શા માટે? હૈયું ચમકી ઊઠયું હતું. હરીફાઈ અને મહત્ત્વાકાંક્ષાનું ઝેર ઊભરાતું હતું. 'પાવર હાઉસ' પાસે હું, મારું મંડળ અને મારો કાર્યક્રમ સાવ પામર બની જવાનાં હતાં અને એ મારાથી સહન થતું નહોતું!

શરમથી હૈયું ભરાઇ જાય છે. વધુ લખવા માટે કલમ જ હવે આગળ ચાલતી નથી. બીજે કોઈ દિવસે હૈયાના આ મેલા પ્રવાહને અવશ્ય આ પાનાં ઉપર રેલાવી દઇ સ્વચ્છ અને શુદ્ધ બની જઈશ. આજે તો વધુ લખવાનું બળ જ જાણે ચાલ્યું ગયું લાગે છે.

## ૧૧

# પાગલ મરણિયા

તા. ૭–૯–૪૩

કારખાનું છોડીને હું રસ્તા ઉપર આવ્યો. મારું માથું ભમતું હતું. માલગાડીઓ ઉથલાવવાના કાર્યક્રમની સંપૂર્ણ જવાબદારી જેને સોંપાઇ હતી તે પ્રવીણકુમારને મળવાનું મુશ્કેલ હતું. નિયમ પ્રમાણે આજ રાત્રે જ એ મારી પાસે આવવાનો હતો, પરંતુ મારી અધીરાઈ હદ વટાવી ગઈ હતી. ગમે તેમ કરી તેને શોધી કાઢવાના નિર્ણય સાથે એક મોટર ભાડે કરી જ્યાં જ્યાં એની હાજરીનો સંભવ હતો ત્યાં ત્યાં હું દોડ્યો, પરંતુ મને સફળતા મળી નહિ.

સાંજના પાંચેક વાગ્યા સુધી હું રખડ્યો. કારખાનામાં બૉંબ તૈયાર થઇ ગયા હશે અને મિલો તથા કારખાનાંના મિત્રોને કમલિનીએ પહોંચાડ્યા હશે–વગેરે વિચારો મને આવતા હતા. એ બધામાં મારે હાજર રહેવું જરૂરી હતું છતાં હું તો મારા હૃદયમાં પેદા થયેલી મહત્ત્વાકાંક્ષાના ધક્કે આગળ વધ્યે જતો હતો. અમે એક નિયમ રાખ્યો હતો કે મહત્ત્વનાં કારણો સિવાય કોઇએ પોતાનું પરિચય–ક્ષેત્ર

વધારવું નહિ. આ નિયમ પ્રમાણે પ્રવીણકુમારના સાથીઓ સાથે મારે મળવું જ ન જોઈએ છતાં મારા મનને કાબૂમાં રાખવાનું મને મુશ્કેલ જણાયું. માલગાડીને ઉથલાવવાના ત્રણ જગ્યાએ પ્રયત્નો થવાના હતા. એક જગ્યાનું કામ જેમને સોંપાયું હતું તે અરવિંદની ઑફિસે હું પહોંચ્યો. અરવિંદ બહાર નીકળવાની તૈયારીમાં હતો તે મને જોતાં રોકાઇ ગયો.

આ અરવિંદની વિશેષ ઓળખાણ હું કોઈ વખતે અહીં આપીશ. એ તેજસ્વી જુવાને મને જોઈને આશ્ચર્ય અનુભવ્યું. અમે બંને એકમેકને નામ અને કામથી પિછાનતા હતા. પ્રત્યક્ષ પરિચય તદ્દન સામાન્ય હતો. આફિસની એક ઓરડીમાં એકાંત મેળવી અમે વાતચીત શરૂ કરી. પ્રથમ એણે જ પૂછ્યું:

'કેમ આવવું થયું?'

'તમને સોંપાયેલા કામ વિષે સમજવા.'

'બધું બરાબર છે. રાત્રે અવશ્ય થશે.' એણે ટૂંકો જ જવાબ આપ્યો.

'જરા વિગતથી સમજાવો તો...'

'પ્રવીણકુમાર બધું જાણે છે.'

'પણ એ મને નથી મળ્યા.'

'સાંજે મળશે એમ કહેતા હતા.'

'પરંતુ મારે અત્યારે જાણવું છે.' કંટાળાનો ભાવ દબાવી સહેજ ભારપૂર્વક મેં કહ્યું.

'જે જાણવું હોય તે પૂછો.' એ શુષ્ક અવાજે બોલ્યો.

'ક્યાં સ્થળે ફરવાના છો?'

'...થી ત્રણ માઈલ દૂરના બંને બાજુના પાટાઓ ઉપર.'

'કેટલા વાગ્યે?

'બાર અને ત્રણની વચ્ચે.'

'શી રીતે?'

'એક સાથે ત્રણે રીતો અજમાવશું...'

'સમજ્યો. કેટલા માણસો જશે?'

'આઠ.'

'તમે જવાના છો?'

'હા.'

'રક્ષણ માટે કંઈ સાધન છે?'

એ મૌન રહી મારી સામે તાકી રહ્યો. હું પણ મૂંગો બન્યો અને જરા શરમાયો. થોડી વાર શાંતિ છવાઈ ગઈ.

'આજે નિષ્ફળ ન જઈએ તે ખાસ જોજો.' હું બોલ્યો. એણે આંખથી જ જાણે કહ્યું: 'એ હું જાણું છું.' હું વધુ શરમિંદો બન્યો. વાત જેમતેમ પૂરી કરી મેં વિદાય લીધી. મારા હૈયાનો ભાર વધવા લાગ્યો.

આઠેક વાગ્યે જ્યારે મારા મુકામે આવ્યો ત્યારે કમલિની અને પ્રતાપ મારી રાહ જોઈને બેઠાં હતાં. મેં બેઠક લીધી કે તરત જ કમલિનીએ વાત કરવા માંડી.

પા કલાક પહેલાં જ અમે આવ્યાં. માણસો તો તદ્દન નિરાશ થઈ ગયા છે. બાર વાગ્યાથી બધા રાહ જોતા હતા. બે જણા તો કારખાના ઉપર પણ આવી ગયા. કોણ જાણે ક્યાંથી એમને સ્થળની માહિતી મળી ગઈ. ડૉક્ટર તો આજે ધૈર્ય જ ગુમાવી બેઠા. એમણે સાફ કહી દીધું કે 'જો આ રીતે મારી પાસેથી કામ લેવું હોય તો હું તૈયાર નથી. અધૂરાં સાધને કદી સફળતા મળે નહિ...'

'કેટલા તૈયાર થયા?' મેં વચ્ચે જ પૂછ્યું.

'એંસી.'

'ક્યાં ક્યાં આપ્યા?'

'આપ્યા છે તો પાંચેય સ્થળે, પરંતુ એ ઓછા પડશે. આજે બધાં મિલ-કારખાનાંમાં આગ બુઝાવવાનાં સાધનો છે. જાપાનના ભયથી જે સાધનો રખાયાં છે તે સામે આપણો બૉંબ શું કરી શકશે? પચાસ જગ્યાએ મૂકીએ ત્યારે માત્ર એક સ્થળે સફળ થવાય. ઉપરાંત હવે તો મજૂરોને જતાં-આવતાં તપાસે પણ છે.'

'તમને કેટલીક આશા છે?' મેં પ્રતાપને પૂછ્યું.

'કંઈક તો થશે જ. મને ભય છે અકસ્માતનો. બૉંબ સળગાવવા માટે જે સમજણ આપી છે તેનો અમલ થઈ શકશે? એક તો આપણું સાધન જ કાચું છે, બીજું, માત્ર મૂકી દેવાથી ચાલે એમ નથી. સંભાળીને બધું કરવાનું છે. જો ભૂલ થશે તો એના ભડકામાં મૂકનાર જ સળગી જશે.

એમાંય જો સળગ્યા વિના જ પોલીસના હાથમાં બોંબ આવ્યા તો એમાં જે જે સામગ્રી છે તે મળવી મુશ્કેલ બની જશે.' કમલિની બોલી.

હું ગંભીર ભાવે મૂંગો જ રહ્યો, કારણકે મારું મન નિરાશાથી ઘેરાઈ રહ્યું હતું. કેટકેટલી મહેનત પછી અમે આ અંધારામાં ભુસ્કો માર્યો હતો !

બસ, હવે વધુ ન લંબાવું આ વાતને. મહત્ત્વાકાંક્ષાની શરમ, પ્રયોગો નિષ્ફળ જશે એવી બીતિમાંથી ઉત્પન્ન થયેલી નિરાશા, અરવિંદ સાથેના વાર્તાલાપમાં અનુભવેલી લઘુતા–એ બધા ભાવો સાથે મોડી રાત્રે હું પથારીમાં પડ્યો ત્યારે મારી આંખમાં નિદ્રાનું એક પણ નિશાન નહોતું. ભૂલી જ ગયો હતો કે જે પ્રવૃત્તિમાં હું પડયો હતો તે મારી અંગત પ્રવૃત્તિ નહોતી. ભૂલી ગયો હતો કે મહાસંગ્રામનો અતિ અલ્પ પ્રકારનો હું સિપાહી હતો અને જે કાર્યક્રમો મેં યોજયા હતા તે પણ એ મહાસંગ્રામ પાસે અતિ મામૂલી હત. હું વિશાળ સાગરને ભૂલી જઇ મારા મેલા ખાબો ચિયામાં પડેલો હતો !

વિચારોથી મન ઘેરાવા લાગ્યું. એક પળ તો એમ પણ થઈ આવ્યું કે આ બધું મૂકી દઈ જલદી જેલમાં બેસું, પરંતુ બીજી જ પળે એમાં કાયરતા જણાવા લાગી. હૃદયમાં વ્યાપેલું અહમ્ દેશભક્તિનું રૂપ લઈને બહાર ધસી આવ્યું. હું વિચારવા લાગ્યો: આજના પ્રયોગો જો સફળ થાય તો હવે પછી કોઇ કામમાં કચાશ ન રહેવા દઉં, બધું જાતે જ તપાસું. પહેલેથી જ યોજના ઘડી લઉં અને એ પ્રમાણે જ વર્તું......

અને પછી તો યોજનાની તરંગમાલા રચાવા લાગી. હું મારા મનમાં મહાન ક્રાંતિકાર બની ગયો. મુંબઈને મેં ધ્રુજાવી મૂક્યું. ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક એ બધું મારા કાર્યક્ષેત્રમાં ગણાવા લાગ્યું. તમામ મંડળો એકત્ર થઈ ગયાં. મેં પ્રચંડ દાવાનળની પેઠે ઘૂમવા માંડ્યું. હિંદુસ્તાનમાં મારા નામનું જાદુ છવાયું......

પરંતુ આસમાને ચડેલો આ ગબારો તુરત જ નીચે પડ્યો. હું પરસાળમાં સૂતો હતો. આકાશ ઉપર મારી નજર હતી. વાદળાં ઘેરાતાં હતાં. થોડીક વારમાં ગડગડાટ થયો અને ટ્રેન ઉથલાવવાનો મારો પ્રયત્ન સાંભરી આવ્યો. 'આજે પણ એવી જ નિષ્ફળતા મળશે કે શું?' મન બોલી ઊઠ્યું. હું તુરત કલ્પનાના આકાશમાંથી નિરાશાની ધરતી ઉપર આવી પહોંચ્યો. થોડીક પળો પહેલાં મેં જે તરંગસૃષ્ટિ રચી હતી તે વિષે શરમ પણ થવા લાગી. કેટલો હું પામર હતો! અને કેટલો આ લખતી વેળાએ પણ હોઈશ!

અંતર સ્વચ્છ બનવા લાગ્યું. આકાશનાં વાદળાં પણ વિખરાવા લાગ્યાં. દિલમાં ડોકિયું કરતાં મેં જોયું કે હું સાવ સામાન્ય માણસ હતો. એમ પણ લાગ્યું કે મને મિત્રો નકામું મહત્ત્વ આપી રહ્યા છે. આ જ વિચારણામાં આગળ વધતાં લડાઈના આરંભે બલિદાનની પ્રબલ વૃત્તિ હૈયાને મસ્ત બનાવતી હતી તે ફરી પાછી મનમાં વ્યાપી ગઈ. એમ થયું કે શા માટે હું જાતે જ કોઈ કાર્યક્રમને સફળ બનાવવા માટે ન ગયો? શા માટે જાનના જોખમમાં જ હું હમેશાં નથી રહેતો? શા માટે મારા સાથીઓ કરતા ઓછું જોખમી કામ હું કરું છું?

પરંતુ આ વિચારણાયે મનમાં સ્થિર ન થઈ શકી. ડાહ્યું મન બોલી ઊઠ્યું: 'તારે આવા લાગણીવેડા ન રાખવા જોઈએ. તને મૃત્યુનો ભય નથી, કોઈ ત્રાસની કલ્પના જો તને ડરાવતી નથી, કોઈ જોખમથી તારું હૈયું જો ધ્રૂજતું નથી તો તને ગમે તે કાર્ય કરવાનો અધિકાર છે. તારે વિચારવાનું એટલું જ કે આઝાદીના સંગ્રામમાં કયા મોરચા ઉપર તું વધુ સફળતા મેળવી શકે એમ છે ? તારું વીરત્વ બતાવવા માટે જ તારે અંધારામાં ન કૂદી પડવું જોઈએ.

સવારોસવાર સુધી આવા વિચારો કરતો હું જાગ્યો. પાંચ, છ, સાત વાગ્યા પરંતુ કશા સમાચાર આવ્યા નહિ. મેં ટેલિફોન હાથમાં લીધો. મધુકરને ત્યાં ફોન કરતાં ખબર મળ્યા કે રાત્રે જ પોલીસ એને ઉપાડી ગઈ છે. બીજે કોઈ સ્થળે ફોન કરવાની હિંમત ન રહી. શું કરવું તે ઘડીક તો સૂઝયું નહિ. પ્રત્યેક પળે પકડાઈ જવાના ભણકારા વાગવા લાગ્યા...કર્મીલની અને પ્રતાપ આજે મિલ–વિસ્તારમાં સૂવા ગયાં હતાં ત્યાં શી સ્થિતિ હશે !

મેં તુરત જ મનને સ્વસ્થ કરી લીધું. કાર્યક્રમોનાં પરિણામ જાણવા હું અધીરો બન્યો. વધુ વિચાર્યા વિના પહેરવેશ બદલાવી હું બહાર નીકળી પડ્યો. બજારમાં આવતાં જ રોમાંચક સમાચાર સાંભળ્યા. ગુજરાતથી મુંબઈ આવતી માલગાડી ઊથલી પડી હતી. ટ્રેનો રોકાઈ ગઈ હતી. પંદર ડબ્બા પાટા ઉપરથી ખસી ગયા હતા. એન્જિન કાદવમાં ખૂંચી ગયું હતું.

મારા આનંદનો પાર ન રહ્યો. બજારમાં વાતો કરનારના મોં ઉપર પણ આનંદ છવાયો હતો. સહેજ આગળ

જતાં મિલ-કારખાનાંના મજૂરો વચ્ચેની વાત સંભળાઈ. એક મજૂર બૉંબ સાથે જ પકડાયો હતો. એકના હાથમાં જ બૉંબ ફાટ્યો હતો. ત્રણે જગાએ આગ લાગી હતી, પરંતુ તેને તુરત બુઝાવી દેવામાં આવી હતી.

અને પાંચ-સાત સ્થળે કપાસના ડબ્બાઓ સળગ્યા હતા. ત્રણ પોલીસચોકીમાં બૉંબ ફાટ્યા હતા. બે પોલીસ-છાપરી સળગી ગઈ હતી. બે જગ્યાએ ટ્રેનમાં ધડાકા થયા હતા.

મેં જોયું—લોકોમાં ગભરાટ અને ઉશ્કેરાટની મિશ્ર લાગણી દેખાતી હતી. મારી દૃષ્ટિએ અમને નજીવી જ સફળતા મળી હતી, પરંતુ લોકદૃષ્ટિએ મુંબઈમાં સ્થળે સ્થળે બૉંબ ફાટતા હતા !

પેલા 'પાવરહાઉસ'નું શું થયું? એટલું ખરું કે મુંબઈનો વ્યવહાર ચાલતો હતો અને એટલે એ આક્રમણ નિષ્ફળ ગયું હતું. પરંતુ એની અદ્‌ભુત, રોમાંચક અને વીરત્વભરી કથા બે દિવસ પછી મને સાંભળવા મળી. મુંબઈ અને મહારાષ્ટ્રના સો સો જુવાનો સાચેસાચ બહારવટિયા બની જંગલમાં ઘૂમતા હતા. એમાંથી એક પણ હજી પકડાયેલ નથી. પોલીસો સાથે અનેક વાર ઝપાઝપી થઈ છે. જંગલમાં આથડે છે. ગમે ત્યાં સૂઈ રહે છે. ગમે તે વીજળીના થાંભલાઓ કાપે છે. દોરડાંઓ તોડે છે. પોલીસોને હંફાવે છે. પરંતુ સૌને પડકારતું સુરક્ષિત 'પાવરહાઉસ' હજી અણનમ ઊભું છે.

આ કથા જાણ્યા પછી મનમાંથી મહત્ત્વાકાંક્ષાનું ઝેર નિચોવાઈ ગયું છે અને એમના પ્રત્યે ભક્તિના ભાવો

જાગ્યા છે. પ્રસંગ મળતાં જ એમની સાથે સંસર્ગ વધારવાનો વિચાર મેં કરી લીધો છે.

બજારમાંથી સમાચાર મેળવી હું પાછો ઘેર આવ્યો ત્યાં એક મિત્રની ચિઠ્ઠી પડેલી જોઈ. એમાં મને જલદી નાસી જવાની સૂચના હતી. કમલિની અને ગીતાને પણ આ મિત્રે આવી જ સૂચના મોકલી આપી હતી. જે માણસોએ કારખાનું જોયું હતું તે પકડાઈ ગયા હતા. એ અગત્યના કાર્યકરો પણ પકડાયા હતા. આ બધામાંથી કોઈને અમે કાયર માનતા નહોતા, પરંતુ પોલીસ-ચોકીમાં ચાલતા જુલમોની જે કથાઓ સાંભળી હતી તે કોઈનાયે ઉપર પૂર્ણ વિશ્વાસ રાખતાં અમને રોકતી હતી. હું તુરત જ સાવધ બની બહાર નીકળી ગયો. કમલિની અને પ્રતાપની મારે શોધ કરવી હતી, પરંતુ એમનું ઠેકાણું મળ્યું જ નહિ. બીજા મિત્રોને મળ્યો. બે દિવસ અને બે રાત સમાચારો મેળવવામાં જ પસાર કર્યાં. ગુજરાતના સમાચારે હૈયું આનંદથી છલકી ગયું. જ્યાં નજીવાં સાધનો હતાં ત્યાં અમારા કરતાં વધુ સફળતા મળી.

...કમલિની અને પ્રતાપ મળ્યાં જ નહિ. પકડાયેલા મિત્રો ઉપર જુલમ વરસે છે અને પાંચમાંથી એક મિત્રે કંઈક કબૂલાત પણ આપી છે એવા સમાચાર મળતાં મેં મુંબઈથી દૂર નીકળી જવાનું પસંદ કર્યું. એકલો જ અહીં ચાલ્યો આવ્યો છું. કોણ ક્યારે મળશે તે નિશ્ચિત નથી. હૃદયમંદિરનાં તમામ બારીબારણાં ઊઘડી જાય એવું શાંત અને સુંદર એકાંત છે. અહીં લડાઈ નથી, બાંબ નથી, આગ નથી, ભાંગફોડ નથી. અહીં તો આ ભૂખ્યા ને કંગાળ દેશમાં

હજીયે જીવન પડ્યું છે તેની માત્ર ખાતરી કરાવતી એકલી નિસર્ગદેવી છે. દૂર દૂર પહાડ અને ટેકરીઓ દેખાય છે. પાણીમાં ડૂબેલાં ભાતનાં ખેતરો અને લીલી ધરતી આંખને શીતળતા આપે છે. વિદ્રોહ જેવું અહીં કશું દેખાતું નથી. ચીંથરેહાલ મજૂરો પણ દુઃખને પી જઈ સંતોષ કરીને જતા હોય એવું દેખાય છે.

આ બધું શું સાચું છે? કે મારી જ પેઠે મજૂરે અને આ કુદરતે વેશપલટો કર્યો છે? મારી જ પેઠે તેઓ ઉપરથી શાંત અને સુંદર દેખાય છે અને અંદર વિદ્રોહની આગથી સળગી રહ્યા છે? હું કેવો રૂપાળો નાગરિક બનીને ફરું છું?

—પણ અમે કેટલા છીએ? આ વિચાર જ્યારે જ્યારે આવે છે ત્યારે ત્યારે આઝાદીનો સૂરજ જાણે ઝાંખો પડી જતો લાગે છે. ચાલીસ કરોડને આઝાદી આપવા માટે આટલા પ્રયત્નો અને આટલાં જ બલિદાનો શું પૂરતાં છે? જર્મનીના દસ કરોડમાંથી એક કરોડ તો રણભૂમિ ઉપર છે અને બાકીના તમામ આબાલવૃદ્ધ એ સૈનિકોને માટે જ જીવે છે ને રાતદિવસ મજૂરી ખેંચે છે. અમે? અમે કેટલા છીએ? ચાલીસ કરોડમાં કેટલા? વિચારું છું તો આંખે અંધારાં છવાય છે. ચીન, રશિયા, બ્રિટન, અમેરિકા જાણે પોતાનું સર્વ કાંઈ હોડમાં મૂકીને બેઠાં છે અને અમે તો થોડાક પાગલ મરણિયા!

પ્રભુ જાણે આ પાગલો વિષે લોક-સમુદાય શુંયે વિચારતો હશે!

# ૧૨

## લડતનાં નાણાં

તા....૯-૪૨

એકને બદલે ત્રણ દિવસ સુધી મારે એકાંતવાસ ભોગવવો પડ્યો. જે મિત્રને મારા રહેઠાણની માહિતી હતી તેણે આવીને ખબર આપ્યા કે પકડાયેલામાંથી એક સૈનિકે મારા વિષે પોલીસ સમક્ષ એક નિવેદન કર્યું છે. નિવેદનની વિગત એની પાસે નહોતી, પરંતુ એ વિષે અનુમાન કરવાનું કઠિન નહોતું. નિવેદન કરનાર કોલેજનો વિદ્યાર્થી હતો. મને એના વિષે ડર તો હતો જ, પરંતુ એના શબ્દો ઉપર વિશ્વાસ રાખી જોખમીમાં જોખમી કામ અમે એને સોંપેલાં હતાં. સદ્ભાગ્યે મેં હમેશાં એને એક જ સ્થળે-મુલાકાત આપી હતી એટલે બીજાં સ્થળો વિષે એ અજ્ઞાત હતો. મિત્રની સૂચના પ્રમાણે મારે બે દિવસ સુધી એ જ સ્થળે ભરાઈ રહેવું પડ્યું. તે દરમિયાન નિવેદનની વિગતો મેળવવાનો પ્રયાસ થવાનો હતો અને મારા માટે પોલીસ ક્યાં ક્યાં તપાસ કરે છે તે જોઈ લેવાનું હતું.

મને તો બે દિવસના એકાંતથી લાભ જ થયો. આવી શાંતિ લડત શરૂ થયા પછી કદી મળી નહોતી. છેલ્લા

મહિના ઉપર એક તટસ્થ દષ્ટિ ફેંકવાનો અવસર મળી ગયો. સાથે સાથે અંતરનાં ઊંડાણો તપાસવાની વૃત્તિ પણ સતેજ થઈ. મારાં મુખ્ય સાથીઓ—પ્રતાપ અને કમલિની—ક્યાં હતાં તેની ખબર મને મળી નહોતી. એમની સલામતી વિષે તો મને મુદ્દલ સંદેહ નહોતો. એ બંને ગમે તે માનતાં હોય, પરંતુ હું તો એમને આ કાર્યમાં મારા કરતાં વિશેષ બુદ્ધિ અને શક્તિ ધરાવનારાં માનતો હતો. એ જ બધું કરતાં હતાં અને આગેવાન જેવો થઈને હું બેઠો હતો..

આ લખું છું ત્યારે તો એ બંને બીજા મિત્રોની સાથે બાજુના જ ઓરડામાં બેઠાં છે. આજે સવારથી અમે દસેક સૈનિકો અહીં ભરાયાં છીએ. આ સ્થળ પૂરેપૂરું સુરક્ષિત છે. કલાકોના કલાકો ચર્ચામાં ગાળ્યા છે અને હું ધારું છું કે આજની આખી રાત પણ એવી જ રીતે પસાર થશે. બે દિવસના એકાંતમાં જેવું મેં વિચાર્યું હતું તેવું જ પ્રતાપ અને કમલિનીએ વિચાર્યું હતું અને અમારા ડૉક્ટર તો પહેલા પ્રથમ દિવસથી એ જ કહી રહ્યા હતા.

શું વિચાર્યું હતું મેં ? યોજનાઓ તો એ જ હતી. કાર્યક્રમોમાં પણ કશો ફેરફાર કરવાનો નહોતો, પરંતુ આટલા દિવસના અનુભવે ખાતરી થઈ હતી કે અમે હજીયે સભા-સરઘસની મનોવૃત્તિમાંથી નીકળ્યા નહોતા. હજીયે સરકારી તંત્ર ઉપર જીવલેણ ઘા શી રીતે મારી શકાય, તેને બદલે દેખાવો શી રીતે થઈ શકે, ખળભળાટ શી રીતે મચી જાય, લોકો અને સરકાર આશ્ચર્યમાં કેમ પડી જાય વગેરે વિચારો જ અમારા મનનો કબજો લઈને બેઠા હતા. અમુક દિવસે તો કંઈક થવું જ જોઈએ એવી 'વિરોધી આંદોલન'ની

ભ્રમણા અમારામાં વ્યાપેલી હતી. વધુમાં એમ પણ થતું કે જો કંઇ ને કંઈ નહિ થયા કરે તો લોકઉત્સાહ ઓછો થઈ જશે. અમે ભૂલી ગયા હતા કે આ લડાઈ ૧૯૨૦–૨૧ કે ૧૯૩૦–૩૨ની નથી. એટલું ખરું હતું કે કશુંયે ન બને તો લોકોને લડત મરી ગઈ છે એવું લાગે, પરંતુ દરરોજ કે બે–ચાર દિવસે આગનાં છમકલાં થાય તે કરતાં તો પંદર દિવસે કે એક મહિને કોઈ માલગાડીનો ખુરદો થાય કે કોઈ મિલ–કારખાનું કે તાર–ટપાલ ઑફિસ જેવું સાવ ભસ્મીભૂત થઈ જાય તે જ વધુ અસરકારક નીવડે. સરકારને પણ એની અસર પહોંચે અને પ્રજાને પણ લડતની ગંભીરતાનું ભાન થાય.

ડૉક્ટર તો પહેલા દિવસથી જ કહેતા હતા: ત્રણ મહિના સુધી એકેય કાર્યક્રમ અમલમાં ન આવે તો કંઈ નહિ. એની ચિંતા જ છોડો. સૌથી પહેલું કામ તૈયારી પાકી કરવાનું કરો. ડૉક્ટરની એ સૂચના અમે સૌએ ખરા દિલથી સ્વીકારી લીધી છે અને આજથી જ એ રીતે કામ કરવાનું શરૂ કર્યું છે. ડૉક્ટરને એમના કામમાં સાથ આપવા પાંચ જુવાનો આવ્યા છે. ત્રણ જગ્યાએ મકાનો પણ ભાડે લઈ રાખ્યાં છે. સાધનસામગ્રી કેટલીક છે અને કેટલીક હજી મેળવવાની છે.

એક પ્રશ્ન મનમાં આજે ઘોળાયા કરે છે. આજ સુધી તો આટલી ગંભીરતાથી એનો વિચાર કર્યો જ નહોતો. ઑગસ્ટની નવમી પછી જે આગ પ્રગટી તેણે સૌનાં દિલ દઝાડ્યાં હતાં. આ કામ માટે જોઈતાં નાણાંની કશી મુશ્કેલી આવી નહોતી. આજે પણ અટકી પડીએ એવી સ્થિતિ તો

થઈ નથી, પરંતુ હવે મોટા જથ્થામાં સાધનસામગ્રી લાવવાં છે. ઘણા માણસોને આ કામમાં રોકવાં છે. બધું કામ ગુપ્ત રીતે કરવાનું છે. પાણીની પેઠે પૈસા રેલાવ્યા વિના ચાલશે નહિ. સૌ મિત્રોએ આ બાબતમાં તો મારા ઉપર જ આશા રાખી છે. મેં પણ વિના કબૂલાતે એ જવાબદારી સ્વીકારી લીધી છે. આજ સવારથી એ વિષે વિચાર કરી રહ્યો છું. કોઈ માર્ગ હજી નક્કી કરી શક્યો નથી.

જાણું છું કે એક મધ્યમ ફંડ ઊભું થયું છે. બીજાં ફંડો પણ ઘણાં ઊભાં થયાં છે. લોકોએ પુષ્કળ પૈસા આપ્યા છે. બધા પૈસા ગાંધીજી અને મહાસભાના નામે જ મળ્યા છે. કોઈએ એમ જોવાની પરવા કરી જ નથી કે આજે ચાલતી પ્રવૃત્તિને એમનો ટેકો હશે કે નહિ, પરંતુ મને એનું આશ્ચર્ય થતું નથી. ગાંધીજી અને મહાસભાની કાર્યનીતિ ગમે તે હોય, પૂર્ણ સ્વરાજ એમનું આખરી ધ્યેય છે. લોકોને ખાતરી થઈ છે કે આજે મૃત્યુના ખેલ ખેલીને જે લોકો આ પ્રવૃત્તિ કરે છે તેનું પણ આખરી ધ્યેય એ જ છે. અને આજનાં બળવાની પ્રેરણા, કુરબાનીની તાલીમ, ધ્યેયપ્રાપ્તિની ઝંખના એ સૌએ ગાંધીજી અને મહાસભામાંથી જ મેળવી છે.

પરંતુ અમારા કામ માટે હજારો રૂપિયાની જરૂર છે તેનું શું? ધનવંતો સાથે કદી મૈત્રી રાખી નથી, એમની સાથે પરિચય પણ નથી, આમજનતા પાસેથી પૈસા લઈ શકાય એવી સ્થિતિ નથી. જ્યાં ફંડો એકઠાં થયાં છે તેમની પાસે માગવા જતાં એક સંકોચ મનમાં થયા કરે છે. તેઓ અમારા પ્રત્યે કેવું વલણ લેશે! અમારો એમને વિશ્વાસ

આવશે ? કઈ રીતે અમારી પ્રામાણિકતાની અમે ખાતરી કરાવશું ?

ગમે તે થાય. મધ્યસ્થ ફંડ કે બીજા કોઇ મંડળનું ફંડ મેળવ્યા વિના છૂટકો નથી. હાથમાં મોત લઇને કામ પૂરું પાડનાર માણસો છે, યોજનાને પાર ઉતારવા માટે તલવારની ધાર ઉપર ચાલનાર કાર્યકરો છે, ગૂંગળાઇને મરી જાય ત્યાં સુધી પ્રયોગોને પડતા ન મૂકનાર વિજ્ઞાની છે, અને માત્ર પૈસાના અભાવે જ અમારું કામ અટકી જશે અથવા મંદ પડશે ? એમ બનશે નહિ, બનવું જોઇએ નહિ, અને જો બનશે તો ? તો–મનમાં ભયંકર વિચારોનાં બીજ વવાઇ જાય છે !

આવતીકાલે પ્રતાપ ગુજરાનના પ્રવાસે ઊપડે છે. કમલિની વિદ્યાર્થીઓમાં ફરવા માંડી છે. મધુસૂદન મજૂર–કાર્યકરો સાથે સંપર્ક સાધે છે. ડૉક્ટર સરકારી નોકરીનો ઝભ્ભો કાયમ રાખી પ્રયોગશાળામાં પોતાનો પ્રાણ પરોવે છે.

તા૦......૯: '૪૧

હવે તો દરરોજ નોંધપોથી લખવાની હોંશ થતી નથી. આજે ફરી ચાર દિવસે બેઠો છું. લખવાનો ઉત્સાહ નથી, પરંતુ થોડા અનુભવ તો નોંધવા જ પડે એમ છે. પૈસા તો મળ્યા છે, પરંતુ મારું પાણી ઊતરી ગયું છે. પૈસા મેળવવાનું કામ ધનવાન અથવા તો જામી ગયેલા કાર્યકરો માટે સહેલું છે. મારા જેવા માટે તો કદાચ પાવરહાઉસ તોડવા કરતાંયે કઠિન છે.

એક શેઠની બીજે દિવસે મેં મુલાકાત લીધી તેઓ મને સામાન્ય રીતે ઓળખે છે. હું આ પ્રવૃત્તિમાં પડેલો છું તે પણ જાણે છે. તેઓ પાસે આ કામ માટે જ એકઠાં થયેલાં નાણાં છે તેની મને ખબર છે. એમની પાસે જતાં મને સંકોચ તો થતો હતો, પરંતુ જે અનુભવ થયો તેવા અનુભવની મેં આશા નહિ રાખેલી. મને બહુ સારી રીતે આવકાર આપ્યો. એમના મુખભાવ ઉપરથી મારા આવવાનું કારણ તેઓ સમજી ગયા હોય એવું લાગ્યું. પૈસા મેળવવાં સિવાયના બીજા કયા કામ માટે મારે એમની પાસે જવાનું હોય ?

'બોલો, મારું શું કામ પડયું ?' એમણે વાતની શરૂઆત કરી. મને જરા હિંમત આવી.

'આપ જાણતા હશો કે હું પણ આ લડતનું જ કામ કરું છું...'

હું બોલતો હતો ત્યાં જ એમના મોં ઉપર આશ્ચર્ય છવાયું–ના, એમણે એવો પ્રયાસ કર્યો.

'ના, ના, હું નથી જાણતો.' તેઓ બોલ્યા.

'...ભાઈ પાસેથી પણ મારા વિષે આપ માહિતી મેળવી શકશો.' એમના અને મારા ઓળખીતા ભાઈનું એક નામ મેં આપ્યું.

'એમને તો એક મહિનાથી હું મળ્યો જ નથી... પણ હા, તમારે કામ શું છે ?'

'હું અમારા કામ માટે પૈસા લેવા આવ્યો છું.'

'પૈસા ? અત્યારે મારી સ્થિતિ...'

'આપની પાસે અંગત કશું નથી માગતો. લડત અંગેના ફંડમાંથી જો કંઈ આપી શકો તો.'

એમના મુખ ઉપરનું આશ્ચર્ય વધુ ઘેરું બન્યું.

'મારી પાસે ફંડ ? કોણે તમને કહ્યું ? ખોટા સમાચાર તમને કોઈએ આપ્યા લાગે છે.'

હું ઝંખવાણો પડી ગયો. મારી માહિતી સાચી જ હતી, પરંતુ મારે પુરાવો શી રીતે આપવો ? હું નમસ્કાર કરીને ઊઠયો. એમણે મારા પ્રત્યે ઊંડી સહાનુભૂતિ વ્યક્ત કરી, પોતે મદદગાર નથી થઈ શકતા તે માટે દિલગીરી વ્યક્ત કરી.

ત્યાંથી પાછા ફરતાં મારા મનમાં રોષ વ્યાપી ગયો. પરંતુ બેત્રણ કલાક પછી મારું પોતાનું મન એમનો બચાવ કરવા લાગ્યું: 'આવી જોખમની પ્રવૃત્તિમાં કોઈના ઉપર વિશ્વાસ કેમ રાખી શકાય ? પોતે ફંડ રાખે છે એવી માહિતી મને શા માટે આપે ?'

તે દિવસે હું કશું કામ ન કરી શકયો. બીજે દિવસે એક જાણીતા કાર્યકર પાસે ગયો. તેઓ મને વિશેષ જાણતા હતા. મેં સાંભળ્યું હતું તે પ્રમાણે તેઓ અમારા મંડળ પ્રત્યે સારી ભાવના ધરાવતા હતા. એમની પાસે જઈ મેં પૈસાની માગણી કરી ત્યારે તેઓએ પ્રશ્ન કર્યો.

'શા માટે તમે જુદો ચોકો કરીને બેઠા છો ?'

'જુદો કેમ ?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'અમારી સાથે જ તમે આવી જાઓ એટલે કોઈ પ્રશ્ન તમને મૂંઝવશે જ નહિ.'

'અમે સાથે જ છીએ.'

'એમ નહિ. એક જ તંત્ર નીચે બધું ચાલવું જોઈએ.'

'એવું તંત્ર જ ક્યાં છે? સૌએ પોતપોતાની રીતે જ કામ કરવા માંડયું છે.'

મારા જવાબથી એમને જરા માઠું લાગ્યું. તેઓ શબ્દો ઉપર ભાર આપીને બોલ્યા:

'તંત્ર છે અને તેના હાથમાં મોટું ફંડ અને પુષ્કળ માણસો પણ છે.'

'પરંતુ કામ તો કશું દેખાતું નથી.' મેં ભારપૂર્વક કહ્યું.

એમના મોં ઉપરના ભાવો બદલાયા. સહેજ સ્મિત લાવીને તેઓ બોલ્યા:

'જુઓ રાજેન! ચર્ચા કરવાનો આ સમય નથી. તમારે સાધનસામગ્રી અને પૈસા બાબતમાં નિશ્ચિંત થવું હોય તો અમારી સાથે આવી જવું જોઈએ.'

મેં જવાબ ન આપ્યો. તેઓ ફરી બોલ્યા:

'એનો અર્થ એ નથી કે અત્યારે જ તમારે મને જવાબ આપવો જોઈએ. તમારા મિત્રો સાથે ચર્ચા કર્યા પછી કહેજો.'

'સાથે આવવું એટલે શું કરવું?' મેં પૂછ્યું.

'બધી પ્રવૃત્તિ નક્કી કર્યા પ્રમાણે ચાલવી જોઈએ.'

હું સમજી ગયો. વધુ પૂછવાનું મને વાજબી ન લાગ્યું. ઊઠવાની તૈયારી સાથે મેં કહ્યું:

'મિત્રો સાથે ચર્ચા કરી, વિચારીને તમને જવાબ આપીશ.'

'તમે માઠું ન લગાડજો.' તેઓ શાંત અવાજે બોલ્યા, અને થોડી વાર વિચારમાં પડયા.

'તમારી તાત્કાલિક જરૂરિયાત કેટલી છે?'

'...હજાર.'

ફરી તેઓ વિચારમાં પડયા.

'હું તમને આ ચિઠ્ઠી આપું છું. તમે...ને બપોરે મળજો.' હું મૂંગો રહ્યો. એમણે ચિઠ્ઠી આપતાં આપતાં પૂછયું:

'ફરી કયારે મળશો?'

'આવતીકાલે.'

મેં વિદાય લીધી. બપોરે મુકરર કરેલા સ્થળે હું ચિઠ્ઠી લઈ ને ગયો. ત્રણ કલાક બેઠો, પરંતુ કોઈ મળ્યું નહિ. થાકીને પાછો ફર્યો. રાત્રે ફરીને પેલા કાર્યકર પાસે ગયો. એમણે બીજી ચિઠ્ઠી લખી આપી. બીજે દિવસે સવારે એ ચિઠ્ઠી સાથે જે સજ્જનને મળ્યો તેની સાથે તો મારે ઝઘડો જ થઈ ગયો. ચિઠ્ઠી ઓળખી લીધા પછી એમણે મને મૂંગા મોંએ જ પૈસા આપી દેવા જોઈએ. એને બદલે એમણે તો પૂછવા માંડયું.

'તમારું નામ શું ?'

'લલિતકુમાર.' હું જૂઠું જ બોલ્યો.

'શા કામે તમારે પૈસા જોઈએ છે ?'

'......ભાઈ બધું જાણે છે.'

'મજૂર-સંગઠન માટે ?'

'ના'

'બૉંબ માટે ?'

'હા.'

'તમે કેમિસ્ટ છો ?'

'ના.'

'વિદ્યાર્થી છો ?'

મને ગુસ્સો આવ્યો.

'હું ગમે તે છું. તમારે મને વિશેષ ન પૂછવું જોઈએ.'

'તો હું તમને પૈસા નહિ આપી શકું.' એમણે ચોખ્ખો જવાબ આપ્યો, મારા રોષનો પાર ન રહ્યો.

'ચિઠ્ઠી પાછી આપો.'

'એ પણ નહિ આપું. તમે કદાચ તેનો દુરુપયોગ કરો.'

'વગર ચિઠ્ઠીએ પણ હું દુરુપયોગ કરી શકીશ.' હું રોષમાં બોલ્યો.

'પરંતુ તમને ઓળખાણ આપવામાં વાંધો શો છે ? મને ખબર પડે ને કે મારે કયા કામ ખાતે આ પૈસા માંડવા.'

'એ માહિતી તમારે...ભાઈ પાસેથી મેળવવી જોઈએ. હું મારી ઓળખાણ વગેરે સાવ ખોટાં જ આપીશ તોયે તમને શી રીતે ખબર પડશે? હું કહી દઉં. મારું નામ મેં ખોટું આપ્યું છે. અને જે કાંઈ પૂછશો તે ખોટું જ કહીશ. આ કામની ગંભીરતા મારે ને તમારે સમજવી જોઈએ. હું તમારા વિષે કશું પૂછું છું?'

તેઓ કંઈક સમજ્યા હોય એવું લાગ્યું. સહેજ હસ્યા અને તિજોરીમાંથી પૈસા લઈ આવ્યા.

તે જ સાંજે એક મિત્ર પાસેથી જાણ્યું કે એ ભાઈ સાચા છે, પ્રમાણિક છે અને સમજુ પણ છે. પરંતુ પેલા કાર્યકર ઉપર બહુ વિશ્વાસ ધરાવતા નથી એટલે દરેક વાતમાં ઊંડા ઊતરવાનો પ્રયત્ન કરે છે.

આમ આજે મારા હાથમાં પૈસા આવી ગયા છે. મોટા જથ્થામાં સાધન-સામગ્રી ખરીદવાના પ્રયત્નો શરૂ કરી દીધા છે. આવતીકાલથી તૈયારીનું કામ પૂર ઝડપથી શરૂ થઈ જશે. આજે મારા મનમાં એક જ સવાલ ઘોળાયા કરે છે. જે મંડળના હાથમાં નાણાં છે તેમની સાથે અમારે જોડાઈ જવું? તેઓની સરમુખત્યારી સ્વીકારી લેવી?

[ ૧૩ ]

# શાંતિ અને ભડકો

છેલ્લી નોંધમાં મેં કેવું બાલિશ લખી નાખ્યું છે! પૈસા મેળવવામાં મને જે અનુભવો થયા તે મારે સાવ સ્વાભાવિક સમજવા જોઈતા હતા. એ પછી એક અઠવાડિયું પસાર થઈ ગયું છે. તે દિવસ કરતાંયે વિચિત્ર અનુભવો મેળવ્યા છે, પરંતુ એ વિષે દુઃખ નથી, આશ્ચર્ય નથી કે રોષ નથી. અમે બધા જ માટીનાં પૂતળાં છીએ. આવાં કામ માટે કશી તાલીમ અમે પ્રાપ્ત કરી નથી. બધું ખાનગીમાં જ કરવું પડે છે, એટલે ભૂલો પણ પાર વિનાની થાય છે. જે ધનિકો પાસેથી પૈસા મળે છે, તેઓ અંદરથી તો ડરપોક માણસો છે. મારા જેવાને તો તેઓ સામે પણ ન આવવા દે. જેને એ જાણતા હોય તેમને જ એ પૈસા આપે અને જેમના હાથમાં નાણાં આવ્યાં હોય તે પણ જેમના ઉપર વિશ્વાસ ધરાવતા હોય તેમને જ વિશ્વાસમાં લે. આ બધું હવે સાવ સ્વાભાવિક લાગે છે.

પરંતુ એક વસ્તુ મનમાં ખૂંચે છે. જેમના હાથમાં લોકોએ પૈસા મૂકયા છે, તેઓ સેનાપતિ થઈ બેસવાની

કેમ ઇચ્છા રાખતા હશે ? તમામ સૂત્રો એમના જ હાથમાં રહેવાં જોઈએ એવો એમનો આગ્રહ મારી દૃષ્ટિએ તો લડતને હાનિ પહોંચાડનારો છે. સંભવ છે તેઓ પોતાને એ કાર્ય માટે બીજા કરતાં વિશેષ લાયક સમજતા હોય. છતાંયે મને તો લાગે છે કે એમની ફરજ બીજા કાર્યકર-મંડળો વિષે પૂરી તપાસ કરી તટસ્થભાવે મદદ કરવાની છે. જો એમ થાય તો જ લડતનું કાર્ય વિકસી શકે. નવાં નવાં મંડળો અસ્તિત્વમાં આવે અને જે મંડળ કામ કરતું હોય તેનો ઉત્સાહ હમેશાં વધ્યા કરે.

આ બાબતમાં એક વિચારદોષ થતો હોય એમ મને લાગે છે. એ દિવસ પહેલાં પેલા કાર્યકર સાથે થોડીક નિખાલસ ચર્ચા થઈ અને તેના પરિણામે જે શેઠને હું પ્રથમ પહેલાં મળેલો તેમની સાથે પણ વિશ્વાસભરી મુલાકાત કરવાનો પ્રસંગ સાંપડયો. મારે કબૂલ કરવું જોઈએ કે જેવી આગ મારા દિલમાં હતી, તેવી જ એમના દિલમાં હતી, આ યુદ્ધ જીતી લેવાનો એમનો ઉત્સાહ મારા કરતાં જરાયે ઓછો નહોતો. અમારી ચર્ચા ખુલ્લા દિલની અને નાના–મોટાના ભેદ વિનાની હતી.

પુષ્કળ ચર્ચાને અંતે અમારું મંડળ એમની સાથે જોડાઈ ગયું છે. સ્વાભાવિક રીતે જ એમણે એવી આશા રાખેલી કે અમારે વ્યકિતગત રીતે જ એ મુખ્ય મંડળમાં જોડાઈ જવું, પરંતુ એ વિષે મેં સાફ ના પાડી. મારા મિત્રોને હું જાણતો હતો. આ મંડળના કાર્યકરોના સ્વભાવનો પણ થોડો પરિચય થઈ ગયો હતો, ઉપરાંત, આટલા અનુભવે મને શીખવ્યું હતું કે એક જ કામ કે કાર્યક્રમમાં પણ બહુ માણસો માથું મારે તે સારું નથી. એ જ રીતે એક

કે એ વ્યક્તિના હાથમાં જ તમામ સૂત્રો હોય તે પણ ઇષ્ટ નથી; કારણકે દરેક વ્યક્તિ, ભલેને એ ખૂબ જ ચપળ અને હોશિયાર હોય છતાં એ કોઈ પણ વખતે ઝડપાઈ જાય એવું જોખમ રહે જ.

એમણે સ્વીકાર્યું કે અમારા મંડળમાંથી માત્ર મારે એમના સાથે સંસર્ગ રાખવો અને પરસ્પરના કાર્યક્રમો બેવડાઈ ન જાય, તે માટે એ વિષે એકબીજાને વાકેફ રાખ્યા કરવા.

આ જોડાણથી પૈસા વિષેની તો અમારી ચિંતા સાવ ટળી ગઈ છે; પરંતુ સાધન–સામગ્રી મેળવવામાં મને જે મુશ્કેલી જણાતી હતી તેનો પણ અંત આવ્યો છે; કારણકે આ મંડળે પ્રથમથી જ પોતાની લાગવગ વાપરી, આ કાર્યમાં ઉપયોગી એવી પુષ્કળ સામગ્રી એકઠી કરી રાખી છે. મેં એમને પૂછ્યું નહોતું છતાં મારા ઉપર વિશ્વાસ મૂકીને એમણે પોતાની પાસે શું શું અને કેટલું કેટલું છે તે બધું મને જણાવ્યું. અમારી પાસે જેમ 'ડૉકટર' હતા, તેમ જ તેમની પાસે પણ ત્રણેક વિજ્ઞાનીઓ પ્રયોગો કરી રહ્યા હતા. અમારી છેલ્લી યોજના પ્રમાણે જ તેઓ પણ હમણાં તૈયારીઓના કામમાં પડયા હતા.

આજે મને એમ લાગે છે કે આ મંડળ સાથેના જોડાણથી અમારું સાનું બળ વધ્યું છે. વ્યક્તિગત વિચારું છું તો મને પોતાને તો ખૂબ સંતોષ થયો છે. કાર્યક્ષેત્ર વિસ્તર્યું હોય એમ પણ લાગે છે. બે દિવસ પહેલાંની નિરાશા આજે છે જ નહિ.

તા....-૯-૪૩

છેલ્લી યોજનાને પંદર દિવસ વીતી ગયા. સંગઠન સારું જામતું જાય છે. પ્રતાપનો ગુજરાતનો પ્રવાસ સફળ થયો છે. કમલિની-મધુસૂદન વગેરેના કામનાં ફળો પણ દેખાવા માંડયાં છે. ડૉક્ટર પ્રયોગોમાં આગળ વધ્યા છે, પરંતુ હજી આખરી પરિણામ આપી શકયા નથી.

મારે કબૂલ કરવું જોઈએ કે મારા દિલમાં ફરી અશાંતિ અને નિરાશાની લાગણી ઊભરાવા માંડી છે. ભલે બધું હોય, તૈયાર સાધન ન હોય ત્યાં સુધી કશું બની શકે નહિ. ડૉકટરના પરિશ્રમનો હું સાક્ષી છું, પરંતુ પરિણામ નથી દેખાતું તેની નિરાશા સૌના મન ઉપર અસર કરે છે. બુદ્ધિથી વિચારતાં તો એમ લાગે જ છે કે બધું તૈયાર થઈ જશે ત્યારે અમે ચમત્કાર કરી મૂકીશું, પરંતુ એ દિવસ કયારે આવશે તેની કલ્પના થઈ શકતી નથી, અને એક ભય મારા મનમાં પેદા થવા માંડયો છે. લોકઉત્સાહ હવે સાવ ઓસરી જતો હોય એમ લાગે છે. પ્રજા સાથે જેમને સંપર્ક છે તે કાર્યકરો દરરોજ એવા ખબર લાવે છે કે લોકદૃષ્ટિએ અમે બધા કોઈ ભ્રમણામાં પડેલા માણસો છીએ. અમારાથી કદી કશું થઈ શકવાનું નથી. જેમણે આજે મજૂરો અને વિદ્યાર્થીઓમાં સંગઠન જમાવીને કોઈ પણ જોખમ માટે પાંચસો જેટલા માણસો તૈયાર કર્યા છે તેઓ કહે છે કે, જો આઠેક દિવસમાં એમનો ઉપયોગ નહિ કરીએ તો એમનો ઉત્સાહ મંદ પડી જશે અને સંગઠન તૂટી જશે.

આજે સવારે જ અમારી વચ્ચે ચર્ચા જામી પડી. હું ભારપૂર્વક એમ કહેતો હતો કે 'આપણે એવા માણસોને સાથે લેવા જોઈએ કે જે એક વરસ સુધી પણ થોભવા માટે તૈયાર હોય.' કમલિનીએ મને સજ્જડ જવાબ આપ્યો. એણે કહ્યું:

'એવા માણસો બે દિવસ કે બે અઠવાડિયામાં પ્રાપ્ત ન થાય. એ માટેની તયારી પણ ઓછામાં ઓછા એક વરસની જોઈએ.'

પ્રતાપે કહ્યું: 'મને લાગે છે કે આપણે એક ગંભીર ભૂલ કરી રહ્યા છીએ. બે–ચાર મહિના પછી આપણે કદાચ કાતિલ સાધનો તૈયાર કરી શકીશું, પરંતુ તે દિવસે એનો ઉપયોગ કરનાર કોઈ મળશે નહિ.'

મેં કહ્યું: 'તો આપણે જાતે જ કરશું.'

'નહિ કરી શકીએ.' પ્રતાપ ભારપૂર્વક બોલ્યો. 'કોઈ પણ સ્થળ ઉપર જવા માટે સ્થાનિક માણસોનો સહકાર જોઈશે જ, અને એ વખતે એમના દિલની આગ બુઝાઈ ગઈ હશે.'

'ત્યારે કરવું શું?' મધુસૂદન બોલ્યો.

'દીવાને સળગતો રાખવા એમાં દીવેલ પૂર્યા જ કરવું જોઈએ.' પ્રતાપે જવાબ આપ્યો.

ચર્ચાને અંતે અમે કશા નિર્ણય ઉપર આવ્યા નહિ, પરંતુ પ્રતાપની વાત મને ખરી લાગે છે. મહામહેનતે જમાવેલું સંગઠન અકર્મણ્યતાના ખડક સાથે અથડાઈને જ

કદાચ તૂટી પડશે. ગમે તેમ કરી એ બધાંને સંતોષે એવું કંઈ ને કંઈ કામ આપવું જ જોઇએ.

બીજા ચાર દિવસ વીતી ગયા અને સપ્ટેમ્બરની આખરી તારીખો આવી પહોંચી. ડૉકટર ત્યાંના ત્યાં જ છે, હાઇડ્રો બૉંબમાં નહિ જેવી સફળતા મળી છે. જેવા છે તેવા દારૂગોળો બૉંબ એમણે મને સોંપ્યા છે. એમનો ઉત્સાહ પણ હવે ઓસરતો જતો હોય એમ દેખાય છે.

બીજા બે સાહસિક વિજ્ઞાનીઓ પણ પ્રયત્ન કરીને મેળવ્યા છે, અને થોડી થોડી સામગ્રી આપી પ્રયોગો શરૂ કરાવ્યા છે. એમની સાહસકથાઓ ચિંતા ઉપજાવે છે, પરંતુ જોખમ ખેડયું છે. સાથે સાથે કેટલાક કાર્યક્રમો પણ વિચારી લીધા છે. કેટલાક તો, જો સફળ થાય તો અદ્દભુત છે, પરંતુ એ વિષે કશુંયે મનમાં રાખવાનું યોગ્ય નથી.

જે મંડળ સાથે થોડા દિવસ પહેલાં જોડાણ કર્યું તેઓ પણ અમારા જેવી જ મૂંઝવણમાં અટવાય છે. એમને ઉત્સાહ આપવા માટે હું આશાઓ આપું છું, પરંતુ એ પૂરી ન થતાં નિરાશાનું પ્રમાણ વધી જાય છે. હમણાં તો કામ કરતાં થાક અને વિચારનું પ્રમાણ બહુ વધી ગયું છે. દરરોજ સાધનની માગણી વધ્યા જ કરે છે. એમ લાગે છે કે ચારે-બાજુ એ જ બૂમ છે. સાધનોના અભાવે જ કદાચ અમે બધાં સાવ નિષ્ફળ નીવડશું.

આવતીકાલે દારૂગોળો બૉંબની વહેંચણી કરી નાખવી છે. જોઇએ આવતા અઠવાડિયામાં એનું શું પરિણામ આવે છે.

તા....૯-૪૩

ગુજરાતના એક કાર્યકર આજે આવ્યા છે. એમના મંડળે કરેલાં પરાક્રમની કથાઓથી હું ઉત્તેજિત બની ગયો છું. એમના જિલ્લાના કેટલાંયે ગામનાં દફતરો સળગી ગયાં છે. ટપાલ તો અર્ધા જિલ્લામાં વહેંચી શકાતી નથી.

અને એક અજબ વાત એમણે સંભળાવી. હવે ગામડાંઓમાં જે પોલીસો ફરે છે, તેમને બંદૂકો આપવામાં આવતી નથી, કારણ લોકો બંદૂક ઝૂંટવી લે છે. જ્યારે પંદર કરતાં વધુ માણસોની ટુકડી ઘૂમે છે ત્યારે જ એમને બંદૂકો અપાય છે.

અને એક પોલીસ થાણા ઉપર એમણે પાડેલી ધાડનું રોમાંચક વર્ણન પણ સાંભળ્યું, વીસ પોલીસનો કાફલો ત્યાં રહેતો હતો, પહેલેથી તપાસ કરી રાખેલી કે સવારમાં કેટલાક પોલીસો આજુબાજુ 'રોન' મારવા જાય છે. બરાબર લાગ શોધીને એમણે છાપો માર્યો. પોલીસો ગાફેલ હતા. એમને મુશ્કેટાટ બાંધી લઈ, બંદૂકો અને કારતૂસો લઈ બધા આબાદ નાસી ગયા !

આવા બીજા કિસ્સાઓ પણ સાંભળ્યા. દરેક કિસ્સામાં પ્રજાનો સંપૂર્ણ સાથ દેખાઈ આવતો હતો. અમે મુંબઈવાસીઓ પ્રજાના સાથ વિના જ જાણે લડતા હતા !

દોઢસો બોંબ આજે વહેંચી આપ્યા છે. દસ-બાર સ્થળો ઉપર એ વપરાશે. આવતા અઠવાડિયામાં અનુકૂળતાએ એનો ઉપયોગ થવાનો છે.

તા...—૧૦—૪૩

આજે એક ભયંકર બનાવ બની ગયો. હું ચિંતાથી ઘેરાઈ ગયો છું. અમે કયા માર્ગે જઈ રહ્યા છીએ તે સમજાતું નથી. બપોરે ખબર આવ્યા કે ભૂલેશ્વરના ચોકમાં ભયંકર અવાજ સાથે બૉંબ ફાટયો અને રાહદારીઓ ઘવાયા. કોણે એ ફેંકયો હશે ? ફૂટેલા બૉંબમાંથી જે સામગ્રી મળી છે, તે જોતાં એ બૉંબ બનાવનાર અને ફેંકનાર પેલા બે નવા વિજ્ઞાનીઓ હોવા જોઈએ. મેં શા માટે એમને કામ સોંપ્યું ? શા માટે એમના તોફાનની કથા સાંભળવા છતાં એમને મારા મંડળમાં લીધા ?

હું નિરાશામાં ભાન ભૂલી ગયો. આ માર્ગે શું આઝાદી મળશે ? સરકારને બદલે પ્રજા ઉપર ઘા કરવામાં કાયરતા તો છે જ, પરંતુ એ ઘા સાચી રીતે રાહદારીઓ ઉપર નહિ, પરંતુ ખુદ આઝાદીની લડાઈ ઉપર જ થયો છે.

આજે રાત્રે કે કાલે સવારે મારે એમને મળવું પડશે.

તા...—૧૦-૪૩

સવારે પેલા ભાઈઓને મળવા ન જઈ શકયો. બપોર થતાં તો ટ્રેનમાં અને ગઈ રાત્રે સિનેમામાં ફાટેલા બૉંબની સરમજનક કથાઓ આવી પહોંચી. કોઈ કહે છે કે 'સારું થયું. લોકોમાં સનસનાટી ફેલાઈ ગઈ છે.' પરંતુ સારું નથી થયું. એ સનસનાટી બધની છે. પ્રજા વધુ કાયર બનશે. સરકાર વધુ દમન કરી શકશે.

તુરત જ હું એમને મળવા માટે ઊપડયો. જેમ જેમ વિચારતો હતો તેમ તેમ મારી શંકા દૃઢ થતી હતી. શું કરવું તે તો મેં નક્કી કરી નાખ્યું હતું. મને લાગતું હતું કે તેઓ જો વિફરશે તો અમને સૌને જોખમમાં મૂકી શકશે અને તમામ પ્રવૃત્તિને નુકસાન પહોંચાડી શકશે. પરંતુ એ જોખમ ખેડયે જ છૂટકો હતો.

સદ્ભાગ્યે તેઓ તુરત મળી ગયા. મારા આવવાનું કારણ સમજતાં એમને વાર ન લાગી. હું કંઈ બોલું તે પહેલાં જ એક ભાઈ બોલ્યા:

'અમે માનેલું કે તમે અમને શાબાશી આપશો, પરંતુ તમને આ ગમ્યું લાગતું નથી.'

'તમે જ આ કર્યું છે.' મેં આશ્ચર્ય અને સહેજ રોષથી પૂછ્યું.

'હા.'

'કોના કહેવાથી?'

'પરિસ્થિતિના.' અત્યાર સુધી ચુપ બેઠેલા વધુ શિક્ષિત ભાઈએ કહ્યું.

'તમે માનો છો કે એથી લડતને લાભ થયો છે?'

'એમાં શંકા જ નથી.'

'શી રીતે?'

'હવે બજાર ખોલવાની વેપારીઓ હિંમત નહિ કરી શકે!'

'હડતાળ ચાલુ રાખવા માટે બૉંબ ?'

'બીજો રસ્તો જ નથી.'

હું થોડી વાર ચૂપ રહ્યો. એમનું બૉંબ ફેંકવાનું આ કારણ મેં કલ્પેલું જ નહિ. યાદ આવતાં મેં પૂછ્યું:

'અને ટ્રેન અને સિનેમામાં શા માટે ફેંક્યા ?'

'લોકોને એમ જણાવવા કે અમે ઊંઘતા નથી, અને તમને પણ અમે ઊંઘવા દઈશું નહિ.'

'સરકારને બદલે......'

'એ પણ વિચારી રાખ્યું છે. ચૂંટી ચૂંટીને જુલમી પોલીસોને......'

'પોલીસોને ?'

'હા.'

હું ફરી ચુપ બની ગયો. તેઓ બોલ્યા:

'તમને ગમે કે ન ગમે. અમે અહિંસામાં નથી માનતા. અત્યારે જે સ્મશાનશાંતિ છે, તે પણ અમારાથી સહન થતી નથી. તમે ગણતરી કર્યા કરો. અમે અમારું કામ કર્યા કરીશું.'

હું વિચારી આવ્યો હતો કે એમને મંડળમાંથી છૂટા કરીશ, પરંતુ તેઓ તો પોતાની મેળે જ છૂટા થઈ ગયા હતા. મારે શું બોલવું તે મને સૂઝયું નહિ. હું ચુપચાપ ઊઠયો અને પાછો ફર્યો. તેઓ જરા હસ્યા.

આવીને વિચારમાં પડયો છું: હજી વિચારનો છેડો આવ્યો નથી. અમે ક્યાં જઈ રહ્યા છીએ ? કોણ કઈ બાજુ જાય છે ! એટલી વાત એમની ખરી હતી કે આજે સ્મશાનશાંતિ છે, અને એ પણ ખરું હતું કે લોકોને જાગતા રાખવા જોઈએ.

વેપારીઓની હડતાળ ? અત્યારે જ સમાચાર મળ્યા છે કે બૉંબની અસર થઈ છે. વેપારીઓ ડરી ગયા છે. જેઓ હડતાળ ખોલી નાખવાની તરફેણમાં હતા તેઓ જ વધુ એક માસ લંબાવવાનું સૂચવી રહ્યા છે. બૉંબ ફેંકનારને આ સફળતાથી કેટલો આનંદ થશે ? કેટલો એ ગર્વ અનુભવશે ? અને મારા વેદિયાપણા ઉપર કેટલા જોરથી એ હસી ઊઠશે ?

પરંતુ કેટલા દિવસ આ રીતે હડતાળને ખેંચી શકાશે ?

લખતો હતો ત્યાં બહારથી બૂમ આવી. દોડીને અટારીમાં આવ્યો તો દૂર દૂર પ્રચંડ આગના ભડકા દેખાયા. લોકો મકાનોની અગાસી ઉપર ચડયા છે. લગભગ બાર વાગ્યા છે. ક્યાં આગ લાગી, શી રીતે લાગી તેના સમાચાર મળતા નથી. આનંદની એક ઊર્મિ મનમાં વ્યાપી જાય છે.

અમારા બૉંબનું એ પરિણામ હોય તો !

આવતીકાલે ખબર પડશે.

[ ૧૪ ]

# મંગલ મૃત્યુની ઝંખના

તા. ...૧૦-૪૨

આખી રાત આનંદભરી કલ્પનામાં મેં તો પસાર કરી. નિરર્થક અને નુકસાન કરનારા બોંબધડાકાઓની ચિંતા હું ભૂલી જ ગયો. કલ્પવા લાગ્યો કે આકાશને પહોંચવા મથતા એ આગના ભડકાઓ ક્યાંથી ઊઠયા હશે? બે–ચાર જગ્યાએ ફોન કરી જોયા, પરંતુ સમાચાર મળ્યા નહિ. આખરે હિંમત કરી પોલીસચોકીમાં જ ફોન કર્યો. ખબર પડી કે મઝગાંવની કોર્ટ સળગે છે. બરાબર ત્રણ વાગ્યા સુધી મેં ભડકા જોયા. એ પછી હું થાકીને પથારીમાં પડયો. મારી આંખ માંડ મીચાઈ હશે ત્યાં બારણા ઉપર ટકોરા પડયા. હું ઝબકીને જાગી ગયો. બારણું ઉઘાડીને જોઉં તો અરવિંદનાં દર્શન થયાં. એના મુખ ઉપર ગર્વભર્યું હાસ્ય છવાયું હતું. મારી આંખ પણ એ હાસ્યનો અર્થ વાંચીને આનંદથી ચમકી ઊઠી.

'આપણું જ!' એ આનંદથી બોલી ઊઠયો.

હું સમજી ગયો.

'કોણે કર્યું ?'

'પૂરી વિગત અખબારમાં મળશે. લગભગ પાંચ હાથમાં ફરતો ફરતો બૉંબ ત્યાં પહોંચ્યો છે. અત્યારે હું માત્ર ખબર આપવા જ આવ્યો છું, દસેક વાગ્યા સુધીમાં પૂરી વિગત આપી જઈશ.'

એ ગયો.. આ યોજના એની જ હતી. અનુકૂળ આવે ત્યાં વાપરવા માટે એ દસ બૉંબ લઈ ગયો હતો. ભારે બહાદુર જુવાન હતો. માલગાડી ઉથલાવવાનો પણ એણે યોજેલો પ્રયત્ન જ સફળ થયો હતો. ભયને એ જાણતો નહોતો, અને એટલે એની સલામતી વિષે પણ કશી ચિંતા નહોતી. દરેક કાર્ય પૂરી સ્વસ્થતાથી અને સાવ સ્વભાવિક હોય એમ એ કરી શકતો હતો.

મારી નિરાશા અને ચિંતા આજે ચાલ્યાં ગયાં છે. દસ વાગ્યે એ ફરીને આવી ગયો. બે પહેલાં પ્રતાપ અને કમલિની આવી ગયાં. જે જે મિત્રોને સમાચાર મળ્યા તે સૌ આવ્યા. અણધારી સફળતાનું આશ્ચર્ય સૌનાં મુખ ઉપર હતું. જુદા જુદા શબ્દોમાં સૌ બોલતા હતા : 'આખરે મુંબઈનું નાક સચવાયું.'

અરવિંદ વધુ સમાચાર લાવ્યો હતો. એ સમાચારની સાચી હકીકત તો ઉત્સાહજનક નહોતી, પરંતુ આગનું અને નુકસાનનું વર્ણન સાંભળતાં સૌ કોઈએ હર્ષનો રોમાંચ અનુભવ્યો. સૌએ લગભગ નક્કી કરી લીધું કે કોઈ ને કોઈ પ્રયત્ને કોર્ટના ભસ્મીભૂત ખંડેરો તો જોવાં જ જોઈએ.

સાચી હકીકતમાં કશો રોમાંચ નહોતો. એક તોફાની માત્ર ધડાકો કરવા માટે ત્યાં ગયો હતો. ચોક્કસ યોજના જેવું કશું હતું નહિ. એમાંથી આગ ભભૂકી ઊઠી. કોઈ હતું નહિ એટલે આગ વધી પડી. સળગી ઊઠે એવા જૂના કાગળિયાઓ મદદરૂપ બન્યા. જૂનું ખખડધજ મકાન જાણે રાહ જોઈને જ બેઠું હતું !

આ હતો માત્ર અકસ્માત ! આ કરતાં કેટલા વધુ પ્રયત્નો અમે બીજા કાર્યક્રમો માટે કર્યા હતા ! પરંતુ અન્ય મંડળો અને લોકો સમક્ષ મસ્તક ઊંચું રાખવામાં તો આ અકસ્માત જ કામિયાબ નીવડશે. અમારા ગુપ્ત પ્રયત્નો અને છાના લોહીસિંચનને કોણ જોવાનું છે ? કોણ એની નોંધ રાખવાનું છે ?

આ કરતાં બરાબર ઊલટા જ પ્રકારના સમાચાર સાંજે આવ્યા. મધુસૂદન અને તેના મિત્રોએ લગભગ બે કરોડની કિંમતના લશ્કરી સામાન ઉપર આક્રમણ ગોઠવ્યું હતું. મહિનાઓની તૈયારીઓ પછી તેઓએ મને વાત કરી હતી. જે કાર્યક્રમને અદ્‌ભુત કહીને મેં વિશેષ લખવાનું માંડી વાળ્યું તે આ જ કાર્યક્રમ. સાચે જ એમાં અદ્‌ભુતતા હતી. થોડા દિવસોમાં જહાજરસ્તે ઊપડી જનારા માલનો એ જથ્થો હતો. જે સાચવનાર હતા તેઓ જ અમારા સાથે ભળી ગયા હતા. એમના સહકારથી બધું કામ પાર પાડવાનું હતું. વિશાળ ગોદામના એકેએક ખૂણાને સળગાવવા માટે ઓછામાં ઓછા પચાસ બૉંબ ત્યાં મૂકવાના હતા. તારીખ, સમય અને મૂકનાર માણસો મુકરર થઈ ગયા હતા. બૉંબનો જથ્થો પણ મળી ગયો હતો.

અને રાતના દસ વાગ્યે પચાસ બૉંબની અગ્નિપથારી એ ગોદામમાં થઈ પણ ગઈ હતી. ચોકીદાર ધડાકાની રાહ જોતો પોતાની ઓરડીમાં બેઠો હતો. કાર્યક્રમ ગોઠવનારાઓ આજુબાજુનાં મકાનમાં સંતાયા હતા. ઘડિયાળનો મોટો કાંટો પૂર ઝડપથી ફરતો હતો.

બાર વાગ્યા, એક વાગ્યો પણ કશું ચિહ્ન દેખાયું નહિ. તપાસ કરી તો બધા બૉંબ સલામત હતા. સૌ ચિંતામાં પડયા. સવારે પાંચ વાગ્યે ચોકી બદલાતી હતી. ચોકીદાર મૂંઝાયો. સૌએ નક્કી કર્યું અને જાનના જોખમે બધા બૉંબ ત્યાંથી ઉઠાવી લીધા. રસ્તામાં જ એ ફાટે એવો ભય હતો, પરંતુ ઈશ્વરે જ સૌને બચાવી લીધા. અદ્‌ભુત કાર્યક્રમ તદ્દન નિષ્ફળ નીવડયો.

મઝગાંવથી નાચી ઊઠેલું હૈયું આ સમાચારથી જરા બેસી જાય છે, પરંતુ મારા આશ્ચર્ય વચ્ચે ખુદ મધુસૂદન જ મને આશ્વાસન આપે છે કે ' આપણી સરસાઈ અને આપણા પ્રયત્નોનો ન્યાય આપણે પોતે જ તોળીએ. કોઈ ઈશ્વર જેવું તત્ત્વ હસ્તી ધરાવતું હશે તો એ પણ તોળશે. લોકો શું ધારશે તેની ચિંતા આપણે ન કરીએ.'

મધુસૂદનના શબ્દોમાં ભારોભાર સત્ય વસેલું છે જે કામ હાથમાં લીધું છે તેની સફળતાનો આધાર સાચે જ પ્રભુ ઉપર છે. મુંબઈમાં આજે કોણ જાણે છે કે જ્યાં અમે છમકલું કરવા ઇચ્છતા હતા ત્યાં સર્વનાશી આગ વ્યાપી ગઈ અને જ્યાં અમે સર્વનાશ કરવા માગતા હતા ત્યાં એક ચિનગારી પણ ન પ્રગટી ! અમારા પ્રયત્નોનો

આ ઇતિહાસ કોઈ દિવસ પણ લોકોની આંખ આગળ આવશે તો તેઓ એટલું તો જરૂર કહેશે કે વિદ્રોહની અગ્નિજ્વાળાને સતેજ રાખવા અમે અમારા પ્રાણનું ટીપેટીપું એમાં હોમ્યું છે.

તા...-૧૦-'૪૨

આજે આખો દિવસ મેં બહાર જ ફર્યાં કર્યું છે. જ્યાં ગયો ત્યાં મઝગાંવની વાત જ સાંભળી. લોકો કેટલો આનંદ પામ્યા છે! સરકારી તંત્રને જો આંખ હોય તો અવશ્ય જોઈ શકે કે એના નાશમાં જ લોકહૃદયને સંતોષ થાય છે. 'મુંબઈએ કમાલ કરી.' 'સરકારનું નાક જ કાપી લીધું.' 'આખરે મુંબઈની આબરૂ સચવાઈ.' એવું એવું જ ચારે બાજુ સંભળાયું.

બપોરે કોર્ટનું મકાન જોવા હું ગયો. ચારે બાજુ સરકારી 'ભાઈબંધો' સાદાં કપડાંમાં ફરતા હતા. એમની આંખો જોવા આવનારના મુખભાવ તપાસી રહી હતી. મારા ઉપર પણ એ નજરો ફરતી હતી. મેં તો એ તરફ દુર્લક્ષ રાખીને જોવા માંડયું. અંતરમાં ઊછળી આવતી આનંદોર્મિને મારે દબાવવી પડતી હતી. સાચેસાચ સવાસો વર્ષનું પુરાણું મકાન, અનેક ન્યાય–અન્યાયનાં દફતરો સાથે આજે રાખમાં મળી ગયું હતું. થોડાંક સળગી ગયેલાં ભીંતડાં ઊભાં હતાં. કાગળની ફાઇલો રાખના ઢગલાના રૂપમાં હજી આકાર સાચવી રહી હતી.

બપોર પછી હું બીજાં મંડળોના કાર્યકરોને મળવા ગયો. મેં માનેલું કે એમના આનંદને આજે સીમા જ નહિ

હોય. સાથે સાથે મેં એમ પણ નક્કી રાખ્યું હતું કે એમને હું સમજાવીશ કે આ સફળતા અમારી કાર્યદક્ષતા કે વીરતાને આભારી નથી—પરંતુ મને તો ત્યાં એક શરમજનક મનોવૃત્તિનાં દર્શન થયાં. થોડા દિવસ પહેલાં આ પાનાં ઉપર હું લખી ગયો છું કે હરીફાઈની વૃત્તિ મારામાં જાગી ઊઠી હતી. આજે મેં એનું અત્યંત મેલું સ્વરૂપ જોઈ લીધું.

પ્રથમ પહેલાં જે બંધુ મળ્યા તેની પાસે મેં હર્ષ પ્રગટ કર્યો ત્યારે તેઓ ફિક્કું હસ્યા. એમના હૃદયમાં આનંદ નહિ પણ વિષાદ છવાયો હોય એવું આંખમાં દેખાઈ આવ્યું. કારણ તો હું સમજી ગયો, પરંતુ મને એ કારણ જાણીને દુ:ખ થયું. એ પછી એમના મંડળના બીજા ભાઈઓ મળ્યા. એમણે મારું દુ:ખ ઓછું કરી નાખ્યું. હું બોલું તે પહેલાં જ એમણે અભિનંદનો વરસાવવા માંડયાં. વિનય કરવા માટે નહિ, પણ સાચી હકીકત રજૂ કરવા માટે મેં કહ્યું કે 'એમાં અમારું—તેમાંયે મારું તો કશું જ પરાક્રમ નથી.' અને એ કેટલું બધું સાચું હતું? આ સફળતા માટે જો ખુદ ઈશ્વર ઈનામની વહેંચણી કરવા ઇચ્છતો હોય તો મને શું મળે? જગતની અભૂતપૂર્વ લડાઈમાં હિંદની લડાઇનું સ્થાન ક્યાં? અને એમાંથી એક જ વ્યક્તિ—મહાત્મા ગાંધીની પ્રવૃત્તિ અને પ્રેરણાને બાદ કરીએ તો બાકી શું રહે? જે બાકી રહે તેમાં આખા હિંદમાં વ્યાપેલા વિદ્રોહમાં મારા પ્રાંતનો હિસ્સો કેટલો? એમાં મારું સ્થાન ક્યાં? જવા દો, મારા જ મંડળમાં મારું સ્થાન શું છે? મઝગાંવના અકસ્માતમાં મેં શું કર્યું છે?

આવી સુખદુઃખ અને મંથનની લાગણી સાથે હું બીજા એક આગેવાનને મળ્યો. ત્યાં મને જે આવકાર મળ્યો તેનું આશ્ચર્ય હજીયે ઓછું થયું નથી. એમણે તો મને જોતાં જ હર્ષથી ઊછળી ઊછળીને બોલવા માંડ્યું :

'જોયું ને, કમાલ થઈ કે નહિ? તમારાં હજાર છમકલાંનો અમારા આ કાર્યક્રમ પાસે કંઈ હિસાબ છે?'

હું તો આભો જ બની ગયો. મને મૂંગો રહેલો જોઈ તેઓ બોલ્યા :

'બધા જખ મારે છે! ભલે સૌ પોતાના નામ ઉપર આ કામને ચડાવી દેવાનો પ્રયાસ કરે, પરંતુ ખાંડ ખાય છે. આખી યોજના મારી પોતાની જ હતી. જાત દેખરેખ નીચે જ મેં આ કરાવ્યું છે.'

'શી રીતે?' મેં ધીમેથી પૂછ્યું.

એમણે હાસ્યજનક વર્ણન કર્યું: '......ઍસિડની પિચકારીઓથી.'

'પણ ત્યાં તો પ્રથમ મોટો ધડાકો થયો હતો એમ સૌ કહે છે.'

'એ જૂઠું છે. બધા યશ લેવા માગે છે. એમ કરીને લોકો પાસેથી પૈસા લેવા છે.'

હું ચુપ રહ્યો.

ત્રીજા એક આગેવાનને મળ્યો. એ તો અમારું મંડળ જેમની સાથે જોડાયું હતું તેના જ સાથી હતા. એમણે

શાંતિથી મને અભિનંદન આપ્યાં. મેં ખુલાસો કર્યો અને પછી અમે પેલા શેઠ તથા કાર્યકર પાસે ગયા. બંનેએ આનંદથી મારા સાથે હાથ મિલાવ્યા. હું બેઠો એટલે કાર્યકર બોલ્યા :

'મને સંપૂર્ણ માહિતી મળી ગઈ છે. આ મહાન કાર્યનો યશ તમારા મંડળને જ ફાળે જાય છે, પરંતુ અત્યાર સુધીમાં પાંચેક સ્થળેથી પોતે આ કામ કર્યું છે એવા ખબર મારી પાસે આવી ગયા છે. આ મનોવૃત્તિ માટે મને ભારે દુઃખ થાય છે, પરંતુ શું થાય? હું સાંભળી લઉં છું. આજે કોઈને દુશ્મન કરવાનું આપણને પાલવે એમ નથી.'

મને કંઈ બોલવાનું યોગ્ય ન લાગ્યું. ભાવિ કાર્યક્રમોની ચર્ચા કરી હું ત્યાંથી છૂટો પડયો.

રાત્રે ઘેર આવીને આ લખવા બેઠો છું. મઝગાંવની સફળતાનો આનંદ મનમાંથી ઓસરી ગયો છે. જે બીજાં મંડળોમાં કામ કરે છે તેઓ પણ અમારા જ સાથી છે. અમે સૌ એક જ જહાજમાં બેઠેલા છીએ. કેવી ક્ષુદ્ર સફળતાઓ માટે અમે મથીએ છીએ? યશને લૂંટવા માટે અમે કેવા લૂંટારા બનીએ છીએ? આ રીતે અમે આ વિદ્રોહને સફળ બનાવી શકીશું?

તા.... -૧૦-'૪૨

રાત્રે જે વિચાર સાથે સૂતેલો તે વિચારે આજે પણ મારા મનનો કબજો છોડયો નથી. એમ લાગ્યા જ કરે છે કે જે હું અહીં બેઠો છું તે જ જો ઓછાવત્તા પ્રમાણમાં આખા દેશમાં વ્યાપેલું હશે તો આ લડત અમે અવશ્ય

હારી જઈશું. ક્રાંતિકારીઓમાં જે બેપરવાઈ જોઈએ તેનો અમારામાં સર્વથા અભાવ છે. અમે, જેમાં મારો પણ સમાવેશ થાય છે, તે અલ્પમાં આનંદિત બની જનારા પામર માનવીઓ છીએ. અમારાં કલ્પનાચક્ષુ જાણે ઊઘડેલાં જ નથી!

કમલિનીએ મારો આ વિષાદ જોઈને તેનું કારણ પૂછ્યું. મેં ગઈકાલના મારા અનુભવો વર્ણવ્યા. એ પણ ગંભીર બની ગઈ. ત્યાં પ્રતાપ આવી પહોંચ્યો. એ તો કંઈક રોષ અને કંઈક દુઃખથી ગંભીર બની ગયેલો જ લાગતો હતો. આવતાં જ એણે વાત કરી:

'મારા મનમાં તો મંથન જાગી ઊઠયું છે. એમ થાય છે કે આપણે નિષ્ફળ જ જવાના છીએ.'

'કેમ?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'તાત્કાલિક અસર ઉપજાવનારું જે બન્યું તે લક્ષમાં ન લઉં તોયે મારે કહેવું જોઇએ કે આપણે આજ સુધી નિષ્ફળ જ નીવડયા છીએ.'

'તમારે માત્ર મુંબઈ કે આસપાસના પ્રદેશ ઉપરથી નિર્ણય ન બાંધવો જોઈએ.' કમલિની બોલી.

'એ રીતે હું બાંધતો જ નથી. પ્રાંતે પ્રાંતનો વિચાર મેં કરી જોયો. બિહારે અપૂર્વ વીરતા બતાવી, પરંતુ આખરે સરકારી તલવાર સફળ થઈ છે. બિહારને જોસ્ આપે, સરકારને રોકી રાખે, એવું બીજે બન્યું જ નહિ. આપણે બધા પ્રાંતોને લઈએ. સરહદ ઉપર મોટી આશા

હતી, પરંતુ ત્યાં તો '૩૦-૩૨નો શાંત સત્યાગ્રહ પણ ચાલતો હોય એમ લાગતું નથી. પંજાબ આપણી શરમનું સ્મારક છે. યુક્તપ્રાંતમાં આજે હવે શું છે? એ અને મધ્યપ્રાંત ઝૂઝીને થાકી ગયા છે. સિંધની વાત જ શી કરવી? ગુજરાત-મહારાષ્ટ્ર-કર્ણાટક વિષે આપણે વધુ જાણીએ છીએ. તમને નથી લાગતું કે ત્યાં પણ ધીમે ધીમે લડતનું જોર તૂટતું જાય છે? ........'

'બંગાળ-આસામ?'

'એ વિષે તો પ્રથમથી જ મને શંકા છે કે બંગાળ, આસામ અને મદ્રાસ બાજુ આપણા કરતાં વિશેષ કામ જાપાનના આડતિયાઓએ કર્યું છે, પરંતુ તેમાંયે હવે ઓટ દેખાય છે.'

પ્રતાપના આ અવલોકનથી હું વિચારમાં પડ્યો હતો, પરંતુ એની નિરાશાનાં તાત્કાલિક કારણો મારે જાણવાં હતાં. મેં પૂછ્યું:

'પરંતુ આજે જ આ બધું વિચારવાનું કેમ સૂઝ્યું?'

'એ કહું છું. વિચાર તો અનેક વાર આવે છે, પરંતુ ગઈકાલે અને આજે મિલ-વિસ્તારમાં ફરતાં ફરતાં જે જાણ્યું તે તો બહુ દુઃખદાયક છે...'

'મઝગાંવ વિષે?' કમલિનીએ પૂછ્યું.

'એ તો ખરું જ, પરંતુ એનું મને દુઃખ નથી. એવા યજ્ઞભાગીઓ થવા પામર માણસો આવ્યા જ કરશે, પરંતુ હવે કામની પદ્ધતિ જ આખી બદલાઈ રહી હોય એવું

દેખાય છે. મને ડર લાગે છે કે કુરબાનીની ધૂપ–સુવાસ આ લડતમાંથી હવે ચાલી જશે.'

'એવું શું બન્યું છે?' મેં અધીરાઇથી પૂછ્યું.

'ભાંગફોડના કાર્યક્રમ માટે રાષ્ટ્રભાવનાથી દાઝેલા માણસો જ્યારે નથી મળતા ત્યારે હવે દાદાઓ અને બદમાસોનો સાથ શોધવા માંડયો છે. આજે સાંભળ્યું કે પાંચ કે સાત મિલમાં નુકસાન પહોંચાડવા માટે આવા બદમાસોને પાંચસો–પાંચસોની રકમ આપવામાં આવી છે.'

'કોના તરફથી?'

'એ હજી જાણ્યું નથી, પરંતુ આ રીતે સફળતા મળશે જ નહિ. હું તો માનું છું કે આ લડત હવે પતનના ખાડામાં પડવાની છે.'

'બીજા કંઇ સમાચાર છે?' મેં ગંભીરભાવે પૂછ્યું.

'આજની પત્રિકા જોઇ? વેપારીઓને ચોખ્ખી ધમકી આપવામાં આવી છે...'

'એ માણસોને હું જાણું છું. મને ખાતરી છે કે આ કામ માટે એમને પુષ્કળ મદદ મળશે. લાલચુ પણ ડરપોક વેપારીઓ થોડા દિવસ હડતાલ ખોલતા અટકી જશે, પરંતુ વધુ દિવસ વીતતાં જ આપણા કપાળ ઉપર કલંક ચોટશે. જે આપણા જ માણસો છે અને જેમણે આ લડતમાં થોડાઘણો પણ ભોગ આપ્યો છે તેઓ જ જ્યારે રક્ષણ માટે સરકારી મદદ માગશે ત્યારે આપણે નીચું જોવું પડશે.'

'ત્યારે કરવું શું?' કમલિની બોલી.

'મને લાગે છે કે પ્રતાપ જે નિરાશા અનુભવે છે તે બરાબર નથી. જે બને છે તેના પરિણામે આપણી જવાબદારી વધે છે. મને તો આશા છે કે લડતમાં અત્યારે જેવી ઓટ દેખાય છે તેવી ભરતી પણ આવી પહોંચશે.'

અને પ્રતાપને મેં દુનિયાની લડાઇમાં આવેલ ભરતી–ઓટનું સ્મરણ કરાવ્યું. પ્રતાપમાં ઉત્સાહ તો ન આવ્યો, પરંતુ આઝાદીના વફાદાર સૈનિકની અદાથી: એણે નિરાશાને ખંખેરી કાર્યક્રમો વિષે વાત કરવા માંડી.

અત્યારે દિવસભર વિચારેલું અને ચર્ચેલું અંતરમાં ઊપસી આવે છે. ત્યાં આનંદ અને આશાનો ઝગમગાટ નથી, ઘોર અંધકાર પણ નથી, પરંતુ આછું ધુમ્મસ ઘેરાતું હોય એવું લાગે છે. એક સૂર અંતરના ઊંડાણમાંથી આવ્યા જ કરે છે :

'પાછો હઠતો નહિ. આ માર્ગે જતાં મૃત્યુ આવે તોયે થોભતો નહિ. એ મૃત્યુ મંગલકારી નીવડશે. આઝાદીનો છોડ તારા લોહીથી નવું જીવન મેળવશે.'

[ ૧૫ ]

## આશાના ઝબકારા

તા....-૧૦-'૪૧

ભૂલેશ્વરની પદ્ધતિ બહુ ઝડપથી આગળ વધવા માંડી છે. છેલ્લા ત્રણ દિવસમાં સાતેક જગ્યાએ એવા બૉંબ ફાટયા. એક સ્થળે બે પોલીસો ઈજા પામ્યા. બાકીનાં સ્થળોમાં બીચારા પ્રજાજનો ઘવાયા. આ પદ્ધતિ આ જ રીતે વિકાસ સાધતી જશે તો અમારા કામનું તો આવી જ બનશે. લોકોમાં પ્રથમ થોડી સનસનાટી ફેલાતી હતી, હવે તો ગભરામણ પેદા થાય છે અને તેમાંથી મહાસભાની નિંદા જન્મે છે. લોકોની નજરે તો ઉપવાસ કરી પોતાના પ્રાણને નિચોવનાર કોઈ ભણુસાળી, કેવળ પ્રતિષ્ઠા સાચવવા માટે સારો વર્ગ મેળવી જેલમાં જનાર કોઈ બુજદિલ આગેવાન, વીર સત્યાગ્રહી બની છાતીમાં ગોળી ઝીલનાર કોઈ જવાંમર્દ, સામાન્ય સરઘસ કાઢી ગિરફતાર બનાર અસહકારી, કે ભાંગફોડની પ્રવૃત્તિમાં પડેલા સાચા ને ખોટા માણસો, જવાંમર્દો કે ફડાકિયાઓ, સાચી ભાંગફોડ કરનારા કે હિંસાનો શોખ પૂરો કરનારા બધા સરખા જ છે અને

સરખા જ મહાસભાવાદીઓ છે. આટલી જાતના માણસો-માંથી કોઈનું પણ કૃત્ય એમના દિલમાં ભક્તિભાવ પેદા કરે તો એ ભક્તિ મહાસભા તરફ ઢળે છે અને જો તિરસ્કાર પેદા કરે તો તેનો 'લાભ' પણ મહાસભાને જ મળે છે. મહાસભાના સુકાનીઓ આ લોકમનોવૃત્તિ જાણતા હશે ?

એક બીજી વસ્તુ પણ હવે બનવા માંડી છે. પોલીસોની મજાક ઉડાવવા માટે બૉંબ જેવા આકારના ખોટા ડબ્બાઓ કે ગોળાઓ જ્યાં ત્યાં મૂકવામાં આવે છે. પોલીસો ગભરાય છે, લોકોનાં ટોળાં એકઠાં થાય છે, જરા ગમ્મત જામે છે, પરંતુ બીચારી આઝાદીની લડાઈ તો એકલી–અટૂલી નિસાસા નાખતી હોય એવું દેખાય છે.

આજે વળી ભૂલેશ્વર કરતાંયે દુ:ખદ વાત સાંભળી. કોઈ ચાર–પાંચ મજૂરો અને એક વકીલ બંધુ લશ્કરી માણસો–ગોરા અને કાળા બંને–ને મારવાની અથવા તો માંદા પાડવાની હિચકારી પ્રવૃત્તિઓ આદરી રહ્યા છે. લશ્કરી છાવણીઓની પાસે જે ફેરિયાઓ બેસે છે તેમને લાંચ આપી એમની વસ્તુઓમાં અમુક જાતની દવાઓ અને ઝેરો ભેળવે છે. આ કામમાં જે મુખ્ય વ્યક્તિ છે તેની સાથે મારે થોડી ઓળખાણ થઈ છે. મેં એમને મળવા માટે બોલાવ્યા છે. જો બની શકે તો આ કામમાંથી એમને પાછા વાળવા છે.

પ્રતાપે તે દિવસે લલચા આપીને કામ કરાવવાની પદ્ધતિ વિષે જે વાતો કરી હતી તેના વધુ પુરાવાઓ મળતા જાય છે. આ પદ્ધતિ અખત્યાર કરનારાઓનાં નામ જાણીને

મને વિચાર આવે છે કે કેવી ભ્રમણામાં પડયા છે આ માણસો ! ગાંધીજીની અહિંસા છોડી અને હિંસાનો—ભાંગફોડનો માર્ગ લીધો. અનિવાર્ય રીતે જ એમાં સત્યનું પાલન ન થઈ શકે. અહિંસાની બીજી મર્યાદાઓ પણ ઓળંગી જવી પડે, પરંતુ કોઈ મર્યાદા જ ન સાચવવાથી અમારું શ્રેય થશે ? હિંસાને પણ શું પોતાના નિયમો અને મર્યાદાઓ ન હોવાં ઘટે ? સત્યનું શું એમાં ખૂન જ કરવાનું છે ?

લાંચ આપનારાઓ એવા માણસો છે કે જે મારું સાંભળવાના જ નથી, એટલે હું માન રાખીને બેઠો છું, પરંતુ મારા મનમાં ખાતરી થઈ ગઈ છે કે તેઓ આ લડતને ગંભીરમાં ગંભીર ફટકો લગાવી રહ્યા છે. પ્રતાપે કહ્યું તેમ લડતમાંથી કુરબાનીની સુવાસ ઊડી જશે. સુવાસ ઊડી ગયા પછી એમાં રહેશે શું ? આ બિરાદરોને વ્યવહારુ રીતે પણ એટલું નહિ સૂઝતું હોય કે ગુંડાઓ અને બદમાસો સ્વરાજ લાવી શકશે નહિ, અને લાવશે તોયે એ સ્વરાજ પ્રજાનું નહિ, ગુંડાઓનું જ હશે. આજે જે લાલચ લઈને કામ પાર પાડશે તે આવતીકાલે વધુ લાલચ માગશે. ધીમે ધીમે તેઓ એ આગેવાનોને જ ફસાવશે. આવી લાલચ લેનારાઓને કોઈ રીતે ડરાવી શકાશે નહિ. એ લોકો જ અમારી પ્રવૃત્તિને ઉઘાડી પાડી દેવાનો ડર બતાવશે.

અને કોઈ પણ પ્રજાની આઝાદીની આશા તો પ્રજાની બલિદાનશક્તિમાં જ વસેલી હોય છે. અમારામાંથી એ શક્તિ ચાલી જશે તો ? અમે વ્યવસ્થિત સેનાઓ તો

ઊભી કરી શકવાના નથી. અમારી આશા મરણિયા દેશભક્તોમાં વસેલી છે. એમનું સ્થાન જો ગુંડાઓ લેશે તો અમારું આવી બનવાનું છે.

એટલું અમારું સદ્‌ભાગ્ય છે કે આવી પ્રવૃત્તિ એક–બે વ્યક્તિઓ જ કરી રહી છે. બીજાં મંડળો તો કોઈ પણ કાર્યક્રમ માટે નક્કર માણસો જ શોધે છે. જેનામાં ફના થઈ જવાની લાગણી ન હોય તેને આ કામમાં જોડવા જ ન જોઈએ. હા, એમના દિલને એટલી રાહત આપી શકાય કે આ કામમાં કદાચ તું જેલમાં જશે કે તારો જાન ગુમાવશે તો તારા કુટુંબની સંભાળ અમે રાખશું–પ્રજા રાખશે. આ વિષે પણ ખાતરી તો ન આપી શકાય. ગમે તે જોખમ માટે એણે તૈયાર જ થવું જોઈએ. આઝાદીનું મૂલ્ય ચૂકવ્યા વિના તેની પ્રાપ્તિ કાળાંતરે પણ થવાની નથી.

એક વિચાર મનમાં ઝબકી જાય છે અમે સૌ આઝા-દીની કિંમત ચૂકવી રહ્યા છીએ? કોણ કોણ ઊભું છે આ લડતના મેદાનમાં? કઈ રીતે અમારી અવ્યવસ્થિત અને અસંગત સેનાના ભેદ પાડું? હું જોઉં છું કે એમાં સર્વ પ્રકારના માણસો છે. એમાં પોતાની જાતને હોમી દેવા માટે થનગની રહેલા જુવાનો છે, તેમજ પૂર્ણ સલામતી સાથે પોતાને લડતના મુખ્ય માણસ તરીકે ગણાવવાનો પ્રયત્ન કરનાર કાયરો અને દંભીઓ પણ છે. કેટલાક લોકો એ............

પેલા વકીલબંધુ આવી પહોંચ્યા છે, એટલે અત્યારે આ બંધ કરું છું.

તા....-૧૦-'૪૨

મોડી રાત સુધી વકીલ બંધુ સાથે વાતો કરી. આજે મારું મન એ બાબતમાં હળવું બન્યું છે. એમણે એ માર્ગ છોડી દેવાનો નિર્ણય કર્યો છે. એમનું અંતર તો સાવ સારું હતું. એ કહેતા હતા :

'જો હિંસાનો માર્ગ આપણે સ્વીકાર્યો જ છે તો કોઈ પણ સાધનનો ઉપયોગ કેમ ન કરીએ?'

મેં કહ્યું : 'આપણે હિંસાનો માર્ગ સ્વીકાર્યો તેનો અર્થ એટલો જ કે અહિંસા અને આઝાદી એ બેમાં આઝાદી આપણું ધ્યેય રહેશે, અહિંસા નહિ. એટલે કે જ્યાં હિંસા અનિવાર્ય હશે ત્યાં આપણે એ કરતાં અચકાશું નહિ. આવો નિર્ણય જ્યારે આપણે કરીએ ત્યારે કોઈ પણ પ્રવૃત્તિને તપાસવાની આપણી દૃષ્ટિ બદલાઈ જાય છે. આપણે જોવાનું એટલું જ કે સરકારને ઉથલાવી નાખવા માટે કયું કામ આવશ્યક છે. એ કામમાં હિંસા કર્યા વિના ચાલે જ એમ નથી એમ જાણીએ તોયે આપણે કામને પડતું ન મૂકીએ. હિંસાને–ખૂનને આપણે આપણી પ્રવૃત્તિ જ બનાવી મૂકીએ તો......'

'એમાં શો વાંધો! જેમની સામે આપણે લડીએ છીએ તેઓ આપણા દુશ્મનો નથી? તેઓ કોઈ પ્રકારની દયા રાખે છે? કોઈ પણ પ્રકારના ગેસનો ઉપયોગ કરતાં તેઓ અચકાય છે!'

'કબૂલ કરું છું કે તેઓ હિંસાને જ સર્વસ્વ માનનારા છે, પરંતુ આપણે એની મર્યાદા આંકવી જોઈએ.

મને લાગે છે કે તમે જે કરો છો તે હિંસા જ નથી, હિચકારાપણું પણ છે. હું માનું છું કે સરકાર તો દરરોજ હિચકારાં કૃત્યો કરી રહી છે, નહિ તો નિઃશસ્ત્ર પ્રજા ઉપર ગોળીઓ વરસે? જ્યાં ગોળીઓ ન ફાવે ત્યાં મશીનગનો વપરાય? જ્યાં મશીનગનથી પણ લોકો ન ડરે ત્યાં હવાઈ મશીનગનોનો ઉપયોગ કરી શકાય? આ હિચકારાપણું જ છે, પરંતુ આપણે જો આ દુનિયામાં કંઈક નવું, કંઈક માનવતાભર્યું, કંઈક કલ્યાણમય, કંઈક ન્યાયી અને નીતિયુક્ત લાવવા ઇચ્છતા હોઈએ તો દુશ્મનનું અનુકરણ કરવાનું છોડવું જ જોઈએ. આપણી હિંસાને મર્યાદા હોવી જ જોઈએ. કોઈ નિરાધાર અંગ્રેજનો જાન લેનાર પોતાને ભલે દેશભક્ત માને, હું તો એને મારા દેશની શરમ જ માનીશ.'

'આ બધી વાતો આદર્શની દૃષ્ટિએ સારી છે. વ્યવહારુ રીતે તો મને લાગે છે કે આઝાદીની લડતમાં આવી વિચારણા અંતરાયરૂપ નીવડશે.'

'હું એમ નથી માનતો. જે આદર્શ વ્યવહારમાં ન ઊતરી શકે તેને હું શેખચલ્લીના તરંગ માનું છું. મારા મનમાં એવા આદર્શ પ્રત્યે મુદ્દલ ભક્તિ નથી.'

'બસ, જો એમ જ હોય તો મને વ્યવહારની ભૂમિકા ઉપર રહીને......'

'હું એમ જ કહું છું. એટલું તો તમે સ્વીકારશો કે તમારો આ પ્રયોગ એક કે બે વખત જ સફળ થઈ શકશે. એ પછી કોઈ ફેરિયો ત્યાં આવી શકશે નહિ.'

'બરાબર છે.'

'તો એમ નથી લાગતું કે વ્યવહારુ રીતે એ નકામું છે? અને એમાં તમે કેટલા સફળ થશો તે પણ સવાલ છે. તેઓને તાત્કાલિક સારવાર મળી શકશે. પેલા ફેરિયાનું શું થશે? એના ઉપર જુલમ થતાં તમારા સૌની સલામતી કેટલી જળવાશે?'

'એ વિષે તો મેં પાકી વ્યવસ્થા કરી છે, પરંતુ એટલું ખરું કે જો જીવલેણ ઝેર વાપરીએ તો એકાદ વખત જ સફળ થઈ શકે, પણ એમાંયે ખોટું શું છે?'

'એ જ ખોટું છે. વ્યવહારુ રીતે આપણે વિચારવું જોઈએ કે જે કાર્યક્રમ એવો મહત્ત્વનો નથી કે જેની સરકારી તંત્ર ઉપર ગંભીર અસર થાય. તેનો બીજી વખત અમલ પણ થઈ શકે એમ નથી. ઉપરાંત, જેમાં આપણે બહુ નીચા ઊતરવું પડે છે તે કાર્યક્રમ હાથમાં જ શા માટે લેવો?'

'એ વિચાર ઠીક લાગે છે.' તેઓ ગંભીરભાવે બોલ્યા.

'બીજો વિચાર પણ કરવા જેવો છે. સરકાર આટલી ક્રૂર અને ઘાતકી છે છતાં આવો પ્રયોગ એણે હજી નથી કર્યો. આપણે શું એને પ્રેરણા આપવા માગીએ છીએ? એમ ઇચ્છીએ છીએ કે આપણા ગાંધી અને જવાહરને એ ખોરાકમાં ધીમું ઝેર આપે? હજારો મહાસભાવાદીઓ જેલમાં પુરાયેલા છે તેમની શક્તિ હણાઈ જાય એવું કોઈ રસાયણ પાણીમાં મેળવી દે?'

એ ભાઈ ચુપ રહ્યા. એ પછી તો અમે ઘણી વાતો કરી. સામાન્ય ઓળખાણમાંથી અમે નિકટના મિત્રો બની ગયા.

ગઈકાલે હું લખતો હતો કે આ લડતમાં કેવા કેવા માણસો પડ્યા છે! આજે જ એકનો પૂર્ણપરિચય થયો. એમ લાગે છે કે સૌના દિલમાં સરકાર પ્રત્યે કાતિલ ઝેર ઊભરાય છે. કોઇ ને કોઈ માર્ગે આ ઝેર બહાર આવવા માટે મથે છે. જેમની પ્રવૃત્તિ અમને પસંદ નથી તેમનામાં કીર્તિની ભૂખ હશે, મહાન દેખાવા માટેનો દંભ પણ હશે, કંઈક તોફાનની વૃત્તિ પણ હશે, પરંતુ સરકાર પ્રત્યેનો વિરોધ અમારા કરતાં ઓછો નહિ જ હોય.

તા....-૧૦-'૪૨

આજે એક ભાઈ આખા હિંદુસ્તાનનો ઊડતો પ્રવાસ કરીને આવ્યા. એમના પાસેથી લડત વિષે જે જાણવા મળ્યું તેનો સાર આટલો જ છે: 'લડાઇ મરી નથી ગઈ, પરંતુ હવે છેલ્લા શ્વાસ ગણે છે.'

કેટલા ટૂંકા સમયમાં અમારી શક્તિ ખતમ થઈ ગઈ? થોડા દિવસ પહેલાં પ્રતાપે જે ઉદ્‌ગારો કાઢ્યા હતા તે આજે સૌના હૈયામાં રમતા હશે. લડાઈ શું મરી જશે? બળવો સાવ નિષ્ફળ નીવડશે? ગાંધી, જવાહર અને સરદારને શું જેલમાં જ મરવું પડશે? કે સરકારની દયા ઉપર જ અમારી નવજાગૃતિ અને નેતાઓની મુક્તિનો આધાર રહેશે?

આજે મનનું પાણી અસ્થિર થઈ ગયું છે. બપોર પછીનો બધો સમય વિચારમાં જ પસાર થયો છે. મિત્રોમાંથી કોઈને મારી આ મનોદશા જાણવા નથી દીધી. અમે શું હવે નકામા ફાંફાં જ મારીએ છીએ? કંઈ સૂઝતું નથી.

અંતરમાંથી આશાનું કિરણ એક ઝબકારો આપી જાય છે: 'કંઈક થશે, જરૂર થશે' એમ બોલે છે, પરંતુ નક્કર હકીકતની અવગણના થઈ શકતી નથી. પ્રશ્ન થાય છે કે શું થશે? કેમ થશે? જવાબ મળતો જ નથી.

ભારે હૈયે આ નોંધપોથી બંધ કરીને પથારીમાં પડું છું. ખાતરી છે કે નોંધપોથી બંધ થશે, આંખો પણ બંધ થશે, પરંતુ મનમાં જાગી ઊઠેલા પ્રચંડ વાયુનું તોફાન બંધ થશે નહિ.

તા.... -૧૦-'૪૧

ધાર્યું હતું તેમ જ થયું. મનમાં પેદા થયેલું પેલું આશાનું કિરણ જ્યારે અંતર ઉપર છવાઈ ગયું ત્યારે જ શાંતિ થઈ અને ત્યારે જ આંખ મીંચાઈ. તમામ હકીકતો મારી વિરુદ્ધ હતી છતાં મનમાં એમ થતું હતું કે અત્યારે મંદ પડતી જતી લડાઈ કદાચ મરી ગયેલી પણ લાગશે, પરંતુ એ મરશે નહિ, બહુ બહુ તો મૂર્છા પામશે અને થોડા મહિનામાં ફરીને જાગી ઊઠશે.

કોઈ પણ પ્રકારની વિચાર-ભૂમિકા વિના આ આશા નહોતી પ્રગટી. જે સંયોગોએ ૯મી ઑગસ્ટનો દાવાનળ પ્રગટાવ્યો તે સંયોગો નાશ પામ્યા નહોતા. અલબત્ત, જાપાની આક્રમણની ધારણા ખોટી ઠરી હતી. તુરતમાં એવું આક્રમણ દેખાતું પણ નહોતું, પરંતુ એક બાજુ દેશમાં વ્યાપેલો ભૂખમરો કાતિલ બનતો જાય છે. સરકાર એનો ઉપાય શોધી શકશે નહિ. અનાજ વિના બીજો શો ઉપાય હોઈ શકે? અને એ ઉપાય એ અજમાવશે નહિ. પરદેશો માટેની

નિકાસ ચાલુ રહેશે. લશ્કરો માટેના અનામત ભંડારો વધતા જ જશે. વફાદાર દેખાતા જે સ્વાર્થીઓનાં ટોળાં સરકારની આસપાસ જામ્યાં છે તેઓ જ મોટા સંઘરાખોર બનશે અને પ્રજાની ભૂખમાંથી ફરીને બળવો પેદા થશે.

બીજી ધારણા ગાંધીજીના ઉપવાસની કે બીજા કોઈ પગલાંની હું રાખી રહ્યો છું. એ જેલની કબરમાં લાંબા સમય સુધી પુરાઈ રહેશે નહિ, પાછું પગલું એ ભરશે નહિ, સરકાર પાસે દયા માગશે નહિ, એના દેશને પાયમાલ થતો જોઈ શકશે નહિ. કંઈ ને કંઈ ચમત્કારિક પગલું એ અવશ્ય ભરશે.

ત્રીજી ધારણા લડાઈની જ છે. જાપાન આક્રમણ નહિ જ કરે તોપણ લડાઈ તો જાગશે જ. જાપાન સામે જો આ 'પ્રજાવાદીઓ'ને લડવું હશે તો હિંદને જ મુખ્ય મથક બનાવવું પડશે અને ત્યારે પ્રજાના દિલમાં ફરીને વિજયની આશા પેદા થશે.

આ બધી ધારણાઓની પાછળ એક માન્યતા મારા મનમાં દૃઢ થઈને પડેલી છે. હું માનું છું કે પ્રજાની શક્તિ કદી તૂટતી હતી. બીજી રીતે કહું તો વ્યક્તિ બળવાન અને નબળી, વીર અને કાયર હોઈ શકે છે. સમૂહ તો હમેશાં વાતાવરણ ઉપર જ શક્તિ કે અશક્તિ બતાવે છે. આ મુંબઈમાં જ મેં વીરતાના દર્શન કયાં નથી કર્યાં ? ગોળીઓ વરસતી હતી અને ટપોટપ મુડદાં પડતાં હતાં છતાં ટોળાં વિખરાતાં જ નહોતાં, પથરાનો મારો અટકતો જ નહોતો. આજે રસ્તાને એક છેડે એકલદોકલ પોલીસ

દેખાય છે તોયે લોકો નાસી જાય છે. આ કાયરતા ક્યાંથી આવી ? પેલી વીરતા ક્યાંથી પ્રગટેલી ?

આમ મારું મન ફરીને પ્રફુલ્લિત થઈ ગયું છે. વધુમાં આજે બે-ત્રણ અનુભવો પણ એવા જ પ્રાપ્ત થયા છે. પેલા દોઢસો બોંબના પરિણામો હવે દેખાવા માંડયાં છે. બે મિલમાં અને એક સરકારી ગણવેશના ગોદામમાં આગ લાગ્યાના સમાચાર આવ્યા છે. પેલા વકીલ બંધુએ પણ નવો કાર્યક્રમ લાવ્યા છે. મુંબઈથી ગુજરાત સુધીનાં સ્ટેશનોમાં જ્યાં જ્યાં કોલસાના મોટા જથ્થાઓ પડયા છે ત્યાં ત્યાં આગ ચાંપવાનો એમનો ઇરાદો છે. તપાસ એટલી જ કરવાની છે કે અમારા બોંબથી એવી આગ લાગી શકશે ?

રેલગાડીના એંજિનો તોડવાનું એક સાધન આજે મળ્યું છે. અંદરના મશિનમાં એ મૂકી દેવાનું છે. ડ્રાઈવરને ગફલતમાં નાખીને, બેશુદ્ધ બનાવીને કે મારી નાખીને જ એ બની શકે. એ વિષે વિચારણા ચાલી રહી છે.

પણ એક ચિંતાએ મનમાં પેદા થઈ છે. કમલિની આજે સ્વસ્થ નથી. માંદગી સામાન્ય છે, પરંતુ મનમાં થયા જ કરે છે કે ગંભીર થશે તો ? વધુ દિવસ એ પથારી-વશ રહેશે તો ? આજે તો મારા મનને મેં મજબૂત રાખ્યું છે અને મારું રહેવાનું સ્થળ બદલ્યું નથી, પરંતુ એ વધુ સમય બીમાર રહેશે તો હું એને એકલી મૂકી શકીશ ? અંતરના સૂક્ષ્મ તારો હલી ઊઠયા છે. ક્રાંતિની આગની પાછળ આ બધું કેવું બની રહ્યું છે ! માનવચિત્તને પૂર્ણરૂપે કોઈ કદી નીરખી શકશે ?

[ ૧૬ ]

## પહાડો અને જંગલોમાં

તા.... -૧૦-'૪૧

કમલિનીની તબિયત વધુ બગડવા માંડી છે. આજના દિવસનો મોટો ભાગ એની પાસે બેસી રહેવામાં જ પસાર થઇ ગયો. એ તો સતત કહ્યા કરતી હતી કે મારે મારા સ્થાન ઉપર ચાલ્યા જવું જોઇએ. એની સ્થિતિ ગંભીર નહોતી અને મારી સારવારની અનિવાર્ય આવશ્યકતા પણ ન ગણાય, છતાં હું ત્યાં બેસી રહ્યો હતો, કારણકે એથી મારા ચિત્તને શાંતિ થતી હતી. ગઇકાલની નોંધપોથી લખ્યા પછી રાત્રે મને નિરાંત નહોતી રહી. કશાયે કારણ વિના એવા વિચારો આવી જતા હતા કે કમલિની ખરેખર ચાલી જાય તો? અને મન અધીર બની જતું હતું. બુદ્ધિ એ વખતે ક્યાંક છુપાઇ જતી હોય એમ લાગતું હતું. આઘાતની અસર ઓછી થતાં દેશ અને સ્વજન વચ્ચે પર્ણ જગાડતી દલીલો સ્ફુરી આવતી, પરંતુ તેમાં બુદ્ધિનો ચમકાર અનુભવાતો નહિ, કેવળ લાગણીનાં ખેંચાણો જ દેખાતાં હતાં.

આ સ્થિતિમાં હું મારા કામમાં સ્થિર કેમ રહી શકું? સવારમાં વહેલો ઊઠીને કમલિનીના નિવાસસ્થાને ગયો ત્યારે

એ ઊંઘતી હતી. એની સાથી ગીતાએ ખબર આપ્યા કે રાત્રે સારી ઊંઘ નહોતી આવી એટલે હજી ઊંઘે છે. આમ છતાં હું એની પથારી પાસે જઈ બેઠો. મનમાં એવું થયું ખરું કે મારે આ સ્થિતિમાં અહીં બેસવું ન જોઈએ. પરંતુ અંદરથી તરત જ બચાવના ધારાશાસ્ત્રી બોલી ઊઠયાઃ 'શા માટે ન બેસાય? તું અને એ એકરૂપ બની ગયાં છો. જગતની દૃષ્ટિએ તમે કદાચ સામાન્ય મિત્રો હશો, પરંતુ ખરેખર તો તમે એ દેહમાં રહેલા એક જ આત્મા જેવાં છો, ગમે ત્યારે ને ગમે તે સ્થિતિમાં તને ત્યાં બેસવાનો અધિકાર છે.'

એ પછી મન શાંત પડયું અને મારી આંખો કમલિનીના ચહેરા ઉપર સ્થિર થઈ ગઈ. કમલિની ફિક્કી પડતી જતી હોય એમ મને લાગ્યું. હું આવ્યો હતો એવો વિચાર કરીને કે, કમલિની સાથે એક જ કલાક ગાળીશ, પણ એનો ચહેરો જોતાં મનમાં નિશ્ચય થયો કે આજે તો ત્યાં જ રહી જવું.

કમલિનીએ આંખ ઉઘાડી ને મને જોયો. તરત જ એની આંખો હસી ઊઠી. એના મુખ ઉપર આછી લાલી પણ છવાતી હોય એવું મને લાગ્યું.

દિવસભર હું એની પાસે બેસી રહ્યો તેનું મને પોતાને પણ અત્યારે આશ્ચર્ય થાય છે. એવોયે પ્રશ્ન ઊઠે છે કે ચાળીસ કરોડ દેશજનોને જેણે પોતાનું જીવન સમર્પણ કર્યું છે તે આ રીતે સમય ગાળી શકે? પોતાની અંગત લાગણીઓને આટલું ઊંચું સ્થાન આપી શકે?...બીજી બાજુ

એવી દલીલ પણ ઊઠે છે: મારું બળ જ ત્યાં રહ્યું છે... એની પ્રેરણા મને કેટલું જોશ આપે છે?...અને એ પણ સૈનિક છે, એના હૃદયમાં પણ મારા જેવો જ આતશ જલે છે...યુદ્ધમાં ઘવાયેલાની સારવાર કરવામાં શું દોષ ગણાય? ...વળી મન પાછું પડે છે ને બોલે છે: તમારા દિલમાં પ્રેમની લગન અને અગન છે એમાં સંશય નથી. કમલિની યુદ્ધમેદાનની એક બેરુ છે એ પણ સાચું છે, પરંતુ તું રાજેન, આજે એની પાસે બેસી રહ્યો હતો તે શું એ જ કારણે? તારા હૃદયમાં કયા ભાવો ત્યારે સ્ફુરતા હતા?

જે હોય તે, કમલિની પાસે બેસવાથી મેં કંઈ ગુમાવ્યું હોય એવું તો લાગતું નથી.

તા.... -૧૧-'૪૧

એક ઘનઘોર જંગલના પ્રવેશદ્વારે બેસીને આ લખી રહ્યો છું. એકાદ કલાક પછી જ્યારે અંધારું ગાઢ થશે અને અમે એકબીજાનું મુખ પણ જોઈ શકીશું નહિ ત્યારે અહીંથી પ્રયાણ કરીશું. જે એક કલાકનો સમય મળ્યો છે તેનો ઉપયોગ આ નોંધપોથી લખવામાં હું કરી રહ્યો છું.

કમલિની પાસે આજેય વહેલી સવારમાં ગયો હતો. આજે એ જાગતી હતી. એના ચહેરા ઉપરની ફિક્કાશ આજે વધુ દેખાતી હતી. ગીતાએ ખબર આપ્યા કે રાત્રે ૧૦૪ ડીગ્રી તાવ ગયો હતો અને તે વખતે માથાનો દુઃખાવો એટલો સખત હતો કે એ માથાં પછાડતી હતી...મને પલભર લાગ્યું કે હું રાત રોકાઈ ગયો હોત તો કેવું સારું હતું... પણ શી રીતે રોકાઉં? પ્રતાપ અને બીજા મિત્રોને મળવાનો સમય

આપ્યો હતો. એ મિત્રો જંગલનાં ગેરીલા યુદ્ધની તયારીમાં પડયા હતા. એમણે વિશાળ પાયા ઉપર એવી યોજના તૈયાર કરી કે મુંબઈ અને પૂના વચ્ચેના પ્રદેશમાં તાર-ટેલિફોનનાં જે દોરડાંઓ છે તે કાપી નાખવા અને થાંભલાઓ ઉખેડી લેવા...જમીનની અંદર જે ખાનગી તારો છે તે ઉખેડવાની પણ તેની યોજના છે... રાત્રે એ સાંભળ્યા પછી હું કમલિનીને ભૂલી ગયો હતો. મારું મન સ્વપ્નવિહાર કરવા લાગ્યું હતું...લડતમાં મને ઓટ દેખાતી હતી અને ચારે બાજુ નિરાશાનું વાતાવરણ જોર પકડતું જતું હતું. મને થયું: આ નિરાશા અને જડતાને દૂર કરવાનું સાધન આ યોજનામાં પડેલું છે...મેં ઉત્સાહથી એ યોજના વધાવી લીધી અને તમામ મિત્રો એમાં સાથ આપે એવો અમે નિર્ણય કર્યો.

ત્યારે તો નક્કી એમ થયું કે મારે મુંબઈ છોડવું નહિ. એક પછી બીજી ટુકડીઓ તૈયાર કરીને મારે મોકલવી, પરંતુ એ મિત્રોના ગયા પછી મારું મન બદલાયું હતું. પાછલી રાતે પ્રતાપને જગાડીને મેં કહ્યું હતું કે 'તું પાછળ રહેજે, હું પહેલી ટુકડીમાં સાથે જ જઈશ.' પ્રતાપને એ સારું નહોતું લાગ્યું. ગમે તેમ, પણ એની માન્યતા એવી હતી કે બધાંની વચ્ચે હું સાંકળરૂપ છું. જો હું જઈશ તો આખું મંડળ વિખરાઈ જશે. એની આ માન્યતા હું સ્વીકારતો નહોતો છતાં મારે સમાધાન કરવું પડયું. મેં કબૂલ કર્યું કે હુકમની સાથે અહીંથી નીકળીશ, બધું નિરિક્ષણ કરીશ પણ પકડાઈ જવાના સંયોગો ઉપસ્થિત નહિ થવા દઉં.

કમલિની પાસે સવારે ગયો ત્યારે મનમાં એની તબિયતના નહિ પણ રાત્રે આવનારા સાહસના વિચારોમાં

જ મન મશગૂલ હતું. પરંતુ કમલિનીને જોતાં અને એની તબિયતના સમાચાર સાંભળતાં પલવારમાં ચિત્તનો કબજો એના વિચારોએ લઈ લીધો.

કમલિની થોડી વારે સ્નાન કરવા ઊઠી ત્યારે ગીતાએ એને ટેકો આપ્યો તે જોતાં મારા દેહમાં ભયની એક કંપારી આવી ગઈ. કમલિનીના ગયા પછી હું પથારી પાસે જ બેસી રહ્યો. મને એમ લાગવા માંડયું કે કમલિની મને છોડી જ જશે.

કમલિની સ્નાન કરીને આવી ત્યારે હું એ જ વિચારમાં હતો એટલે ખોટું હસતાં હસતાં મેં કહ્યું:

'શહીદ તો નથી થવું ને?'

'પથારીમાં મરે તે શહીદ ન કહેવાય.' એણે તરત જવાબ આપ્યો.

'પણ પથારી તો યુદ્ધના મેદાનમાં છે ને?'

'એ ખરું, આ સ્થિતિમાં મરવાનું થાય તો સારું સ્થળ મળ્યાનો સંતોષ પ્રાપ્ત થાય, પણ શહીદી તો સામે ચાલીને મોતને ભેટવામાં જ.'

હું પ્રશંસાપૂર્ણ નેત્રે ત્યારે જોઈ રહ્યો હતો.

'કમલિની! થોડી વારે મેં ગંભીરતાથી કહ્યું: 'તું જાય તો મારું શું થાય તેના વિચારો આવ્યા જ કરે છે.'

'હું કહું, શું થાય?' એ હસીને બોલી અને મેં હા પાડી.

'તો તમારાં દેહ, બુદ્ધિ અને હૃદય સંપૂર્ણ રીતે આપણી માતૃભૂમિને અર્પણ થઈ જાય, આજે એમાં જે અંતરાય છે તે દૂર થાય, કંઈક જુસ્સાથી એ બોલી ઊઠી.

'પણ એમાં રસ ન રહે.' મેં ધીમેથી કહ્યું.

'તો દુર્ભાગ્ય ગણાય.' એ એવા જ સ્વરે બોલી.

હું વિચારમાં પડી ગયો. કમલિનીની વાત મને સાચી લાગી. હૃદયના સાથ વિના અપાયેલા બલિદાનમાં કે બજાવેલા કર્તવ્યમાં સુવાસ કયાંથી પ્રગટે ? મરવું અને છતાંયે મૃત્યુને માણવું નહિ એ કેવું દુર્ભાગ્ય !

વિચારતો હતો ત્યાં કમલિની બોલી : 'મારી માંદગી ગંભીર પ્રકારની નથી. આવી માંદગીમાં મોત આવે જ નહિ, પણ આ માંદગીએ તમારી એક નિર્બળતાને બહાર ખેંચી આણી. હવે તમે એ દૂર કરો તો મારું માંદું પડવું સફળ થઈ જાય...તમારે મને છોડીને મોતને ખાટલે પડેલી માતૃભૂમિની સેવામાં લાગી જવું જોઈએ...મને તમારે સુખ, સંતોષ અને આનંદ આપવો હોય તોપણ તમારો માર્ગ એ જ હોય. ચાળીસ કરોડની જનતા કરતાં તમે જો મને ઊંચું સ્થાન આપો તો મારું અને તમારું પતન જ થાય...'

કમલિનીએ આ શબ્દો મને કહ્યા, પણ ન કહ્યા હોત તોયે મારા મનની સ્થિતિ એ જ હતી. હું સદ્ભાગ્ય અને દુર્ભાગ્યની વ્યાખ્યા શોધતો હતો, પ્રેમ અને કર્તવ્યનો મર્મ સમજવા પ્રયાસ કરતો હતો. ધીમે ધીમે મને લાગતું હતું કે મારી સંપૂર્ણ શક્તિનું પ્રગટીકરણ થવામાં આ નબળાઈ આડે આવી રહી છે...કમલિનીને પણ એમ જ લાગ્યું.

એ પછી થોડી વાર અમે મૂંગા બેસી રહ્યાં. ધીમે ધીમે રાતની વાતો મારા સ્મરણે ચડવા લાગી. કમલિની પાસે મેં હૃદય ખોલ્યું. એ રાજી થઈ.

'ત્યારે તો તમે આજે ઘનઘોર જંગલમાં જશો જ.'

'જઈશ...એકલો જ જઈશ.'

'એકલા કેમ?'

'એ એકલું જ ગણાય...પ્રેમ અને કર્તવ્યના માર્ગમાં કોઈ સાથે હોય તોયે માણસે પોતાને એકલા જ માનવું જોઈએ. તો જ એ લડી શકે અને તો જ પ્રિયજનોનો સાથ છૂટી જતાં તેનું હૃદય ભાંગી ન પડે...'

'તમે ગાંધીજી જેવું બોલ્યા.' કમલિની હસી. 'એક વાર એમણે કહેલું: એકલો છું પણ એકાકી નથી...ભગવાન મારી સાથે છે.'

'મારી સાથે તો ભગવાન પણ હશે કે કેમ તે જાણતો નથી.' મેં હસીને જવાબ આપ્યો.

અને તે પછી તો લડતની વાતોમાં જ અમે મશગૂલ બન્યાં. આ વાતોથી કમલિનીમાં પણ કેમ જાણે નવી સ્ફૂર્તિ આવતી હોય એવું લાગ્યું.

ત્રણના ટકોરા થયા ત્યારે મેં કમલિનીને કહ્યું: 'પ્રતાપ ચાર વાગે મને બોલાવવા આવશે.'

'તમે અહીં મળશો એમ કહ્યું છે?'

'કેમ, એમાં કંઈ હરકત હતી?'

એ પ્રશ્નનો જવાબ કમલિનીએ આપ્યો નહિ, પણ હું

સમજી ગયો કે મારું અહીં આવવું અને તે જાહેર થવું એને ગમ્યું નહિ. કમલિની મારા કરતાં લડતના વધુ ઘેરા રંગે રંગાયેલી છે તેની મને વધુ એક વાર આજે ખાતરી થઈ.

આ બધાંનું પરિણામ એ આવ્યું કે સાંજે ચાર વાગે પ્રતાપ આવ્યો ત્યારે કમલિની અને હું ખૂબ ઉલ્લાસપૂર્વક છૂટાં પડી શક્યાં. કમલિનીની માંદગી એવી જ હતી છતાં મારા મન ઉપરનો ભાર ઊતરી ગયો.

પ્રતાપની સાથે રસ્તાઓ વટાવતો સાંજે સાત વાગ્યે અહીં આવ્યો છું. એકાદ કલાક પછી બે મોટરો અમને લેવા માટે અહીં આવવાની છે. અમે આજે અંધારામાં ડૂબકી મારવાના છીએ.

તા...-૧૧-'૪૧

વહેલી સવારમાં આ અક્ષરો લખી રહ્યો છું. ઘનઘોર કાળી રાત. સામે ઊભેલા પહાડો પણ દેખાય નહિ અને પવનના સુસવાટ સાથે ખખડતાં વૃક્ષોનાં સુક્કાં પાંદડાં કોઈ રાક્ષસના અટ્ટહાસ્યનો જ ખ્યાલ આપે. રળિયામણું લાગે માત્ર અનંત આકાશ. ત્યાં એ જ રમત જામી હતી. તારાઓ ચમકતા અને વળી વાદળમાં છુપાઈ જતા. આકાશ ન હોય અને તારાયે ન હોય તો આવી કાળી રાતમાં માનવીને આશ્વાસન ક્યાંથી મળે?

હું અને બીજા દસ જુવાનો ખૂબ ઝડપથી દોડતી મોટરમાં જંગલોનો માર્ગ કાપી રહ્યા હતા. આસપાસ અમારી આંખ ફરતી હતી, ગઈકાલે તપાસ માટે જે બિરાદરોને મોકલેલા તેઓ અત્યારે આશ્ચર્ય વ્યક્ત કરતા

હતા, કારણકે ગઈકાલે આસપાસના માઈલોના વિસ્તારમાં કોઈ હતું જ નહિ. આજે બબ્બે ત્રણ ત્રણ માઈલના અંતરે થાંભલાઓની આસપાસ નાની નાની રાતડીઓ પડી હોય એમ ત્યાં સળગતા દીવાઓ ઉપરથી લાગતું હતું. અમારા કાર્યક્રમમાં હવે ગંભીર મુસીબતો આવી પડશે એવા ખ્યાલથી સૌ ચિંતાતુર બની ગયા હતા. નક્કી કરેલો રસ્તો પણ ભોમિયાની સલાહ અનુસાર અમારે બદલવો પડતો હતો.

મુંબઈથી સાઠ–સિત્તેર માઈલ દૂર એક પહાડની તળેટીમાં અમારી મોટરો ઊભી રહી. એ પ્રદેશના આદિવાસીઓ જેવા ચારેક માણસો અમારી રાહ જોઈને ઊભા હતા એમણે પોલીસથાણાંઓના સમાચાર આપ્યા અને એમની પાસે કેવાંક હથિયારો છે અને કેટલાક માણસો છે તેનો અંદાજ મળ્યો.

મૂળ કાર્યક્રમ પ્રમાણે તો અમારું કાર્ય રાતે જ શરૂ થવાનું હતું. આસપાસનાં પથરાયેલાં ઝૂંપડાંઓનાં ઝૂંડ અમારાં આશ્રયસ્થાનો હતાં. ગ્રામવાસીઓના મદદથી એક રાતમાં જ અમે આશ્ચર્યજનક કાર્ય બતાવવા ઇચ્છતા હતા. દરેક સ્થળે અમારા માણસો હતા, પરંતુ પરિસ્થિતિ બદલાઈ ગઈ હતી એટલે રાત્રે જ છાપો મારવાનો કાર્યક્રમ સર્વાનુમતે પડતો મૂકવો પડ્યો.

મોડી રાત સુધી અમે વિચારણા કરીને નવી યોજનાઓ ઘડી કાઢી છે, એનો અમલ આજ રાત્રે થશે. આજનો દિવસ તો પહાડની ગુફામાં જ પસાર કરવાનો છે અને આ પહાડીઓ જે ખાવાનું લાવશે તે ખાઈને રાતની લડાઈ માટે તૈયાર થવાનું છે.

[ ૧૭ ]

# વીરતાની કથા

તા...-૧૦-૪૧

જે ગુફામાં મારો મુકામ હતો તે ગુફામાં અન્ય સાથીઓ સાથે સતારાના એક નવજુવાન કાર્યકર પણ સામેલ હતા. મુંબઈથી અમે દસ જુવાનો આવ્યા હતા તે જુદી જુદી ગુફાઓમાં વહેંચાઈ ગયા હતા મુંબઈ, પૂના, સતારા, કોલ્હાપુર વગેરેના મળી સોએક જુવાનોની ટુકડી અહીં જામી હતી. અમારી ગુફામાં આઠ માણસો હતા. સવારથી માંડી રાત સુધી અહીં જ બેસી રહેવાનું હતું, એટલે અમે પરસ્પરના અનુભવો જણાવવાનો એક કાર્યક્રમ ઘડી કાઢ્યો. વ્યવસ્થિત રીતે તો કશી વાત થતી નહોતી, પરંતુ તૂટક-ફૂટક જે વાતો અમે કરી, ખાસ કરીને સતારાના જુવાને સતારાની પ્રજાની બહાદુરીની જે કથા કહી સંભળાવી તેણે મારા દિલને હચમચાવી નાખ્યું.

એક કલાક પછી જ્યારે અંધારું ગાઢ બનશે ત્યારે અમે અમારા કામ માટે અહીંથી કૂચકદમ કરીશું. જ્યાં જઈશું ત્યાંથી પાછા આવશું કે નહિ તે અમે જાણતા નથી. બે

દિવસ પહેલાં આ આખો પ્રદેશ સૂનો હતો. આજે સ્થળે સ્થળે પોલીસોની રાવટીઓ પડેલી છે. એકાદ બે સૂચના એવી પણ આવી કે અમારે આ કાર્યક્રમ મુલતવી રાખી પાછા જવું જોઈએ અને ફરી અનુકૂળ સમય સર્જાય ત્યારે છાપો મારવા આવતું જોઈએ. આ સૂચનાનો વિરોધ કરનારમાં હું પણ એક હતો. મને એમ લાગ્યું છે કે આવા કાર્યક્રમો માટે અનુકૂળ સમયની રાહ જ જોયા કરીએ તો તે સમય કોઈ દિવસ આવે જ નહિ. જેટલા અમે સાવધ છીએ તે કરતાં વધુ સાવધ બ્રિટિશ સરકારની પોલીસો રહેવાની. કારણકે આ જંગ એમને માટે પણ જીવન–મરણનો ફેંસલો આણનારો છે.

અત્યારે મને સામે પથરાયેલું ગાઢ અંધારું જોઈ: એક બાજુ મૃત્યુના વિચાર આવે છે અને બીજી બાજુ કમલિનીના. હું જોઈ આવ્યો છું કે કમલિની સ્વસ્થ છે છતાં ફરી ફરીને એની ચિંતા દિલમાં ઊભરાઈ આવે છે બીજી બાજુ એમ પણ થાય છે કે એકાદ થાંભલો ઉખેડવા જતાં કોઈ પોલીસની ગોળીનો હું શિકાર નહિ બની જઉં તેની શી ખાતરી? મોતનો ડર નથી તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં ઘૂમ્યા વિના, અંતરની લાગણી દ્વારા જ એ નોંધ લેવા ઇચ્છું છું કે જીવન અને મૃત્યુ વચ્ચે આ ક્ષણે તો કશો જ ભેદ હું જોતો નથી. જીવીને મારા દેશને સ્વતંત્ર કરું કે મરીને એના સ્વાતંત્ર્ય–મંદિરના ચણતરનો એક પથ્થર બનું; એ બંને સ્થિતિ મને સરખી આહલાદક જણાય છે. એક જ લાગણી મનને હલાવી જાય છે અને તે કમલિનીનો વિયોગ. એમ થાય છે કે એ પણ આજે

મારી સાથે હોત તો કેવું સારું થાત ! મને ખાતરી છે કે કમલિની મોતથી ડરતી નથી. એ પણ મારી પેઠે જ એક સાથે જ જીવવા અને મરવા ઇચ્છે છે.

એમ લાગે છે કે આવા વિચારો કરતાં મારા દિલમાં કદાચ નબળાઈ પ્રવેશી જશે...આ બધું ભૂલીને બાકી રહેલો એક કલાક સતારાની વીરતાની કથા નોંધવામાં ખરચું તો શું ખોટું ? સતારાએ જે કર્યું છે તે હિંદુસ્તાનમાં કદાચ કોઈ પ્રદેશે નહિ કર્યું હોય...અત્યારે યાદ આવે છે કે જેણે મને સતારાની કથા કહી તેણે હિંદભરના ક્રાંતિકારીઓની એક સભા થોડા દિવસમાં મળવાના ખબર મને આપ્યા છે. એ મિત્રનું સ્થાન આ દેશવ્યાપી ક્રાંતિમાં મારા કરતાં ઊંચું છે. સતારા સિવાયના પ્રદેશો વિશે પણ એ ઘણું જાણે છે. મેં ઇચ્છા દર્શાવી છે કે મને એ સભામાં હાજરી આપવાનું સદ્ભાગ્ય મળે. એણે બીજા સાથીઓ સાથે ચર્ચા કરી મંજૂરી મેળવી લેવાનું વચન આપ્યું છે, પરંતુ મારી પેઠે એ પણ એમ માને છે કે આવતીકાલની સવાર આપણે જોઈ શકશું કે નહિ તે માત્ર ઈશ્વરના જ હાથમાં છે. જો જીવતા બહાર આવશું તો એ સભામાં હું હાજર રહી શકીશ અને હિંદુસ્તાનભરમાં શું ચાલી રહ્યું છે અને શું ચાલવાનું છે તે જાણી શકીશ.

સતારાએ અદ્ભુત સૃષ્ટિ સર્જી છે. બ્રિટિશ સરકારનું રાજ્ય સતારા જિલ્લાના ૨૦૦ ગામોમાંથી ઊખડી ગયું છે. સતારાના કાર્યકરોએ જોઈ લીધું કે બ્રિટિશ રાજ્યસત્તાનું કેંદ્ર શહેરોમાં હોય છે. જો એ કેંદ્ર અને ગામડાંઓ વચ્ચેનો સંબંધ તોડી નાખવામાં આવે તો સરકારનું તંત્ર ગામડાંઓ

ઉપર કશો કાબૂ રાખી શકે નહિ. પ્રથમથી જ આવું તો એમને સૂઝયું નહોતું, પરંતુ સરકારી દમનનો સામનો કરતાં કરતાં જ આ સત્ય એમને સૂઝી આવ્યું. આરંભમાં હડતાળ, સભા અને સરઘસમાં એમનો કાર્યક્રમ મર્યાદિત બની ગયો હતો. ધીમે ધીમે ઉગ્રતા આવતી ગઈ અને પ્રજાએ સરકારી થાણાંઓ ઉપર રાષ્ટ્રધ્વજો ફરકાવ્યા અને સરકારી અમલદારોને પણ ગાંધી–ટોપી પહેરાવી સરઘસને મોખરે ચલાવવા માંડયા. આ અજબ જેવું છે કે નાના સરકારી અમલદારો આનો વિરોધ કરતા નહિ, કારણકે એમનું અપમાન કરવાનો પ્રજાનો ઇરાદો નથી એટલું તેઓ સમજી ગયા હતા. પ્રજાના આગેવાનો જાહેર ભાષણો દ્વારા એમને કહેતા કે 'તમે હવે પ્રજાના સાચા સેવક બની જાઓ.'

પરંતુ આ સ્થિતિ મોટા અમલદારોથી કેમ સહન થાય? સરકારે તરત જ તો છાપો ન માર્યો અને આવા પાંચ–સાત મોરચાઓ થવા દીધા. આ પ્રકારનાં સભા–સરઘસને સતારાના લોકો મોરચાનું નામ આપતા હતા. પહેલો મોરચો કરાડમાં ગોઠવાયો હતો. એ વખતે પાંચ હજાર લોકોનું સરઘસ મામલતદારના કચેરી ઉપર ગયુ હતું. જનતાની શાંતિ અજબ પ્રકારની હતી. કચેરીની સામે ઊભા રહી પડકાર કરવામાં આવ્યો હતો કે આવો અને પ્રજાશક્તિ સાથે જોડાઇ જાઓ. ન માની શકાય એવું છે છતાં સાચું છે કે મામલતદાર કચેરીનું બધું કામ પડતું મૂકીને સરઘસની સાથે જોડાયા હતા. જનતાએ આગ્રહ રાખ્યો કે કચેરી ઉપર રાષ્ટ્રધ્વજ ફરકે, મામલતદાર ગાંધી-ટોપી ધારણ કરે અને કચેરીના બીજા સભ્યો પણ ગાંધી–ટોપી પહેરી સરઘસમાં સામેલ

થાય. કશીયે અથડામણ વિના આ કાર્યક્રમ પાર પડયો હતો. લોકોના ઉત્સાહની કોઈ સીમા નહોતી.

આ પ્રકારના બીજા મોરચાઓ પણ ગોઠવાઈ જતા હતા, પરંતુ આ વાતાવરણ પંદર દિવસથી વધુ વખત ચાલી શકયું નહિ. સરકારે દમનનાં શસ્ત્રો શોધી લીધાં. જે મામલતદાર સરઘસમાં જોડાયા હતા તેમને પદચ્યુત કર્યા. બીજાં સ્થળોએ પણ પ્રજાપ્રવૃત્તિમાં જેમણે સાથ આપેલો તેમના ઉપર કામ ચલાવવાની જાહેરાત થઈ. પ્રજાનો રોષ ભભૂકી ઊઠયો. એ પછી જે પહેલો મોરચો ગોઠવાયો ત્યાં ગોળીઓ વરસી ગઈ. લોકો ઘવાયા, મૃત્યુ પામ્યા. પ્રજાએ જોઇ લીધું કે આકરી લડાઇ આપ્યા વિના આઝાદી મળવાની નથી. એ પછીના એક મોરચામાં રાષ્ટ્રધ્વજ ફરકાવનારને ગોળીથી ઠાર કરવામાં આવ્યો. બીજી બાજુ, વિશાળ પાયા ઉપર ધરપકડનો દોર શરૂ થયો. પ્રજાના જે આગેવાનો હતા તેઓ હવે છુપાયા. સરકારે એમને પકડવાના હુકમો છોડયા અને તે માટે દોડધામ કરવામાં કશી બાકી ન રાખી; પરંતુ તેઓ હાથમાં આવ્યા નહિ.

લડતનું સ્વરૂપ હવે બદલાયું. શિવાજીની ભૂમિના સૈનિકોએ ગેરીલા લડાઈની પ્રેરણા મેળવી. સરકારી કચેરીઓ લૂંટવા માંડી. સરકારી થાણાંઓ સળગાવવા માંડયાં. સરકારની સાથે જે ખુશામતિયાઓ અને દેશદ્રોહીઓ મળી જતા હતા તેમના ઉપર બદલો લેવાનું કામ શરૂ થયું. સરકારે પણ દમન કરવામાં પાછું વાળીને ન જોયું. ભૂગર્ભવાસી બળવાખોરને પકડવા માટે ગામોના ગામો ઉપર ઘેરો નાખવામાં આવ્યો. એમનાં કુટુંબો ઉપર અત્યાચારો ગુજર્યા. વૃદ્ધો અને બાળકો ઉપર પણ નિર્દયતા વરસી ગઈ. પ્રજાએ આ જુલમોનો

બરાબર સામનો કર્યો. ભાંગફોડની પ્રવૃત્તિ અમલમાં આવી. હવે સરકારી પોલીસોનું કામ બહુ મુશ્કેલ થયું. ધીમે ધીમે ગામડાંઓ જુલમોથી અને સરકારી અમલદારોથી આઝાદ બનવા લાગ્યાં.

એક આશ્ચર્યકારક ઘટના પણ સતારામાં બની ગઈ. અમુક પ્રદેશમાં સરહદના તાયફાવાળાઓ જેવી ગુનેગાર કોમ વસે છે. લડાઇએ જે સ્વરૂપ લીધું હતું તે સ્વરૂપથી આ કોમ આકર્ષાઇ અને કેટલાક જુવાનોએ રાષ્ટ્રીય લડતમાં જોડાવાની પોતાની ઇચ્છા જાહેર કરી. સતારાના કાર્યકરોને લાગ્યું કે ગુનેગાર કોમના માનસ-પરિવર્તનનો આ અપૂર્વ અવસર છે. એમણે તેઓને અપનાવ્યા, અને લડાઈનાં ગુપ્ત તથા પ્રગટ કાર્યોમાં સાથે લીધા. પરંતુ કાર્યકરોની ધારણા બર ન આવી. સરકારે પણ એમનો જ સાથ શોધ્યો હતો. મોટી લાલચો આપીને આ ગુંડાતત્ત્વોને સરકારે હાથમાં લીધાં અને સતારાની લડત નિષ્ફળ બનાવવા પ્રજા ઉપર ત્રાસ વર્તાવવા આ લોકોને પૂરી છૂટ આપી. થોડો સમય તો એમ લાગ્યું કે લડત હવે ખતમ થઈ જશે. પરંતુ ક્રાંતિવીરોએ યુદ્ધનો મોરચો બદલી નાખ્યો. બીજી પ્રવૃત્તિ એક બાજુ રાખીને ગુંડાઓને જેર કરવાના કામમાં તેઓ લાગી ગયા. થોડા સમયમાં જ એમણે આ ત્રાસને નાબૂદ કર્યો. ગ્રામજનતાએ અદ્ભુત યુદ્ધકૌશલ્ય બતાવ્યું. ડુંગરાઓમાં નાસી ગયેલાઓને ઘેરો ઘાલી પકડવામાં આવ્યા. સજાઓ કરવામાં પણ બાકી ન રાખી. ચમત્કાર કહી શકાય એવું બની ગયું. ગુંડાઓ ક્રાંતિવીરોના અંકુશ તળે આવી ગયા.

સતારાએ પતરી સરકારની રચના કરી. પતરી સરકારનો

અર્થ તો હતો સમાંતર સરકાર, નામ આપવામાં આવ્યું હતું પ્રતિ સરકાર, પણ લોકોએ એને ઓળખી પતરી સરકાર રૂપે. આ સરકારની આણ આજે સતારામાં વર્તે છે.

મારા સાથીએ પતરી સરકારની યોજનાઓની મને માહિતી આપી છે. એનો અમલ થવાનો હજી બાકી છે પરંતુ એમને સફળતા વિષે જરાયે શંકા નથી. તેઓ ગીતસરની સરકારની માફક તંત્ર ચલાવવા ઇચ્છે છે. ન્યાયની અદાલતો એટલે કે ગ્રામપંચાયતો સ્થાપવામાં આવી છે. દારૂબંધીની જાહેરાત થઈ છે. પ્રજાનો પૂરો સહકાર છે. સરકારી પોલીસો એક પણ ગામમાં સ્થિર રહી શકતા નથી. ક્યારેક આવે છે, છાપા મારે છે અને ચાલ્યા જાય છે. કોઈ વેળા મોટી સંખ્યામાં આવી તેઓ ગામને ઘેરો ઘાલે છે ત્યારે આસપાસનાં ગામોમાંથી સામનો થાય છે, અને પોલીસના પગ સ્થિર રહેતા નથી. સતારા આઝાદ બની ગયું છે.

મને વિચાર આવે છે કે આવું આખા હિંદુસ્તાનમાં ન બની શકે? એ તો સાચું જ છે કે સરકારી રાજતંત્ર શહેરોમાં જ છે. ગામડાંઓને છૂટાં પાડી દેવાનો પ્રયત્ન સફળ થાય તો બ્રિટિશ સરકારનું રાજ્ય એક ક્ષણ પણ ન ચાલે એમાં શંકા નથી. પરંતુ પ્રજા એટલું સહન કરી શકે ખરી? સતારા જેવી વીરતા બધા પ્રદેશોમાં પ્રગટે ખરી?

......આ લખું છું, અને સતારાનો એ વીર મારી પાસે આવે છે. અને પૂછે છે કે આવું લખવાનો શો અર્થ છે! હું એને કહું છું કે 'આ ઝંઝાવાતની વચ્ચે કોણ જીવશે અને કોણ મરશે તે આપણે જાણતા નથી. મારી આ નોંધ-

પોથી જો જીરી જશે તો આઝાદીપ્યાસા એક આત્માની કથા જગત સમક્ષ મૂકી શકશે. કોઈવાર હું પોલીસના હાથમાં સપડાઈ જઈશ અને આ નોંધપોથી પણ એના કબજામાં આવી જશે તો શું થશે એવું એ પૂછે છે. હું જવાબ આપું છું કે તેની મને કશી ચિંતા નથી. નોંધપોથીમાં જે કંઈ લખ્યું છે તે બધું મને મંજૂર છે. તેને માટે ગમે તે સજા સહેવા હું તૈયાર છું. એ કહે છે: પણ લડાઈને ફટકો લાગે તેનું શું? હું જવાબ આપું છું કે લડાઈને ફટકો લાગે એવો એક અક્ષર આ નોંધપોથીમાં ન નોંધાય તેની હું કાળજી રાખું છું.

એ ગયો અને થોડી વારમાં જ અમારી ટુકડીના સેનાપતિનો આદેશ લઈ આવ્યો: 'ચાલો ઘોર અંધારામાં આઝાદીનો પ્રકાશ શોધવા!.' નોંધપોથી બંધ કરી, આ ગુફાના એક ખૂણામાં મૂકી દઈ, હું હવે જાઉં છું. શું થશે તે જાણતો નથી!

[ ૧૮ ]

# જીવન-મરણનાં ઝોલાં

તા...-૧૦-'૪૨

મુંબઈ આવી ગયો છું. કમલિની તદ્દન સ્વસ્થ છે અને આ લખું છું ત્યારે મારી પાસે જ બેઠી છે. કમલિનીને મળવાનો આનંદ હું ગુમાવી બેઠો છું. જંગલો અને પહાડોમાં સાહસો ઘણાં ખેડયાં, પરંતુ આંખે દેખી શકાય એવી સફળતા પ્રાપ્ત ન થઈ. તે દિવસે રાત્રે પહેલેથી ગોઠવાયા પ્રમાણે બબ્બેની ટુકડીમાં અમે જુદી જુદી દિશામાં વિખરાઈ ગયા હતા. અમારી સાથે જે નિષ્ણાત હતા તેમનો એવો મત હતો કે ઓછામાં ઓછા પચાસ થાંભલાઓ અમે કાપી શકીએ તો જ તેની અસર મુંબઈ પહોંચતી વીજળી ઉપર થાય. મારા સાથીદાર તરીકે સતારાના પેલા ક્રાંતિવીર જ હતા. આ પહાડની ધરતીથી તેઓ પરિચિત જણાતા હતા. ચાલતાં ચાલતાં અનેક વાર હું ગોથાં ખાઈ જતો હતો. એમને ટેકે જ આગળ વધતો હતો એમ કહું તો ચાલે. એમની તીક્ષ્ણ દૃષ્ટિ ચારે દિશામાં ઘૂમી વળતી હતી. બેએક ફર્લાંગ ચાલ્યા પછી એમણે એકદમ મારો

હાથ દબાવ્યો. હું થંભી ગયો. અંધારું એવું ગાઢ હતું કે એકમેકના મુખભાવ અવલોકી શકાય નહિ, પાંચ ડગલાં દૂરનો પહાડી પથ્થર પણ નજરે પડે નહિ. એમણે એકદમ પૂર્વદિશા તરફ મારું ધ્યાન ખેંચ્યું. ગાઢ અંધારામાં કંઈક ચમકી જતું અને બુઝાઈ જતું મેં જોયું. એ ધીમેથી બોલ્યા: 'આપણી યોજનાની પોલીસને ખબર પડી ગઈ છે. આપણે સાવધ રહેવું જોઈએ.' હું પોતે આવી સ્થિતિમાં કોઈ દિવસ મુકાયો નહોતો. જીવવા-મરવાની કલ્પના મોટે ભાગે તો મનમાં ને મનમાં જ કરી હતી. મેં માર્ગદર્શન માટે એમના સામું જોયું. ગાઢ અંધારામાં સ્થિર થયા પછી એમનો ચહેરો હું જોઈ શકતો હતો. એમની નજર સામેની દિશામાં ખોડાયેલી હતી. દૃષ્ટિ એ બાજુ જ રાખીને તેમણે કહ્યું: 'આપણે પાંચેક મિનિટ અહીં થોભી જવું પડશે.' વાક્ય પૂરું થાય-ન થાય ત્યાં તો વીજળીનો ઝબકારો થાય તેમ અમારા તરફ પ્રકાશ ફેંકાયો અને બુઝાયો. હું તો અસાવધ ઊભો જ હતો. એમણે અત્યંત ઝડપથી જમીન પર લેટી જઈ, મારો હાથ ખેંચી મને પછાડી દીધો. હું સ્તબ્ધ બની ગયો.

એ ધીમેથી બોલ્યા: 'પાંચ મિનિટ સુધી આમ ને આમ પડી રહેવું પડશે.' હું મૂંગો મૂંગો સાંભળી રહ્યો. એમણે કંઈક વહેમ આવતાં જમીન ઉપર કાન માંડયા. થોડીક ક્ષણોમાં એમનો વહેમ સાચો પડતો લાગ્યો. એમણે મને સૂચન કર્યું: 'મારી પાછળ પેટે ચાલતા ચાલતા ઝડપથી આવો.' એમણે આડી દિશામાં શરીર મરડયું અને પાણીમાં તરવા પડયા હોય એમ તેઓ મારી પાસેથી જ આગળ

સરક્યા. અંધારામાં હું કશું જોઈ શક્યો નહિ. તેમણે ધીમો અવાજ ન કર્યો હોત તો મને દિશા પણ સૂઝત નહિ. હું એ જ હાલતમાં એમની પાછળ ગયો. જાળાંઝાંખરાં શરીર ઉપર ઘસાતાં હતાં, પથ્થર પણ વાગી જતા હતા, છતાં પણ ઘણી ઝડપે અમે માર્ગ કાપતા હતા. સોએક કદમ દૂર ગયા પછી તેઓ થોભ્યા અને ફરી જમીન પર કાન માંડયા. આસપાસ નજર કરતાં પાસે જ એક નાનું ઝાડ દેખાયું. એમણે હાથના ઈશારે મને આવવાનું કહ્યું અને અમે બંને એ ઝાડની ઓથે છુપાયા.

હવે તો મને પણ કંઈક ખબર પડવા લાગી. હું સમજી શક્યો કે જે દિશામાં પહેલાં અમે હતા તે દિશાએ પોલીસો જઈ રહ્યા છે. તેઓ કેટલા છે તેની ખબર પડતી નથી. મારા સાથી અત્યાર સુધી એ જ વિચારમાં ડૂબેલા હતા એમ મને જણાયું. એમણે કહ્યું: 'આપણે નાસી જવું નથી તેમ બેદરકાર બની પોલીસની ગોળીના શિકાર પણ બની જવું નથી. તેઓ કેટલા છે એની જો ખબર પડે તો આપણે આપણો માર્ગ નક્કી કરી શકીએ.' હું હવે સ્વસ્થ થયો હતો એટલે મેં પૂછ્યું: 'આપણે એનીસાથે સાથે ઝપાઝપી કરી શકીએ ખરા?" એમણે હસીને જવાબ આપ્યો: 'શા માટે નહિ?' હું બોલવા જતો હતો: 'પણ આપણી પાસે......' એમણે મારા ખભા ઉપર હાથ ઠોકીને કહ્યું: 'બધું છે.' ખરેખર હું ધ્રૂજી ઊઠયો. મને પહેલી જ વાર ભાન થયું કે મારા સિવાય કદાચ બધાની પાસે હથિયારો હશે! સ્વભાવ પ્રમાણે મનમાં વિચાર ઊઠવા લાગ્યા, પણ ત્યાં પાછળની બાજુએ આખા

જંગલને ધ્રુજાવતો બંદૂકનો અવાજ સંભળાયો. અમે બંને તત્કાળ સાવધ બન્યા અને ઝાડની બીજી બાજુએ ફરી ગયા. મેં ધીમેથી પૂછ્યું: 'આ કોનો ધા હશે, આપણો કે પોલીસનો?' એમણે જવાબ આપ્યો. 'ઘણું કરીને પોલીસનો!'

એ પછી લગભગ દસ મિનિટ સુધી નીરવ શાંતિ! એ શાંતિ કેટલી ભયાનક હતી તેનું બયાન શી રીતે કરું? મારા સાથીદારની આંખો ચારે દિશામાં ફરતી હતી. અચાનક એમણે પાછું જોયું અને દૃષ્ટિ સ્થિર થાય–ન થાય ત્યાં અમારા ઉપર સામેની ટોચ ઉપરથી પ્રકાશ ફેંકાયો. એ લેટી ગયા, હું પણ લેટી ગયો. પણ તરત જ પહાડ ઉપર કોઈના દોડવાનાં પગલાં સંભળાયાં. અમે બંને ઝડપથી ઊભા થયા. હાથમાં હાથ ભેરવી અમે પુરઝડપે દોડવા લાગ્યા. ચારેક ફર્લાંગ દોડી ગયા પછી શ્વાસ લેવા થંભ્યા. પળવાર એમ લાગ્યું કે અમે ભયમુક્ત બન્યા છીએ, પણ ત્યાં જ નજીકમાં કંઈક અજવાળું થતું દેખાયું. બરાબર આંખ માંડતાં ખાતરી થઈ કે પોલીસની રાવટીથી પચાસ જ કદમ દૂર અમે હતા. મને થયું કે આ પળે જ જુદી દિશામાં નાસવાની સૂચના મળશે, પરંતુ પહાડોના ખેલાડીએ એવી સૂચના કરવાને બદલે મને ધીમેથી પૂછ્યું: 'એકથી વધુ રાવટી દેખાય છે?' મેં ના પાડી. એણે એ તરફ જ દૃષ્ટિ રાખી કહ્યું: 'રાવટીમાં એક જ માણસ બેઠેલો જણાય છે.' મેં મારી નજર ત્યાં સ્થિર કરી. મને પણ ખાતરી થઈ કે ખાટલા જેવી કોઈ વસ્તુ ઉપર એક માણસ લાંબો થઈને સૂતો છે. ખૂણામાં નાનો દીવો બળતો લાગે છે. સૂતેલો માણસ બીડી પીતો હોય એમ જણાયું.

મારા સાથીએ અચાનક જોરથી ગળું ખંખાર્યું. હું અસાવધ હોવાથી ધ્રૂજી ઊઠયો. મેં જોયું કે ખાટલા પર સૂતેલો આદમી ઝડપથી બેઠો થયો અને પાસે પડેલી બંદૂક એણે ઉઠાવી. હું કંઈ વિચારું તે પહેલાં તો મારા સાથીના ગજવામાંથી નાનો તમંચો બહાર નીકળ્યો અને એ દિશામાં પણ રાવટીની ઉપર એણે બાર કર્યો. એક પછી બીજો અને ત્રીજો બાર થતાં જંગલ ધ્રૂજી ઊઠયું. હું ફાટી આંખે રાવટી જોઈ રહ્યો હતો. પેલો આદમી બેબાકળો બની ચારે દિશામાં બંદૂક ઘુમાવતો હતો, પરંતુ બે, ત્રણ, ચાર બાર થયા કે તરત જ ઊલટી દિશામાં એ નાસવા લાગ્યો. સતારાનો વીર ખડખડાટ હસી પડયો અને રાવટીની દિશામાં પગલાં ઉપાડયાં. હું એની પાછળ ચાલવા લાગ્યો. રાવટી પાસે આવતાં એણે ચારે દિશામાં જોઈ લીધું અને હાથમાં પકડેલા તમંચા ઉપર પણ એક નજર નાખી લીધી.

રાવટીમાં કોઈ જ નહોતું. થોડો સામાન, કપડાં ને પાણીનું માટલું પડયાં હતાં. એક ખૂણામાં ત્રણ બંદૂકો હતી અને બાજુની એક પેટીમાં કારતૂસોનો નાનો ઢગલો હતો. વિજયના આનંદ સાથે મારા સાથીએ એ ઉપાડયો. એની સૂચના અનુસાર મેં પણ બંદૂક અને કારતૂસ જિંદગીમાં પહેલી જ વાર હાથમાં લીધાં. અમે રાવટી બહાર પગ મૂકયો કે તરત જ બંદૂકના અવાજો સંભળાવા લાગ્યા. અમે બંને ચારે દિશામાં જોવા લાગ્યા. મારા સાથી તો સજ્જ હતા, પરંતુ મને કશું આવડતું નહેતું. પળવારમાં મેં જોઈ લીધું કે જિંદગી અહીં જ પૂરી થવાની છે.

આકાશ સામે દૃષ્ટિ નોંધી મેં નવું બળ મેળવ્યું અને સાથીની કોઈ પણ આજ્ઞા માટે હું તત્પર થયો.

એ નિશ્ચલમુખે ચારે દિશામાં નજર ફેંકતા હતા. દસેક મિનિટ વીતી ગઈ પણ બંદૂકના અવાજો બંધ થયા નહિ. એમણે ગંભીર અવાજે કહ્યું: 'આપણા સાથીઓ ક્યાંક સપડાઈ ગયા લાગે છે.' હું તરત જ બોલી ઊઠયો: 'આપણે એમની મદદે જઈએ.' એમણે પૂછયું: 'બંદૂક ચલાવતાં આવડે છે?' હું શરમાઈ ગયો. એ ધીમેથી બોલ્યા: 'મદદે જવામાં કશો સાર નથી. પોલીસનું બળ ઘણું વધારે લાગે છે. છાતીને પથ્થરની બનાવી અહીંથી ચાલ્યા ગયા સિવાય છૂટકો નથી.' મેં કહ્યું: 'પણ આમ ને આમ ખાલી હાથે?' એમણે જવાબ ન આપ્યો અને કદમ ઉઠાવ્યા. અર્ધોક કલાક જુદા જુદા માર્ગો ઉપર ચાલીને અમે અમારી ગુફા પાસે આવી પહોંચ્યા. એમણે નીચે બેસીને મને આરામ લેવાની સૂચના કરી. મારું મન એટલું અસ્વસ્થ બની ગયું હતું કે આરામ લેવાનું સૂઝતું નહોતું. મેં આશ્ચર્ય વચ્ચે જોયું કે અડધા જ કલાકમાં તેઓ ઘસઘસાટ ઊંઘી ગયા હતા. હું જાગતો પડયો રહ્યો. મધરાત વીતી ગઈ હતી અને આકાશની કોર ઉપર ચંદ્ર પ્રગટયો. આખું જંગલ ભયાનકતાનો અચંબો દૂર કરીને છુપાયેલું સૌંદર્ય પ્રગટ કરવા લાગ્યું. મારા સાથીની મુખરેખાઓ હું જોઈ શકતો હતો, કારણકે ગુફાના દ્વાર તરફ જ મસ્તક રાખીને એ સૂતા હતા. એની વિશાળ છાતી, કઠોર મુખરેખાઓ, પહાડોમાં જ શોભે એવો દેહ જોઈ મને થયું કે આવાં યુદ્ધો લડવાની યોગ્યતા

મારામાં નથી. આ યોગ્યતા કેળવ્યા વિના બળવો થઈ શકે? વિદ્રોહીઓની સેનામાં સામેલ થઈ શકાય?

અને પછી મને હિંસા-અહિંસાના વિચાર આવવા લાગ્યા. અમારા સાથીઓમાંથી કેટલા ઢળી પડયા હશે એ હું જાણતો નહોતો. મને વિચાર આવ્યો કે રાવટીનો પેલો આદમી નાસી ન ગયો હોત તો અમારી ગોળીનો શિકાર બન્યા વિના રહેત જ નહિ. હું એને તરફડતો જોઈ શકત? મારી કલ્પનામાં એ દૃશ્ય ખડું થયું અને સાચોસાચ મારી આંખે અંધારાં આવી ગયાં. બે હાથે આંખનાં પોપચાં મેં દાબી દીધાં.

......સવારે મારા સાથીએ આંખ ઉઘાડી ત્યાં સુધી હું તો પથ્થરને અઢેલીને જાગતો જ પડી રહ્યો હતો. એમણે આશ્ચર્યપૂર્વક મારી સામે જોઈ પૂછ્યું: 'આરામ લીધો જ નથી?' મેં માથું હલાવ્યું. વધુ પ્રશ્નો એમણે પૂછ્યા નહિ. મને લાગ્યું કે બહુ મંથન ભોગવવાનો એમનો સ્વભાવ જ નથી. થોડી વારમાં તેઓ તૈયાર થયા. એમણે મને ચાલવાનું સૂચન કર્યું. આસપાસ નજર ફેરવતા, ગુપ્ત માર્ગો શોધતા અમે પહાડની વચ્ચેના એક ગામડામાં આવી પહોંચ્યા. અંદર પ્રવેશતાં જ ભીલોનો ખ્યાલ આપે એવા લંગોટી પહેરેલા ત્રણ-ચાર માણસો અમને સામે મળ્યા અને કંઈ પણ બોલ્યા વગર પાછળ આવવાનું અમને સૂચન કર્યું. ગામને બીજે છેડે એક ભાંગેલા મકાનમાં લઈ ગયા. અંદર જઈ અમે જોયું તો અમારા છ સાથીઓ ત્યાં બેઠા હતા. બાજુની ઓરડીમાં કોઈ કણસતું હોય એવો અવાજ આવતો હતો. મારા સાથીએ એ બાજુ

પહેલી નજર ફેરવી. ત્રણ જખમીઓ પાટા બાંધીને પડયા હતા.

થોડી જ વારમાં રાતની ઝપાઝપીનો ઇતિહાસ અમને મળી ગયો. અમે ચાર જુવાનોને ગુમાવી બેઠા હતા. સાત માણસો જખમી બન્યા હતા—ત્રણ અહીંયાં અને ચાર બીજે ગામ હતા. મૃત્યુ પામેલાઓમાંથી ત્રણને ઉપાડી લઈ શકાયા હતા અને એક શબનો કબજો પોલીસે લીધો હતો. બે વાર પ્રતિઆક્રમણ કરવા છતાં એ શબ પાછું મેળવી શકયા નહિ. પોલીસોમાંથી બે મૃત્યુ પામ્યા છે અને ત્રણ કે ચાર ઘાયલ થયા છે એવું પણ જાણવા મળ્યું. આ બધું સાંભળીને હું આશ્ચર્ય અનુભવતો ચૂપ જ બેઠો હતો. જ્યારે નવા માર્ગની અને નવી યોજનાઓની વિચારણા થવા લાગી ત્યારે કશું કહેવાનું મને સૂઝયું જ નહિ. ઘણી ચર્ચા પછી એમ નક્કી થયું કે આઠેક દિવસમાં આ જંગલને ખાલી કરી જવું એ જ ઇષ્ટ છે, કારણકે આજની ઝપાઝપી પછી પોલીસના ભરતી વધશે અને હથિયારો પણ ઉમેરાશે.

આ નિર્ણય અનુસાર હું મુંબઈ આવી પહોંચ્યો છું. અહીં આવીને તપાસ કરતાં મને જણાયું છે કે અહીંથી ગયેલા દસ જુવાનોમાંથી એક એ યુદ્ધમાં કામ આવી ગયો છે અને એક જખમી બન્યો છે. મને સાજો-સારો આવેલો જોઈ કમલિનીએ હર્ષ વ્યક્ત કર્યો હતો, પરંતુ તે હર્ષ હું ઝીલી શકયો નહિ. મેં કહ્યું કે શરીર ઉપર એક પણ ઘા પડયો નથી, પરંતુ હૃદય ઉપર પડેલા ચીરામાંથી લોહી વહ્યા જ કરે છે. સમજાતું નથી કે જે માર્ગ લીધો તે યોગ્ય છે કે નહિ. એટલું જાણું છુ કે મારી સાથે જે

હતા, તેમાંના કોઈ હત્યારા નહોતા, તેઓ આઝાદી માટે દીવાના ન બન્યા હોત તો એ મધરાતે એમના ગૃહજીવનના અમૃતપ્યાલાઓનું તેઓ પાન કરતા હોત. એમની કઠોરતા મેં જોઈ છે, પરંતુ મને ખાતરી છે કે એમનું હૃદય એમનાં સ્વજનો પાસે ફૂલ જેવું કોમળ હશે. મને એમ પણ જણાયું છે કે જેમની સામે તેઓ ઝૂઝતા હતા તેમના તરફ વ્યક્તિગત રીતે તો રોષ કે ધિક્કાર એમના હૃદયમાં હતા જ નહિ.

આ બધું હું જાણું છું, સમજું છું છતાં કોણ જાણે કેમ કોઈની હત્યા થાય એ કલ્પના મારાથી સહેવાતી જ નથી. મને બંદૂકનો ઘોડો દબાવતાં આવડતો હોત તોપણ મને ખાતરી છે કે હું નિશાન લઈ શકત નહિ. મારો હાથ ધ્રુજી જાત, કારણ કે મારું દિલ ત્યારે અને અત્યારે પણ એ કલ્પનાથી ધ્રુજી ઊઠે છે. આવી માનસિક સ્થિતિમાં કમલિનીના મિલનનો આનંદ હું શી રીતે ભોગવી શકું !

[૧૯]

# મનોમંથન અને વેદના

તા. ...૧૧-'૪૨

બહુ દિવસોના પ્રયત્ન પછી આજે આઝાદ રેડિયો હું સાંભળી શક્યો. રેડિયોના સંચાલન વિશે સાંભળ્યું તો હતું; પરંતુ એક નિયમનો અમે સહુએ સ્વીકાર કર્યો છે કે કોઈની પ્રવૃત્તિ વિશે કશું જાણવાની જિજ્ઞાસા ન રાખવી. રેડિયોમંડળમાં મારા એક નિકટના મિત્ર જોડાયેલા છે છતાં એ વિશે એક શબ્દ પણ મેં એમને કદી પૂછ્યો નથી. એ જ રીતે મારી પ્રવૃત્તિ વિશે પણ રજમાત્ર જાણવાની જિજ્ઞાસા એમણે સેવી નથી. અમને બંનેને સંતોષ છે કે રાષ્ટ્રના આઝાદીજંગમાં અમે બંને સર્વસ્વ અર્પણ કરી ઝૂઝી રહ્યા છીએ.

પરંતુ આજે રેડિયો સાંભળ્યો અને તેની સાથોસાથ રેડિયોની રોમાંચક કથા પણ સાંભળી લીધી. કમલિની અને હું સાથે જ રેડિયો સાંભળતાં હતાં, ઇન્કિલાબના પોકારો સાંભળી રોમાંચ અનુભવતા હતા. અવાજ ઉપરથી ધારું છું કે શ્રી. લોહિયા જ આઝાદીનો સંદેશો આપી રહ્યા હતા. એમનું

વ્યાખ્યાન પ્રેરણાદાયી હતું. હિંસાઅહિંસાની ચર્ચા એક નવા જ દૃષ્ટિબિંદુથી એમણે કરી હતી. એમના અવાજનો રણકાર હજીયે કાનમાં ગુંજે છે. તેઓ હિંદુસ્તાનીમાં બોલતા હતા. અંગ્રેજોને ઉદ્દેશીને કહેતા હતા...... અમને હિંસાઅહિંસાનો પાઠ કહેનાર તમે કોણ? તમે જલિયાનવાલાના લોહીના પીનારાઓ અહિંસાની વાત કરો છો? પેશાવરમાં જુવાન પઠાણોની છાતીમાંથી લોહી ગાળનારા શાંતિના શબ્દો ઉચ્ચારો છો? ચિમુરઆષ્ટીમાં અમારી માતા અને ભગિનીઓની લજ્જા લૂંટનારા અમને કાયદાનો ઉપદેશ આપો છો? બિહાર અને બંગાળમાં બારબાર વરસનાં બચ્ચાંઓની કતલ કરનારા અમને શાંતિમંત્રો પઢાવવા માગો છો?......આ શબ્દોએ મારું મનોમંથન જગાવી દીધું હતું. મહારાષ્ટ્રના પહાડી પ્રદેશમાંથી આવ્યા પછી રાત અને દિવસ હિંસાઅહિંસાનું મનોમંથન હું ભોગવી રહ્યો છું. મારું મન એકે દિશા તરફ સ્થિર થતું નથી. લોહિયાના આ શબ્દોએ દિલમાં જે રોષ પેદા કર્યો છે તે હિંસા તરફ મને ખેંચી રહ્યો છે. બીજી બાજુ બાળપણથી આજ સુધીમાં અહિંસાના સંસ્કાર મને એવી પ્રવૃત્તિમાં પડતાં રોકી રહ્યા છે.

રેડિયો સાંભળી લીધા પછી કમલિનીએ મારા આશ્ચર્ય વચ્ચે રેડિયોની રોમાંચક કથા મને કહી સંભળાવી. મેં એને છેવટ સુધી પૂછ્યું નથી કે આ બધું એણે ક્યાંથી જાણ્યું. એણે ગમે ત્યાંથી જાણ્યું હોય. મારી આ નોંધપોથીમાં મારા સાધનવિહીન દેશના એક બુદ્ધિયુક્ત સાહસની નોંધ અહીં લેવા માગું છું; એક કુમારિકા અને ચાર–પાંચ

જુવાનોએ આઝાદ રેડિયોનું એક મથક ઊભું કર્યું છે. તેઓ ક્યાં છે, ક્યાંથી બોલે છે એ વિશે મેં જાણ્યું છે ખરું, પરંતુ અહીં એની નોંધ લેવામાં જોખમ સમજું છું. આ લડતમાં કેવા વૈજ્ઞાનિકો પડ્યા છે તેનો પુરાવો રેડિયોની પ્રવૃત્તિ આપી રહે છે. કોઈ મોટી સંસ્થા આ પ્રવૃત્તિની પાછળ નથી, લખલૂટ દોલતને જોરે પણ આ ચાલતું નથી, આ ચાલે છે દેશપ્રત્યેની અપરંપાર ભક્તિથી અને સ્વીકારેલા કર્તવ્યો પ્રત્યેની વફાદારીથી. એમણે એક-બે ટ્રાન્સમિટરો ઊભાં કર્યાં છે. આ સાધનો મેળવવા માટે જાદુગીરીના ખેલ કહી શકાય એવા પ્રયત્નો એમણે કર્યા છે. રાતદિવસ પોલીસ એમની પાછળ પડી છે. તેઓ લગભગ દરરોજ જુદા જુદા સ્થળે મથકો ફેરવ્યા કરે છે. મુશ્કેલીઓનો કોઈ પાર નથી. કેટલીક વાર તો પોલીસના મસ્તક ઉપર જ કહી શકાય એ રીતે આ ગીતનો અવાજ ગાજે છે અને પોલીસ માઈલોના માઈલો દૂર એ મેળવવા માટે દોડે છે. બીજી વાર સાવ અચાનક પોલીસનો ભેટો થઈ જાય છે. કોઈ વાર પાડોશી ચમકી જાય છે અને તે જ ક્ષણે સાધનસામગ્રી સાથે નાસી જવું પડે છે. સામાન્ય સાદું ઘર દેખાય એવાં સાધનો જુદી જુદી જગ્યાએ વસાવવાં પડે છે. સાચાં-ખોટાં ઘરો અને કુટુંબો ઊભાં કરવાં પડે છે.

આ રેડિયોની લડાઈ ઉપર અસર શી ? તેની પણ અમે ચર્ચા કરી. મને ખાતરી થઈ કે રેડિયો લોકોના દિલમાં માત્ર કુતૂહલ અને ચમત્કાર ઊભાં કરવાનું જ સાધન નથી. પોલીસ અને સરકારને એક નવા મોરચે ખેંચી જવાનો જ એનો ઉપયોગ નથી, પરંતુ તે ઉપરાંત દેશને ખૂણે ખૂણે આઝાદીની

લડાઈ લડતા લડવૈયાઓને માર્ગદર્શન આપવાનું અને છૂટાછવાયા વેરાયેલા મોરચાઓને એકત્ર રાખવાનું કામ પણ રેડિયો જ કરે છે, કરી શકે છે. અલબત એકાદ-બે રેડિયો-મથક પૂરતાં નથી. પ્રાંતે પ્રાંતે આવાં મથકો સ્થાપવાં જ જોઈએ. કમલિની ખબર આપે છે કે અન્ય પ્રાંતોમાં પણ આ પ્રકારની ગોઠવણો શરૂ થઈ ગઈ છે. અને એકાદ માસમાં તો દેશભરમાં આઝાદ રેડિયોનો નાદ ગાજી ઊઠશે.

પણ વિચાર આવે છે કે લડત મંદ પડતી જાય છે તેનું શું? જેમ જેમ અવલોકન કરું છું તેમ તેમ એવી ખાતરી થાય છે કે સામાન્ય જનસમૂહ લડતથી દૂર ને દૂર ખસતો જાય છે અને થોડાક અમારા જેવા જુવાનો યુદ્ધનાં મેદાનમાં રહી ગયા છે. જો આ સ્થિતિ લાંબો સમય રહેશે અને પ્રજાનો જુવાળ ફરી ચડશે નહિ તો અમે થાકી જઈશું એવો ભય રહે છે. આજે જ એક સાથીએ નિરાશાના ઉદ્ગારો કાઢતાં કાઢતાં કહ્યું કે 'હવે તો લડતમાં જોશ લાવવાનું આપણા નહિ પરંતુ જાપાનના હાથમાં છે. જો જાપાન હિંદુસ્તાન ઉપર અત્યારે ત્રાટકે તો લડાઈમાં નવો વેગ આવે.' એમણે અફસોસ પણ જાહેર કર્યો કે આજે ખરો મોકો છે છતાં જાપાન હિંદુસ્તાન ઉપર આક્રમણ કરતું નથી. આ મિત્રને મેં કશો જવાબ ન આપ્યો, કારણકે હું એમનું કથન સાંભળીને ઊંડા દુઃખમાં ડૂબી ગયો હતો. સુભાષબાબુની પ્રવૃત્તિની અમને કશી માહિતી નથી. એટલું જાણીએ છીએ કે તેઓ જાપાન પહોંચી ગયા છે અને ત્યાંના રેડિયો દ્વારા હિંદુસ્તાનીઓને અંગ્રેજો સામે ઝૂઝવાના આદેશો આપે છે. સમજાતું નથી કે એમના દેશ-

ત્યાગની પાછળ કયા ખ્યાલો કામ કરી રહ્યા છે. એમાં તો શંકા જ નથી કે તેઓ જે કંઈ કરે છે તે આ મૂલકને આઝાદ કરવાની ભાવનાથી જ કરે છે. જેણે પોતાની આખી જિંદગી પરદેશી રાજસત્તા સામે ઝૂઝવામાં કાઢી છે તે જાપાનના શાહીવાદને આ દેશમાં લાવવા ઇચ્છે એ કલ્પના જ અસહ્ય છે. પરંતુ એમ પણ લાગે છે કે એમની આજની પ્રવૃત્તિનું પરિણામ તો કદાચ એવું જ આવશે. જાપાન સાથેની એમની દોસ્તી કઈ ભૂમિકા ઉપર રચાઈ છે તેની માહિતી નથી, છતાં એટલું તો કહેવું જ જોઈએ કે જાપાનના શાહીવાદને એમની મૈત્રી બળ આપી રહી હશે...પણ મારે આવા શબ્દો કશાયે આધાર વિના ન લખવા જોઈએ, સુભાષબાબુ વિષે હું કશું જાણતો નથી અને હું જોઉં છું કે અમારા સાથીઓમાંથી પણ કોઈ કશું જાણતા નથી.

પરંતુ એક અફસોસ દિલને ઘેરી રહ્યો છે. જેમ લડાઈ મંદ પડતી જાય છે તેમ જાપાની આક્રમણની આતુરતા આ દેશમાં વધતી જતી હોય એમ જણાય છે.

તા...-૧૧-૪૧

કોણ જાણે શું છે કે હમણાં ઉત્સાહજનક કોઈ સમાચાર મળતા જ નથી. એ દિવસ પછી હિંદભરના ક્રાંતિકારીઓની સભા આ શહેરમાં જ મળવાની છે અને મને પેલા સતારાના સાથીની મદદથી તેમાં હાજર રહેવાનું આમંત્રણ પણ મળ્યું છે. એ વખતે દેશની સાચી સ્થિતિનું યોગ્ય માપ હું મેળવી શકીશ, પરંતુ આજે તો એક પછી એક નિરાશાના સમાચારો જ

સાંભળવા મળે છે. કમલિની કહે છે તે પણ સાચું હોય કે મારું પોતાનું મન આજે હિંસા-અહિંસામાં ગૂંચવાઈ ગયું છે તેથી હું જ્યાં ને ત્યાં નિરાશા જ જોયા કરું છું.

એક લશ્કરી જુવાન ગઈકાલે પ્રતાપની સાથે અહીં આવ્યો હતો. એણે હિંદી લશ્કરને આઝાદીની આ લડાઈમાં જોડવા માટેના કેવા કેવા પ્રયત્નો થયા હતા તેનો મને ખ્યાલ આપ્યો. જેમનાં સગાંઓ અને સ્નેહીઓ લશ્કરમાં જોડાયેલાં છે અને જેઓ આજે ને આજે બ્રિટિશ ગુલામીમાંથી મુક્ત થવા આખરી લડાઈ લડી લેવા માગે છે તેવા પાંચ જુવાનોની કથા આ બિરાદરે મને કહી સંભળાવી. જે જુવાન વિષે હું લખી રહ્યો છું, તેઓ લશ્કરમાંથી નાસી છૂટેલા છે. છેક બ્રહ્મદેશની સરહદ સુધી લશ્કરમાં બંડ જગાવવાના પ્રયત્નો થયા હતા. જુદી જુદી છાવણીમાં એકલદોકલ સૈનિકે આવા પ્રયત્નોમાં સાથ આપ્યો હતો, પરંતુ એક પણ સ્થળે સફળતા મળી નહોતી. એમના કથન પ્રમાણે લાખો સૈનિકોમાંથી માત્ર પાંચ-દસ સૈનિકો જ દેશદાઝથી પ્રેરાઈને લશ્કરમાંથી નાસી છૂટયા હતા. મેં એમ પણ જાણ્યું કે તમામ હિંદી ટુકડીઓની આસપાસ ગુપ્તચરોની મોટી જાળ બિછાયેલી છે.

બીજા નિરાશાજનક સમાચાર ગુજરાતના એક અગ્રગણ્ય લોકસેવકની પત્રિકામાં મેં વાંચ્યા. મુંબઈ અને અમદાવાદમાં લડાઈ શરૂ થઈ ત્યારથી અનેક પત્રિકાઓ નીકળે છે. કેટલીક જનતાને સાચું માર્ગદર્શન આપનારી છે અને મોટા ભાગની લોકોને જૂઠા સમાચારો પહોંચાડી માત્ર ઉશ્કેરવાનું જ કાર્ય બજાવે છે.

કઈ પત્રિકા સાચી અને કઈ ખોટી તે જાણવાનું અત્યંત મુશ્કેલ બન્યું છે. આમ છતાં એટલું તો લાગ્યું છે કે પ્રાંતિક સમિતિ કે મહાસમિતિને નામે કોઈ પત્રિકા નીકળવી ન જોઈએ. દરેક મંડળોએ પોતાની જવાબદારી ઉપર જ પ્રજાને હાકલ કરવી જોઈએ. પણ જે પત્રિકા વિષે હું અહીં લખી રહ્યો છું તે તો જુદા જ પ્રકારની છે. એમાં ભાંગફોડની પ્રવૃત્તિનો મજબૂત વિરોધ કરવામાં આવ્યો છે. દેશ હિંસાને માર્ગે જઈ રહ્યો છે તે માટે અફસોસ વ્યક્ત કરવામાં આવ્યો છે. લડાઈ મંદ પડે છે તેના કારણરૂપે પણ આ પ્રવૃત્તિ જણાવવામાં આવે છે. મને સમજાતું નથી કે આમ કરીને તેઓ શું મેળવવા ઇચ્છતા હશે. ગાંધીજીએ આદેશ આપ્યોઃ 'કરેંગે યા મરેંગે'નો. મને એમ થયા જ કરે છે કે હિંસાનો માર્ગ ખોટો હોય તોપણ એ દર્શાવવાનો શું આ જ ઉપાય છે? જેઓ અહિંસામાં માનતા હોય તેઓ 'કરેંગે યા મરેંગે'નો મંત્ર અહિંસક રીતે આચરી બતાવે એ શ્રેષ્ઠ ઉપાય નથી? લડત મંદ પડી છે, પરંતુ હજી મરી નથી ગઈ. હજી અમે હથિયાર હેઠાં નથી મૂક્યાં, હજી બ્રિટિશ સરકારે વિજયની ઘોષણા કરી નથી, અને ચારે દિશામાં એ પોકાર કરે છે કે આ લડતથી યુદ્ધપ્રયાસોને ગંભીર હાનિ પહોંચી રહી છે. પણ માની લઈએ કે અમે હારી ગયા છીએ તોપણ શું તેનું કારણ ભાંગફોડ અને હિંસા છે? ૧૯૨૦–૨૧ અને ૧૯૩૦–૩૨ની લડતોમાં વિજય ન મેળવ્યો એ શું અહિંસા, અસહકાર અને સત્યાગ્રહની નિષ્ફળતા ગણાય?......

આ પત્રિકા મને તો વધુ જોશપૂર્વક હિંસા તરફ

ખેંચી જાય છે. મને ખાતરી થઈ છે કે હિંદુસ્તાનની આઝાદીની લડાઈ જેટલાં બલિદાનની અપેક્ષા રાખે છે તેટલાં બલિદાનની તાકાત અમે કેળવી નથી. એ તાકાત હિંસક છે કે અહિંસક એ પ્રશ્ન અહીં અપ્રસ્તુત છે. આ લોકસેવકની પત્રિકા એક જ અર્થ સારે છે અને તે સરકારી અમલદારોની જબાનમાં જોર પૂરવાનો. એમની સચ્ચાઈ માટે મને સદેહ નથી, પરંતુ એ સચ્ચાઈ પત્રિકા દ્વારા નહિ, અહિંસક રીતે–બલિદાન દ્વારા જ વ્યક્ત થવી જોઈતી હતી. અફસોસ સાથે અહીં નોંધવું પડે છે કે લડાઈ શરૂ થઈ ત્યારથી આજ સુધીમાં આવાં ભવ્ય બલિદાન બહુ જૂજ નોંધાયા છે. સામી છાતીએ આંગળી પણ ઉગામ્યા વિના મરવાના બનાવો બન્યા જ હશે, પરંતુ તે બનાવો અહિંસાનું પ્રદર્શન ગણાય કે કેમ એ એક સવાલ છે. ગમે તેમ હોય, દેશ આજે એમની વાત સાંભળવા માગતો નથી. દેશની ધરતી પર જાલિમનો હાથ પડ્યો અને તેનું દબાઈ–રુંધાઈ ગયેલું સ્વમાન પૂરજોશમાં જાગી ઊઠયું. આ લડાઈ આઝાદી લાવે કે નહિ પરંતુ એટલું તો કહેવું જ પડશે કે હિંદુસ્તાને ગુલામી સામે ૧૮૫૭ પછીનો મોટામાં મોટો પડકાર આ લડાઈ દ્વારા કર્યો છે.

મને યાદ છે, અમે કિશોરો હતા અને બંગાળ તથા પંજાબના ક્રાંતિકારોની કથા સાંભળતાં રોમાંચ અનુભવતા હતા. ચંદ્રશેખર આઝાદ અને રામપ્રસાદ બિસ્મિલ અમારી પ્રેરણામૂર્તિ હતા. જે દિવસે સરદાર ભગતસિંહે ધારાસભામાં બૉમ્બ ફેંક્યો હતો તે દિવસે અમે મનોમન એની પૂજા કરી હતી અને આખા દેશે એમની વીરતાને અંજલિ આપી

હતી. આજે હું જોઉં છું કે પંદર પંદર વર્ષના કુમારો અને કુમારિકાઓ હાથમાં બૉંબ લઈને ગરીબડા ગણાતા ગુજરાતની શેરીઓમાં ઘૂમે છે. જે લોકસેવક આ શક્તિનું મૂલ્યાંકન ન કરી શકે તેને શું કહેવું? કબૂલ કરું છું કે ભૂગર્ભ-પ્રવૃત્તિને નામે કેટલાક કાયરો પોતાને બહાદુર બતાવવા મથતા હશે, પરંતુ આ પ્રવૃત્તિનું મંડાણ એમના ઉપર નથી. આ પ્રવૃત્તિ ચાલે છે હાથમાં માથું લઈને ઘૂમનારા સાચા બહારવટિયાઓને જોરે. હિંસક અને અહિંસક બંને લડતોમાં દંભીઓ તો હોય જ છે. કાયરો તેમાં પેસી જ જાય છે, પરંતુ તેનો દોષ કોઈ સંયોગોમાં લડતને કે લડતની પદ્ધતિને આપી નહિ શકાય. અહિંસાની ઉચ્ચતા વિશે બે મત છે જ નહિ. ગાંધીજીએ આપેલું શસ્ત્ર જે અજમાવી શકે તેને અમારાં વંદન છે. પરંતુ અહિંસાને નામે કોઈ વીરતાનો વિરોધ કરવા નીકળે છે ત્યારે તે સાંખી શકાતું નથી.

તા...-૧૧-'૪૨

આજે એક પ્રતિષ્ઠિત કાર્યકરનો ભેટો થઈ ગયો. તેઓ 'ગાંધીવાદી' છે. મારે એમની સાથે હિંસાઅહિંસાના પ્રશ્નો ઉપર સારી પેઠે ચર્ચા થઈ. એમનું તત્ત્વજ્ઞાન વળી અજબ નીકળ્યું. એમણે કહ્યું કે જેમણે અહિંસાનો જીવન-ધર્મ તરીકે સ્વીકાર ન કર્યો હોય અને કૉંગ્રેસના એક સિપાહી તરીકે અહિંસા મંજૂર રાખી હોય તેમને માટે આજની સ્થિતિમાં, અમુક સંયોગોમાં, હિંસાનો માર્ગ ખુલ્લો છે. દા. ત. સરકારી અમલદાર જો પોતાની ફરજ ઉપર હોય તો તેનું ખૂન કરવામાં કૉંગ્રેસના સિદ્ધાંતનો ભંગ

થતો નથી, કારણકે એ વ્યક્તિ, એ વખતે સરકારનું એક અંગ બની જાય છે. મને આ તત્ત્વજ્ઞાન જરાયે રુચ્યું નથી, પરંતુ હું એવું જોઈ શકયો છું કે હિંસા ધીમે ધીમે પોતાનો માર્ગ કરતી જાય છે.

પણ મારા મનને આજે ખળભળાવી મૂકયું છે કમલિનીએ. મનોમંથન તો ચાલતું જ હતું, તેમાં તેણે મને પડકાર કર્યો. એ બોલી: 'આ સ્થિતિ અસહ્ય છે. હિંસા કે અહિંસા ગમે તે સ્વીકારો, પરંતુ જાનની કુરબાની કરતાં અચકાઓ નહિ.' એણે વળી મને કહ્યું: 'મને તો ખાતરી થઈ છે કે આપણી પ્રવૃત્તિ હિંસા–અહિંસાના આવા તત્ત્વજ્ઞાનથી જ મૃત્યુ પામતી જાય છે. આપણું દિલ જોર કરી શકતું નથી. જો ગાડીઓ ઉથલાવવી હોય, સરકારી થાણાંઓ સળગાવવાં હોય, નદી ઉપરના પુલો ઉરાડી મૂકવા હોય, મુંબઈનાં કારખાનાંઓ બંધ કરવા માટે વીજળી બંધ કરવી હોય તો હિંસાનો માર્ગ લીધા વિના ચાલશે જ નહિ.'

હું પણ એમ માનતો હતો છતાં મેં દલીલ કરી કે 'ગાડી ચલાવતા ગાર્ડને કે ડ્રાઈવરને કેમ મારી શકાય? પાટા ઉખેડવા માટે નિર્દોષ સાંધાવાળો, લાઈનમેન આપણો શિકાર બને એ કેમ સહન થાય? એમાં માનવતા કયાં રહી? મેદાનની લડાઈ હું સમજી શકું છું. તલવાર સામે તલવાર મારી કલ્પનામાં આવી શકે છે, પરંતુ આવા નિઃશસ્ત્ર અને ગાફેલ ઉપર ઘા કરવામાં મને કાયરતા લાગે છે.'

કમલિનીએ જવાબ આપ્યો: 'તો રેલના પાટા ઉપર સૂઈ જવું એ જ માર્ગ છે. એ વિના ગાડીઓને બંધ નહિ

કરી શકાય.' આ શબ્દો બોલતાં એનું મુખ લાલચોળ થઈ ગયું અને આંખોમાંથી જાણે તણખા ઝરવા લાગ્યા.

હું કાંઈ બોલ્યો નહિ એટલે એણે ઉમેર્યું: 'જો તલવાર સામેની તલવાર તમને મંજૂર હોય તો આપણે હથિયારો મેળવીએ અને પોલીસચોકીઓ સામે, સામી છાતીએ હલ્લો લઈ જઈએ. હિંસા કે અહિંસા બેમાંથી એક હવે સ્વીકારી લો. અર્ધદગ્ધ સ્થિતિ આપણી લડતને મારી નાખશે.'

કમલિનીએ જે કહ્યું તેમાં એવું તો કંઈજ નહોતું કે જે હું ન સમજી શકું કે ન સ્વીકારું, પરંતુ સવાલ બુદ્ધિ કે તર્કનો નહોતો, હૈયાનો હતો–લાગણીનો હતો. મારું હૃદય હજીયે નિર્દોષની હત્યાને સહન કરવા માટે તૈયાર નથી. ક્યારેક એમ પણ થઈ જાય છે કે મારા જેવાએ આ લડતમાંથી ખસી જઈ કમલિની જેવાનો માર્ગ મોકળો કરવો જોઈએ, પણ એમાંયે દિલ માનતું નથી. એક કાળે હું બુદ્ધિનું ગુમાન રાખતો હતો. માનતો હતો કે લાગણીવશ થવામાં નિર્બળતા છે, બુદ્ધિ જે જવાબ આપે તે જવાબ અનુસાર જીવનને ફેંકવું જોઈએ, પરંતુ આજે મારી બુદ્ધિનો પોકાર હૃદય સાંભળતું નથી, અને હૃદયની આજ્ઞા વિના ક્રિયાશક્તિ પ્રગટતી જ નથી.

[૨૦]

# ક્રાંતિની જ્વાળાઓ

તા ...–૧૧–'૪૧

આઠ દિવસ પછી આ નોંધપોથીમાં અક્ષરો માંડી શકું છું. અમારી ગુપ્તસભા છ દિવસ સુધી લાગલાગટ ચાલી. પ્રાંતેપ્રાંતના અહેવાલોએ મારું મગજ ફેરવી નાખ્યું છે. હિંસા–અહિંસાનાં મનોમંથન શમી ગયાં છે. સરકારી જુલમોની કથા સાંભળ્યા પછી સરકારને સાથ આપનાર સર્વ કોઈ મને દુશ્મન ભાસે છે. એમ લાગે છે કે બ્રિટિશ રાજસત્તા એક રાક્ષસી યંત્ર છે. એ યંત્રને ચલાવવામાં નિર્દોષ અને નિઃશસ્ત્ર દેખાતા લોકો ખીલાપાંખિયાંનું કામ કરી રહ્યા છે. એ યંત્રને મારે અટકાવવું હોય, તોડીફોડીને ધૂળ ભેગું કરવું હોય તો એ ખીલાપાંખિયાંને ખેંચી લેવા પડે. પ્રાંતિપ્રાંતની જે કથાઓ મેં સાંભળી તેની નોંધ લેવાનો જ છું, પરંતુ એક અસર અત્યારે જ નોંધી લેવા ઇચ્છું છું. આખા દેશમાં લડતનો પ્રારંભ અહિંસક રીતે થયો હતો. એ અહિંસા વીર્યશીલ હતી, આક્રમણશીલ હતી. સામી છાતીએ જુવાનોએ ગોળીઓ ઝીલી રાષ્ટ્રધ્વજોને

ઊના ઊના લોહીથી રંગ્યા હતા. ધાર્યું હોત તો હજારોનાં ટોળાંએ સરકારી અમલદારોનાં લોહીની નદીઓ વહેવડાવી હોત, પરંતુ તેમણે આરંભમાં એવું કર્યું નહોતું. ભાંગ-ફોડનો માર્ગ સ્વીકારનારાઓએ પણ કોઈનો જાન ન લેવાની–પોતાના જાનના જોખમે પણ કાળજી રાખી હતી. હિંસા તો પ્રગટી સરકારના અમાનુષી દમન પછી. એ દમનની કથાએ મને સળગાવી મૂકયો છે. બંગાળ, બિહાર, આસામ, મધ્યપ્રાંત મારું લોહી માગે છે, સાથોસાથ દુશ્મનોનું લોહી લેવાનો પણ મને આદેશ આપે છે. એ દિવસથી નવી યોજનાઓ હું વિચારી રહ્યો છું. કમલિની અને બીજા સાથીઓના ઉત્સાહનો પાર નથી. તેઓ થનગની રહ્યા છે. કમલિનીની આંખ આગળ ઝાંસીની રાણીથી માંડી વીણા દાસ સુધીની વીરાંગનાઓનાં ચિત્રો ખડાં થયાં છે. કમલિની ખરેખર રણચંડી જેવી લાગે છે. કલાકે કલાકે નવી નવી કલ્પનાઓ લઈને એ આવે છે. મારા અંતરમાં વિશ્વાસ પ્રગટે છે કે ભાંગી પડતી લડત પુરજોશથી ફરીને જાગી ઊઠશે. ફરીને હિંદુસ્તાનનું આસમાન ઇન્કિલાબના નાદથી ગુંજી ઊઠશે.

પરંતુ કોઈ પણ કાર્યક્રમમાં ઝૂકાવતાં પહેલાં ક્રાંતિ-કારીઓની સભાની નોંધ અને પ્રાંતેપ્રાંતની બલિદાન–કથા અહીં નોંધી લેવા ઇચ્છું છું. સહુથી પ્રથમ હું આસામને જ લઈશ, કારણકે સહુથી મોટું આશ્ચર્ય મને આસામે પૂરું પાડયું છે. હું તો ધારતો હતો કે દૂર દૂરના એ પ્રાંતમાં વિદ્રોહ જેવું કંઈ હશે નહિ. મુસ્લિમ લીગના પ્રધાનમંડળ નીચે અને બ્રિટન–અમેરિકાની રણગાડીઓ નીચે પ્રજાનું

જીવન છૂંદાઈ ગયું હશે. પરંતુ એમ નથી. ત્યાં તો બિહાર, મિદનાપુર, અને બાલિયાની જોડમાં ઊભાં રહી શકે એવાં અદ્ભુત કાર્યો સર્જાયાં છે. ભાવનામાં તણાયા વિના આસામની હકીકતો જ હું રજૂ કરી દઉં.

૧૮૫૭ના બળવાની યાદ આપતો ૯મી ઑગસ્ટનો ઉલ્કાપાત આખા દેશમાં જ્યારે જાગ્યો ત્યારે આસામ તેમાંથી મુક્ત રહ્યું નહિ. ૧૯૩૦–૩૨ની લડતોમાં આસામે પોતાનો હિસ્સો નોંધાવ્યો હતો, પરંતુ આખા દેશનું ધ્યાન ખેંચાય એવા કોઈ બનાવો ત્યાં બન્યા નહોતા. સામાન્ય રીતે આસામ એ શાંત પ્રજાનો મૂલક ગણાય છે. આસામના રાષ્ટ્રવાદીઓ ૧૯૪૨ના ઑગસ્ટમાં, ૧૮૫૭ના બળવાને યાદ કરતા હતા અને એ બળવાના સમયના આસામના એક વિદ્રોહી મન્તરામ દીવાન એમની પ્રેરણામૂર્તિ બની ગયા હતા. ૧૮૫૭ના બળવામાં આ પુરુષ હસતે મોઢે ફાંસીને માંચડે ચડી ગયો હતો. ઑગસ્ટની ૯મી તારીખે આખા દેશમાં કોંગ્રેસના નેતાઓની ધરપકડ થઈ ત્યારે આસામમાં પણ પ્રાંતિક સમિતિના નેતાઓ પકડાઈ ગયા હતા. મહાસમિતિની બેઠકમાંથી પાછા ફરીને આસામની ધરતી ઉપર પગ મૂક્યો કે તરત જ તેમને પણ પકડવામાં આવ્યા અને તે પછી તો વિશાળ પ્રાયા ઉપર કોંગ્રેસના કાર્યકરોને જેલમાં પૂરવામાં આવ્યા. પોતાના પ્યારા નેતાઓને કારાવાસમાં પૂર્યાના સમાચાર વાયુવેગે આખા આસામમાં ફેલાઈ ગયા. અને દૂર દૂરનાં ગામડાંઓમાં પણ સરકાર સામે રોષની જ્વાલાઓ સળગી ઊઠી. યુદ્ધ શરૂ થયું ત્યારથી આસામની પ્રજા અનેક પ્રકારનાં કષ્ટો ભોગવતી હતી, અને એમના દિલમાં બ્રિટિશ-

રાજ પ્રત્યેનો રોષ વધુ અને વધુ પ્રબળ થતો જતો હતો. આવી સ્થિતિમાં સરકારે કરેલા આક્રમણે પ્રજાના અંતરમાં પ્રચંડ ભડકો પેદા કરી દીધો અને કશીયે તૈયારી વિના, કશીયે યોજના વિના આસામની પ્રજા બ્રિટિશ સલ્તનત સામે સીધો સામનો કરવા તત્પર થઈ ગઈ. સૌથી પહેલાં પ્રજાના રોષનો ભોગ ગામડાંનાં પોલીસથાણાંઓ બન્યાં, કારણકે પ્રજાની દૃષ્ટિએ એ જ સરકારી મથકો હતાં. પ્રજા છેલ્લા પચીસ વર્ષથી અહિંસાના મંત્રો સાંભળતી હતી તે આવા ઉશ્કેરાટના સમયમાં પણ સાવ ભૂલી ગઈ નહોતી. એટલે પ્રજાનો સામનો કોઈ પણ પ્રકારના હથિયાર વિનાનો હતો. હલ્લો લઈ જનારાઓ કોઈ પણ વ્યક્તિનો ઘાત કરવા ઇચ્છતા નહોતા એમ તો એ નિઃશસ્ત્ર સામના ઉપરથી નક્કી થઈ શકતું હતું.

પોલીસથાણાં ઉપરના સફળ હલ્લાએ લોકોના દિલમાં એક નવી જ કલ્પના ઊભી કરી દીધી. લોકોને 'સમાંતર સરકાર' રચવાનું પહેલવહેલું ત્યારે જ સૂઝી આવ્યું. પોલીસ-થાણાં ઉપરના હલ્લાનો સરકારપક્ષે તરત જ મજબૂત હાથે જવાબ વાળ્યો ને એ જવાબ લાઠીઓ, ગોળીઓ અને સંગીનો-નો હતો. અનિવાર્ય રીતે ત્યાં નિઃશસ્ત્ર પ્રજાનું લોહી રેડાયું. ઢેકીઆજલી, બેહલી, ગોપુર વગેરે ગામોમાં આ બનાવો વધુ ઉગ્ર રીતે બન્યા. સામાન્ય રીતે લોકોની યોજના અને એમની પ્રવૃત્તિ સ્ત્રીઓ, પુરુષો, બાળકો, વૃદ્ધો હજારોની સંખ્યામાં એકત્ર થઇને રાષ્ટ્રીય ઝંડો ફરકાવતાં પોલીસથાણા પર કૂચ કરી જવાની હતી અને જ્યાં કાર્યને સફળતા મળે ત્યાં થાણા પર પહોંચી જઈને સ્વરાજ્ય સરકારની

ઘોષણા કરવાની હતી. આ પ્રવૃત્તિને કચડી-છૂંદી નાખવા માટે પોલીસોને વિશાળ સત્તા આપવામાં આવી. જેલમાં પણ આ બળવાના જુલમની આગ સળગી હતી.

એક દિવસ બારંગ જિલ્લાના ગોપુરગામના લોકોએ પોલીસથાણા ઉપર ઝંડો ફરકાવવાનું નક્કી કર્યું. આઝાદીનાં સૂત્રો પોકારતું સરઘસ શાંતિપૂર્વક પોલીસથાણા તરફ કૂચ કરી રહ્યું હતું. પોલીસથાણાની સામે એક તળાવ હતું. ત્યાંથી સરઘસના બે ભાગ પડયા. બંને ભાગમાં સરઘસને મોખરે ત્રિરંગી ઝંડાધારી કન્યાઓ ચાલતી હતી. એક પોલીસ-અમલદારે સામે આવીને મોખરે ચાલતી કન્યાને પાછી વળવાનું અગર તો મોતને ભેટવાનું સૂચન કર્યું. તેર જ વર્ષની એ કન્યાએ જવાબ આપ્યો: 'હું મારી ફરજ બજાવું છું. તમે તમારી બજાવો.' તરત જ ગોળી છૂટી અને તેર વરસની કનકલત્તાનું ત્યાં જ મૃત્યુ થયું. એ પછી તો બંદૂકો છૂટવા વછૂટવા માંડી અને જે બનવું અનિવાર્ય હતું તે બની ગયું. એક બાજુ ગોળી ચાલતી હતી ત્યારે બીજી બાજુથી ટુકડીએ થાણા ઉપર ચડી જઈ ઝંડો ફરકાવી દીધો હતો!

યુદ્ધને કારણે આસામમાં જે લશ્કરો એકઠાં થયાં હતાં તેમણે અને એમના પિતરાઈ જેવા આસામના બ્રિટિશ બાગ-માલિકોએ પણ લોકો ઉપર જુલમો ગુજારવામાં મણા રાખી નહોતી. રસ્તે ચાલતાં સરઘસો ઉપર આ બાગોના રખેવાળો પણ લાઠીઓ સાથે તૂટી પડયા હતા. ધેકીજલી, જ્યાં પહાડી લોકો અને ચાના બગીચાના જૂના મજૂરો રહે છે, ત્યાં ગોપુર જેવો જ કરુણ અને

ભવ્ય બનાવ બની ગયો. ૧૦૦૦૦ માણસોનું સરઘસ કૂચકદમ કરતું પોલીસથાણા ઉપર જતું હતું. એમનો ઉદ્દેશ પણ ત્યાં રાષ્ટ્રીય ઝંડો રોપવાનો હતો. સામેથી ગોળીઓ છૂટી અને થોડી વારમાં જ શુલેશ્વરી નામની એક બાર વર્ષની કન્યા અને બીજાં ૨૦ માણસો મોતને શરણ થયાં. આમ છતાં સરઘસ પાછું હઠયું નહિ અને ગોળીઓના વરસાદની સામે થઈને પણ લોકોએ થાણા ઉપર રાષ્ટ્રીય ઝંડો ફરકાવી દીધો હતો.

એવા પણ બનાવો બન્યા છે કે, જ્યારે અઠવાડિયે ભરાતી બજારને કૉંગ્રેસનું સરઘસ માની લીધું હોય અને તે ઉપર ગોળીઓ ચલાવી હોય. સ્ત્રીઓ ઉપરના અત્યાચારની વિગતો દિલ કંપાવનારી છે.

પાટાચાર કુચી પોલીસહદમાં આવેલું ધોલા નામનું એક નાનું ગામ છે. ત્યાં એક સભા થઈ એમાં પોલીસ–અમલદાર પણ હાજર હતા. એમણે સભા વિખેરવાનો હુકમ આપ્યો અને તેમાં એ સફળ થયા. જ્યારે લોકો વિખરાતા હતા ત્યારે એકાદ જગ્યાએ લોકોનો નાનો સરખો જથ્થો એકઠો થયેલો. તરત જ ગોળી છૂટી. તેને તે જ સ્થળે બે જુવાનોનું મૃત્યુ થયું. ત્યાંથી આગળ ચાલતાં પોલીસ–અમલદારે એક બીજો જથ્થો જોયો ને ત્યાં પણ થોડાકને ઘાયલ કરીને જ એમણે શાંતિ મેળવી.

નૌગોંગ, દારંગ અને કામરૂ એ સ્થળોએ પણ કેટલાંક નિર્દોષ કન્યાઓ અને વિદ્યાર્થીઓનું લોહી રેડાયું. એમનો ગુનો એટલો જ હતો કે તેઓ પોતાની ગુલામ માતૃભૂમિની મુક્તિ ચાહતાં હતાં.

કામરુક જિલ્લામાં લોકોએ વિમાની મથક ઉપર હલ્લો કર્યો. ભાંગફોડના બનાવો તો ગુપ્ત રીતે બનતા હતા, પરંતુ આ આક્રમણ ખુલ્લું હતું. લોકોએ આગ લગાવીને ઘણું ભાંગ્યું-તોડયું. આ વિમાની મથક મુખ્ય રસ્તાથી દૂર હતું ને તેની આસપાસ લશ્કરી પ્રવૃત્તિ ચાલતી હતી છતાં લોકોએ લશ્કરી વાહનો સળગાવ્યાં, છાવણીઓ બાળી, બંગલો સળગાવ્યો અને મોટું તોફાન મચાવી મૂકયું. આ આગ ૧૬ માઈલ દૂરથી દેખી શકાય એવી ભયંકર હતી. એ જ વખતે બાજુના પથસાળા ગામના પોલીસથાણાનો લોકોએ એક દિવસ માટે કબજો લઈ લીધો.

નૌગોંગ એ ક્રાંતિના મુખ્ય મથક જેવું હતું. ત્યાંના લોકો પોતાની મેળે જ સંગઠિત થયા હતા અને આસપાસનાં ગામો ક્રાંતિની આગમાં સળગી ઊઠેલાં હતાં. આ જિલ્લાના પોલીસ–અત્યાચારો અસામાન્ય હતા. અને લોકોના બળને તોડવા માટે લશ્કરી મદદ પણ ત્યાં લેવી પડી હતી. આ ગામલોકોએ લડાઈની જૂની પદ્ધતિ અજમાવી હતી અને જ્યારે જરૂર પડતી ત્યારે રણશિંગડાં વગાડીને લોકોને બચાવ માટે કે આક્રમણ માટે એકઠા કરવામાં આવતા હતા. લશ્કરી ચોકીઓ જ્યાં ત્યાં ગોઠવાયલી હતી ને છૂટથી ગોળીબાર કરવામાં આવતો હતો. એક લશ્કરી ટુકડી એક પુલની નીચે છુપાયલી હતી તેણે વહેલી સવારના અંધારામાં પુલની નજીક આવતા ગામડિયાના એક જથ્થા ઉપર ગોળીબાર કર્યો હતો. બીજે દિવસે ગૌહતી નજીકના એક પુલ ઉપર એ જ રીતે એક જુવાનને મારવામાં આવ્યો હતો. આ બધાને ટપી જાય એવો બનાવ બેવેજિયા ગામમાં ત્રીજે દિવસે મધરાતે

બન્યો. લોકોને ઘેરી લેવામાં આવ્યા અને સવારના પહોરમાં ૪૦૦ ગ્રામવાસી સ્ત્રીઓ, પુરુષો, બાળકોને ત્યાંથી હથિયારધારી પોલીસોની વચ્ચે પગે ચલાવતાં ૯ માઈલ દૂરના પોલીસ–સ્ટેશને લઈ જવામાં આવ્યાં. આ કિસ્સામાં અતિશય કરુણ બનાવ બની ગયો. ત્રણ દિવસ પહેલાં જન્મેલા એક બાળકની માતાને પણ સાથે લેવામાં આવી હતી, તે બાળકનું મૃત્યુ રસ્તામાં જ થઈ ગયું!

ધીમેધીમે આંદોલનનો પ્રકાર બદલાતો જતો હતો. લડાઈ હવે ભોંયભીતર ચાલતી હોય એવી સ્થિતિ થઈ ગઈ હતી. રાજદ્રોહી સાહિત્ય પ્રસિદ્ધ થતું હતું. અને ચાર પ્રકારનો કાર્યક્રમ અમલમાં મૂકવાના પ્રયાસો થતા હતા: (૧) સરકારી વાહનવ્યવહારનાં સાધનોનો નાશ કરવો. (૨) રેલ–ગાડીઓ ઉથલાવી નાખવી. (૩) પોલીસથાણાં, કોર્ટો વગેરેનો નાશ કરવો. (૪) સમાંતર સરકાર ચલાવવી. આ કાર્યક્રમ અનુસાર ભાંગફોડનું કાર્ય મોટા પાયા ઉપર શરૂ થયું. ડાક બંગલાઓ, પોસ્ટ ઑફિસો, સરકારી કચેરીઓ, લશ્કરી થાણાંઓ, છાપરાંઓ વગેરે ઉપર આક્રમણો શરૂ થયાં. લગભગ છ જગ્યાએ રેલગાડીઓ ઉથલાવવામાં આવી.

થોડાક પ્રેરક કિસ્સાઓ નોંધવાની લાલચ રોકી શકતો નથી. આસામના મૂળ રાજકર્તા, અહોમ જાતિના એક વંશજ, કોશમકુંવર આ ભાંગફોડના મુકદ્દમામાં સપડાયા હતા અને તેમને ફાંસીની સજા મળી હતી. નજરે જોનાર કહે છે કે મારા બાળપણમાં હસતે મુખે ફાંસીએ ચડી જનારાની વાતો મે સાંભળી હતી અને ઇતિહાસમાં વાંચી હતી, પણ એ બધું મને રંગભર્યું લાગતું હતું. પરંતુ જ્યારે

મેં કોશમકુંવરને ફાંસીની આગલી સાંજે જોયો ત્યારે તેની આંખમાં દિવ્ય તેજનાં ને પરમ આનંદનાં મેં દર્શન કર્યાં. મારી આંખો ઊભરાઈ ગઈ. એના મુખ ઉપરનું સ્મિત તો છેવટ સુધી વિખરાયું જ નહિ. એણે છેવટના શબ્દો ઉચ્ચાર્યા કે 'જે જન્મે છે તે સૌને માટે મૃત્યુ તો અનિવાર્ય છે. પ્રભુએ એ સૌમાંથી મને પસંદ કર્યો તેનું હું સુખ અનુભવું છું, કારણકે ઈશ્વર મને ચાહે છે.' મારી માહિતી પ્રમાણે જ્યારે એમને ફાંસી ઉપર લઈ જવામાં આવ્યા ત્યારે તે પ્રસન્નમુખે બોલતા હતા: 'પાર કરો, દીનાનાથ, સંસારસાગર.' અને એ મહાન આત્મા દેહથી છૂટો પડ્યો.

મીરી જાતિનો કમલ મેરી સરકારને ખોળાધરી ન આપવાને કારણે જેલમાં પુરાયો હતો. એનું શરીર ભાંગી ગયું હતું. એને છોડવા માટે સરકારે શરતો મૂકી હતી. એ ના પાડતો હતો. એને જ્યારે સાથીઓએ કહ્યું કે તું સરકારી શરત કબૂલ રાખ ત્યારે એ અભણ આસામીએ જવાબ આપ્યો: 'આ યાતના હું મારે માટે સહન નથી કરતો પણ આપણા સૌના–આપણા દેશને માટે સહન કરી રહ્યો છું.' આ આદમી જેલમાં અક્ષરજ્ઞાન મેળવી રહ્યો હતો. જેલમાં જ એનું મૃત્યુ થયું.

આવા તો અનેક પ્રસંગો યાદ આવે છે. પોલીસની ગોળીથી મૃત્યુ પામેલા એક જુવાનની પત્નીએ એના પતિના મૃત્યુનો આઘાત વર્ણવતાં કહ્યું: 'હું આંસુ સારું છું તે તો આપણી ભારતમાતાના ચરણ ઉપર ગુલામીની જે ધૂળ ચોંટેલી છે તેને ધોવા માટે. બાકી મારા દિલમાં તો સંતોષ છે.'

યુક્તપ્રાંતની કથા એટલી જ રોમાંચક છે. એકે જિલ્લો બળવાની આગથી અલિપ્ત નથી રહ્યો. પરંતુ ઇતિહાસ તો સર્જ્યો છે બાલિયાની વીર જનતાએ. ગાઝીપુર, આજમગઢ, બનારસ, અલ્લાહાબાદ, જોનપુર, કાનપુર, લખનૌ, આગ્રા, દૂર દૂરનું આલ્મોરા—તમામ જિલ્લાઓમાં વિદ્રોહની આગ ભભૂકી ઊઠી હતી. ગોળીઓ વરસી હતી. દમનના કોરડા વીંઝાયા હતા. સ્ટેશનો સળગ્યાં હતાં. પોલીસથાણાંઓ લૂંટાયાં હતાં. સેંકડો માઈલોના વિસ્તારમાં તારનાં દોરડાંઓ કપાયાં હતાં. પરંતુ એ બધી વિગતો બાલિયામાં મૂર્તિમંત થાય છે એટલે એક બાલિયા દ્વારા જ યુક્તપ્રાંતના ખમીરનું નિશાન મારી આ નોંધપોથી ઊપર મૂકીને એને પવિત્ર બનાવીશ.

હિંદની સ્વતંત્રતાની લડતમાં ૧૯૪૨ ની ઑગસ્ટક્રાંતિ અને તે ક્રાંતિના ઇતિહાસમાં બાલિયા જિલ્લાએ આપેલાં અપૂર્વ બલિદાન, દાખવેલ અદ્‌ભુત વીરતા અને સંગઠન અમર રહેશે.

આ બાલિયા જિલ્લાએ એક અઠવાડિયા માટે બ્રિટિશ રાજને કઈ રીતે ઉખેડી નાખ્યું, અને નિઃશસ્ત્ર પ્રજાએ માત્ર બલિદાન અને સ્વાર્પણના બળ ઉપર એ સાત દિવસ સુધી સ્વરાજ–સરકાર કઈ રીતે સ્થાપી અને નિભાવી તેની વાતો અહીં નોંધવી છે.

તા. ૯ મી આગસ્ટે દેશભરમાં આગેવાનોની ધરપકડ થઈ. બાલિયા જિલ્લાના મુખ્ય મુખ્ય કોંગ્રેસ–આગેવાનોની પણ તે જ દિવસે ધરપકડ કરી લેવામાં આવી.

ઓચિંતા આવી પડેલા આ સરકારી હુમલાનો સામનો કઈ રીતે કરવો તે સંબંધી જનતા વિમાસણમાં પડી ગઈ. તેની સમક્ષ આગેવાનોએ કાંઈ ચોક્કસ કાર્યક્રમ તો રજૂ કરેલો ન હતો. હવે કરવું શું એ પ્રશ્ન સૌ કોઈને મૂંઝવવા લાગ્યો.

પરંતુ હમેશના રિવાજ મુજબ સરકારી જુલમના આ પ્રદર્શન સામે જનતાએ તા. ૧૦મીએ જબરદસ્ત હડ-તાળ પાડી. બાલિયાના ઇતિહાસમાં કદી ન પડી હોય એવી આ જબરદસ્ત હડતાળ હતી. તેમાં સર્વ કોમો અને સર્વ વર્ગના લોકોનો સંપૂર્ણ સાથ હતો. લોકોએ સરકારી કોર્ટ-કચેરીઓમાં જવાનું પણ છોડી દીધું. કલેકટરે અનેક ધમપછાડા કરવા છતાં એક પણ દુકાન ઊઘડી નહોતી. બાલિયામાં તે દિવસે એક વિરાટ સરઘસ નીકળ્યું અને ચોકમાં આવી સભામાં ફેરવાઇ ગયું.

તા. ૧૧મીએ ફરી વાર સરઘસ નીકળ્યું. વિદ્યાર્થીઓએ કોર્ટ તરફ ધસારો કર્યો. રેલવેના ફાટકની એક બાજુ ગામ છે અને બીજી બાજુ સરકારી મકાનો અને ઑફિસો આવેલાં છે. આ ફાટક પાસે મૅજિસ્ટ્રેટે એકસો બંદૂકધારી પોલીસ સહિત તેમને અટકાવવા પ્રયાસ કર્યો. સરઘસે અટકવાની ના પાડતાં સખત લાઠીમાર થયો. ૨૫–૩૦ વિદ્યાર્થીઓ ઘવાયા. કેટલાકની ધરપકડ કરવામાં આવી. આમ છતાં સરઘસ આગળ વધ્યું અને કોર્ટ ઉપર ગયું. તે દિવસે પણ કોર્ટ-કચેરીઓ બંધ રહ્યાં. પોલીસે ગામમાં જઈ ચાલીશ જેટલા વિદ્યાર્થીઓની ધરપકડ કરી તેમનાં કુટુંબીઓને મારઝૂડ કરી. આથી બીજે દિવસે ફરી પાછી હડતાળ પડી અને મોટું સરઘસ નીકળ્યું.

આમ ત્રણ–ચાર દિવસો હડતાળ અને સરઘસના પ્રયાસ થયા. લોકોને બીજું શું કરવું તે સૂઝતું ન હતું. એવામાં હિંદી વજીર શ્રી. એમેરીના નિવેદનની જનતાને જાણ થઈ. કોંગ્રેસ–આગેવાનોને ન પકડયા હોત તો શું શું બનત તેનો એમેરીના વિવેચને લોકોને માર્ગ દાખવી દીધો. છૂટા રહી ગયેલા કાર્યકરો અને જનતાએ મળી કાર્યક્રમ બનાવી કાઢયો. આઝાદ સરકારની સ્થાપના કરવી, તેના રક્ષણ માટે તથા બહારના આક્રમણથી બચવા માટે વાહન-વ્યવહારનાં સાધનોનો નાશ કરવો તથા સરકારી થાણાંઓ કબજે કરવાં વગેરે કાર્યક્રમ હાથ ધરવામાં આવ્યો. આખા જિલ્લાની સઘળી પોસ્ટઑફિસો અને રેલવે-સ્ટેશનો થોડા સમયમાં બાળી મૂકવામાં આવ્યાં.

આટલી ઉગ્રતાથી લડત ઉપાડી લેવા છતાં લોકો એ વાત ભૂલ્યા ન હતા કે તેમની લડાઈ પરદેશી સરકાર સામે છે, કોઈ વ્યક્તિગત અધિકારીઓ સામે નથી. તેમ જ આ અહિંસક રીતે લડવાની છે. તેથી આ બધા સમય દરમિયાન સરકાર–પક્ષના એક પણ માણસના જાનમાલને કાંઈ જ ઈજા પહોંચાડવામાં આવી ન હતી. જ્યાં સ્ટેશનો વગેરે બાળી મૂકવામાં આવતાં ત્યાં પણ તેમાં રહેલી રોકડ રકમ તો સ્ટેશન–માસ્તરને જ સોંપી દેવામાં આવતી. એક પાઈની લૂંટ કરવામાં આવી ન હતી.

તા. ૧૪મી સુધીમાં જિલ્લા સાથેના બધા જ વ્યવહાર–માર્ગો, નદીના ઘાટ સુદ્ધાં, સઘળા બંધ પાડી દઈ, જનતાએ કબજે કરી લીધા હતા. દેશના બીજા ભાગો સાથેનો વ્યવહાર સંપૂર્ણ રીતે બંધ પાડી દેવામાં આવ્યો હતો.

હવે લોકોએ સત્તા હાથ ધરવા તરફ ધ્યાન આપ્યું. તા. ૯ના દિવસે સરકારે સીલ કરી કબજે કરેલી કોંગ્રેસની કચેરીનો કબજો પોલીસ પાસેથી છીનવી લીધો, અને ફરી વાર એ કચેરી ઉપર ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. પાછળથી આ કચેરીને કોંગ્રેસભવન અને સ્વતંત્ર બલિયાનું સત્તાકેન્દ્ર જાહેર કરવામાં આવ્યું હતું. સ્વરાજ—સરકારની સ્થાપના કરવામાં આવી.

પહેલી કારોબારી નીચે મુજબ રચાઈ હતી:

શ્રી. ચીતુ પાંડે પ્રમુખ, શ્રી. રાધામોહનસિંગ ઉપપ્રમુખ, બચાવમંત્રી શ્રી. રામમનોહર પાંડે, પ્રધાનમંત્રી ઠાકુરરામ નરેશ સિંહ, ખજાનચી શ્રી. શિવપ્રસાદજી અને બીજા સભ્યો શ્રી. રાધાગોવિંદસિંહ, પંડિત રામનાથ પાઠક વગેરે. આ સરકારની સ્થાપના તા. ૧૯મી ઑગસ્ટે કરવામાં આવી હતી.

કોંગ્રેસ-ભવન હાથમાં લીધા પછી તા. ૯મીથી ચાલુ રહેલી હડતાળ ખોલી નાખવા માટે સ્વતંત્ર સરકારે જાહેરાત કરી. આથી તા. ૧૬મીએ બજાર ઊઘડી ગઈ અને ખરીદી-વેચાણ માટે લોકોની મોટી સંખ્યા બાલિયાનગરમાં ઊભરાઈ નીકળી. એક મેળા જેવું જ બની ગયું હતું.

જનતા સરકારી ફરમાનનો અનાદર કરે અને પોતાના આગેવાનોનાં ફરમાનો મુજબ વર્તે એ સરકારી અધિકારીઓથી કેમ સહન થાય? આથી તા. ૧૫ના રોજ તહસીલદાર અને રીઝર્વ ફોર્સના લાઈન-ઈન્સ્પેક્ટરે પોલીસ-લૉરીમાં બેસી બજારમાં પ્રવેશ કર્યો અને ચાલતી લૉરીએ હથિયારબંધ પોલીસોએ ચારે બાજુ ગોળીઓ છોડવા માંડી.

આ ગોળીબાર કાંઈજ કારણુ વિના અને મેજિસ્ટ્રેટના હુકમ વિના જ કરવામાં આવ્યો. ખરીદી માટે એકઠા થયેલા લોકો ઉપર બજારના એક છેડાથી બીજા છેડા સુધી લૉરીમાં ફરીને ગોળીઓ છોડવામાં આવી. સંખ્યાબંધ ઘાયલ થયા અને નવ માણુસોએ ત્યાં ને ત્યાં પોતાના પ્રાણ તજ્યા.

પરંતુ આ ગોળીબારથી પ્રજા દબાઈ નહિ. તા. ૧૯ મીએ જનતા અને સરકાર વચ્ચેનો મુકાબલો પૂર્ણતાએ પહોંચ્યો. એ ગોળીબારે જનતાને દચડવાને બદલે બાલિયા જિલ્લામાંથી બ્રિટિશ સલ્તનતના પાયા જ હચમચાવી નાખ્યા.

બાલિયાની બજારમાં જ્યારે આ ગોળીબાર ચાલતો હતો ત્યારે જનતાએ શાહવાટનું થાણું શાંતિથી કબજે કરી લીધું હતું. પોલીસોની બંદૂકો છીનવી લઈ ભાંગીતોડીને ફેંકી દેવામાં આવી હતી. સરકારી કાગળિયાંઓ બાળી મૂકવામાં આવ્યાં હતાં. તે થાણાનો ફોજદાર પોલીસો સહિત જનતાને શરણે આવ્યો હતો.

આમ એક પછી એક પોલીસથાણાં કબજે કરવાનું કામ ચાલ્યું હતું. નારટી, સિકંદરાપુર, ઉભોન, ગારવાર, ચલદપુર વગેરે બધાં જ થાણાં તા. ૧૮મી સુધીમાં લોકોએ કબજે કરી લીધાં. સરકારી કાગળિયાંઓ બાળી મૂકયાં, ઑફિસો તોડી નાખી હથિયારો છીનવી લીધાં અને પોલીસો શરણે આવ્યા.

તા. ૧૮મીએ બાંસદીડના થાણામાંથી તિજોરી કબજે કરવામાં આવી અને થાણાના ઉપર મુજબના હાલ કર્યા. પરંતુ તિજોરીમાંથી જનતાએ એક પૈસો પણ લૂંટયો નહિ.

પ્રજાએ પોતાનો તહસીલદાર નીમ્યો. સરકારી નોકરોને ત્રણ–ત્રણ માસના પગાર આપી છૂટા કર્યા.

તા. ૧૬મીએ બાસરાનું પોલીસ–સ્ટેશન અને તિજોરી કબજે કરવામાં આવ્યાં હતાં. શરૂઆતમાં ત્યાંના અધિકારીઓ જનતાને શરણે આવ્યા અને તેથી થાણું બચી ગયું. થાણા ઉપર રાષ્ટ્રધ્વજ ચઢાવવામાં આવ્યો, પરંતુ પાછળથી સરકારી અધિકારીઓએ દગો કર્યો. જ્યારે જનતા પોલીસ–થાણાના કંપાઉન્ડમાં દાખલ થઈ ત્યારે એક સરકારી વફાદારે પાછળથી બારણું બંધ કરી દીધું. લોકો ઘેરાઈ ગયા.

લોકોએ સરકારી માલનું ગોદામ કબજે કર્યું, પરંતુ એ ઘેરાઈ ગયેલા લોકો ઉપર નાયબ તહસીલદાર અને પોલીસે ગોળીઓ ચલાવી. પરિણામે ત્રણ જણા માર્યા ગયા અને એકસોથી વધુ ઘવાયા. આમ છતાં જનતાએ સામનો ચાલુ જ રાખ્યો હતો.

પરંતુ આથીયે વધુ ભયંકર વિશ્વાસઘાતનો બનાવ બેરિયાના પોલીસ–થાણામાં બન્યો હતો. તા. ૧૭મીએ લોકો થાણા ઉપર મોરચો લઈ ગયા અને થાણાનો કબજો લઈ તેની ઉપર રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. પોલીસ–અધિકારીએ જનતાની માફી માગી, ગાંધી–ટોપી પહેરી અને રાષ્ટ્રીય જયનાદો કરવા માંડ્યા. લોકોએ હથિયારો આપી દેવા તેને જણાવ્યું, ત્યારે બીજા દિવસે આપીશ એમ જણાવ્યું. લોકો તેની આ ચાલ સમજી શક્યા નહિ.

બીજે દિવસે ત્રીસ હજાર માણસો થાણા ઉપર ગયા. ઇન્સ્પેક્ટરે આગેવાનોને અંદર બોલાવ્યા અને લોકોને બહાર

શાંતિથી ઊભા રહેવા સૂચવ્યું. આગેવાનો થાણાના કમ્પાઉન્ડમાં ગયા કે થાણદારે દરવાજા બંધ કરી દીધા. લોકો આવતાં પહેલાં જ સિપાહીઓ થાણાની અગાસી ઉપર ચઢી ગયેલા હતા અને પૂરેપૂરાં હથિયારો તથા દારૂગોળાથી સજ્જ થયેલા હતા. થાણદારે અંદર આવેલા આગેવાનોને કહ્યું કે પોલીસના માણસો ડરના માર્યા હથિયારો સહિત ઉપર અગાસીમાં ચાલ્યા ગયા છે, માટે તમે જરા રાહ જુઓ, હું ઉપર જઈ હથિયારો લઈ આવું છું. આમ કહી તે પણ ઉપર ગયો અને બારણાં બંધ કરી દીધાં.

આમ પોતાની જાતને સહીસલામત બનાવીને પોલીસે બહાર ઊભેલી નિઃશસ્ત્ર જનતા ઉપર ગોળીબાર શરૂ કર્યો, પણ જનતા પોતાના આગેવાનોને લીધા વિના પાછી જવા તૈયાર ન હતી. પોતાના આગેવાનોને છોડાવ્યા વિના પાછા ન ફરવાનો મક્કમ નિર્ણય કરી લીધો હતો. લોકોએ સામી છાતીએ ગોળીઓ ઝીલતાં ઝીલતાં આગળ વધવા માંડ્યું. આગલી હરોલના લોકો મરીને કે ઘાયલ થઈને પડવા લાગ્યા તેમ તેમ પાછળના તેનું સ્થાન લેવા લાગ્યા. કૌશલ્યાકુમાર નામના એક કુમારે જોયું કે આગલા દિવસે ફરકાવેલો રાષ્ટ્રધ્વજ ઉતારી લેવામાં આવ્યો છે એટલે તે ગોળીઓના વરસાદમાં પણ આગળ વધ્યો, મકાન ઉપર ચડી ગયો અને ફોજદારના હાથમાંથી વાવટો છીનવી લીધો. તેના ઉપર બેયોનેટો ચલાવવામાં આવી. તેને નીચે ફેંકી દેવામાં આવ્યો. તેના લોહીથી વાવટો રંગાયો. તે મૃત્યુ પામ્યો, પણ રાષ્ટ્રનો પ્યારો ધ્વજ તેના દુશ્મનના હાથમાંથી સફળતાપૂર્વક પાછો લઈ આવ્યો. બેરિયાની પ્રજાએ એ ધ્વજ સંગ્રહી રાખ્યો

છે. એમની ઇચ્છા છે કે દેશના લાડીલા જવાહરલાલ જેલ-મુક્ત થઈને આવે ત્યારે એમના હાથે એ ધ્વજ ફરકાવવો!

આ ગોળીબાર બપોરના ત્રણથી રાતના નવ સુધી ચાલ્યો, જ્યારે બધો દારૂગોળો ખલાસ થયો ત્યારે જ તે બંધ પડયો. આમ છતાં છએ કલાક જનતા ત્યાંથી હડયા વિના શાંત પણ મક્કમ રીતે સામનો કરતી જ રહી, આગળ ધપતી જ રહી, જાન દેતી રહી.

આખરે બધી ગોળીઓ ખલાસ થતાં પોલીસ જનતાને શરણે આવી અને લોકોની દયા માગી. ઘવાયેલા અને દાઝેલા લોકોએ તેમના પ્રત્યે દયા બતાવી અને માફી આપી. લોકોએ થાણાનો કબજો લઈ કાગળો બાળ્યા, દસ્તાવેજોનો નાશ કર્યો, પરંતુ પોલીસોને ઊની આંચ પણ આવવા ન દેતાં સલામત રીતે તેમનાં ઘરે પહોંચતા કર્યા! દુનિયાના ઇતિહાસમાં આવો અદ્‌ભુત અહિંસાનો બનાવ ભાગ્યે જ જોવા મળશે.

તા. ૧૮મીની મધ્યરાત્રે સરકારી તંત્ર તદ્દન લાચાર બની ગયું. જિલ્લા-અધિકારીઓ પ્રાંતિક સત્તાવાળાઓથી વિખૂટા પડી ગયા હતા. તેમની પાસેનો દારૂગોળો ખૂટી ગયો હતો. હથિયારોનો લોકોએ કબજો લઈ નાશ કરી નાખ્યો હતો. તેમને માટે જનતાને શરણે આવવા સિવાય બીજો કોઈ માર્ગ બાકી રહ્યો ન હતો.

તા. ૧૯મીના સવારે બાલિયા જિલ્લામાં બ્રિટિશ સલ્તનતનાં કાયદા અને વ્યવસ્થાનું નામ-નિશાન રહ્યું ન હતું. જિલ્લામાંથી ઠેકઠેકાણે કલેક્ટર ઉપર સમાચાર આવવા

લાગ્યા કે સરકારી સત્તાનું અસ્તિત્વ રહ્યું નથી. વધુમાં ખબર મળ્યા કે જનતા કલેકટરની ઑફિસ તથા તિજોરીનો કબજો કરવા આવી રહી છે અને જેલ તોડીને કોંગ્રેસ કાર્યકરોને છૂટા કરાવવા માગે છે. કલેકટર ગભરાઈ ગયા. તેમણે તિજોરીમાંની નોટો સળગાવી દેવા હુકમ આપ્યો અને પોતે પાછા જેલમાં કોંગ્રેસ આગેવાનોને મળવા ગયા.

આ વખતે તેમણે કાંઈ પણ શરત રજૂ ન કરતાં કોંગ્રેસ આગેવાનોને કહ્યું કે મેં તમને મારી જવાબદારીથી પકડયા હતા અને મારી જવાબદારીથી મુક્ત કરું છું. તમે મને શાંતિ જાળવવામાં મદદ કરજો. તેમણે આગેવાનોને છોડી મૂકયા અને આંદોલનને કાબૂમાં રાખવા સૂચવ્યું. આગેવાનોએ આપસમાં મસલત કરી જણાવ્યું કે બધા જ રાજદ્વારી કેદીઓને છોડવામાં આવે તો જ તેઓ છૂટવા અને પરિસ્થિતિ હાથમાં લેવા તૈયાર છે. પરિણામે બાલિયાના વીર છીતુ પાંડે સવાસો સાથીઓ સહિત જેલમાંથી બહાર આવ્યા અને વ્યવસ્થા હાથમાં લીધી. આવો બનાવ આખા દેશમાં ભાગ્યે જ કયાંય બીજે બન્યો હશે.

જનતાએ આ સમાચાર મળતાં જ ભારે આનંદોત્સવ કર્યો. આગેવાનોનું અપૂર્વ સ્વાગત કર્યું અને એક જાહેર સભા ભરી બાલિયા સ્વતંત્ર બન્યાની ઘોષણા કરવામાં આવી.

આ રીતે સ્થપાયેલી કોંગ્રેસ સરકારે તા. ૧૯ મીએ રાત્રે એક જાહેરનામું બહાર પાડયું અને પ્રજાને તેમના જાનમાલની રક્ષાનું વચન આપવામાં આવ્યું.

તા. ૨૦ મીએ શહેરના જુદા જુદા પક્ષ અને વિચાર-ના માણસો જેમાં ગરીબ અને તવંગર, વફાદાર અને બળવાખોરો સૌ કોઈ હતા, તેઓ એકઠા થઈ હનુમાનગંજની કોઠી ઉપર આવ્યા. ત્યાં એક સભા કરી સર્વાનુમતે નવી સ્થપાયેલી કોંગ્રેસ સરકારને સત્તા હાથમાં લઈ કાયદો અને વ્યવસ્થાનું રક્ષણ કરવા વિનતિ કરી. આ સરકારનાં ખર્ચ અને નિભાવ માટે તત્કાળ હજારો રૂપિયા એકઠા કરવામાં આવ્યા. નવી સ્વતંત્ર સરકારે બધી વ્યવસ્થા સંભાળી લીધી.

શ્રી. છીતુ પાંડેની આગેવાની નીચેની કોંગ્રેસ સરકારે જનતાની એ માગણી પ્રમાણે સત્તાનો સ્વીકાર કર્યો. સરકારી અધિકારીઓને ગિરફતાર કરી પોલીસ-લાઈનમાં અટકાયતમાં રાખવામાં આવ્યા અને જનતાના જાનમાલના સંરક્ષણનું કામ હાથ ધર્યું.

તા. ૨૨ સુધી આ રીતે કોંગ્રેસ સરકાર સત્તા ઉપર રહી.

તા. ૧૦ મીએ લડત શરૂ થઈ ત્યારથી ૨૨મી સુધીના બાર દિવસોમાં જિલ્લાભરમાં ગુનાનો એક પણ બનાવ બનવા પામ્યો ન હતો.

ગામોગામ લોકોએ પોતાની પંચાયતો સ્થાપી ગામની વ્યવસ્થા સંભાળી લીધી હતી. આમ બ્રિટિશ સત્તા હિંદ છોડી જાય તો લોકો કઈ રીતે પોતાનું રાજ ચલાવી શકે છે તેનો આદર્શ જગત સમક્ષ રજૂ કરવામાં આવ્યો હતો. કાંગ્રેસ સરકારની સ્થાપના પહેલાં શહેરમાં કેટલાક માણસોએ સરકારી કોઠાર, રેલવેનાં વેગનો વગેરે લૂંટી લીધાં

હતાં. કોંગ્રેસ સરકારની સ્થાપના થતાં તેણે એ લૂંટની તપાસ હાથ ધરી. જેમણે જેમણે એમાં ભાગ લીધો હતો તેઓ સ્વેચ્છાએ આગળ આવ્યા, કબૂલાત કરી અને પોતે લીધેલો માલ પાછો લાવી આપ્યો.

રેવતી મંડળના કેટલાક બદમાસોએ એક વિધવાના ઘર પર ધાડ પાડી રૂ. ૨૨૦૦ અને કેટલાંક ઘરેણાં લૂંટી લીધાં હતાં. બાલિયાની આઝાદ સરકાર પાસે એ વિધવાએ ધા નાખી. પ્રમુખે તપાસ ચલાવી એ ગુનેગારોને પકડી પાડી એ વિધવાનાં ઘરેણાં અને પૈસા પાછાં અપાવ્યાં અને એ ગુનેગારોએ ભવિષ્યમાં ગુના નહિ કરવાની બાંયધરી આપી. આ લૂંટ આઝાદ સરકારની સ્થાપના થયા પહેલાં થયેલી હતી અને બ્રિટિશ પોલીસ એ ગુનેગારોને પકડવામાં નિષ્ફળ ગયેલી હતી.

આવા તો કંઈક બનાવો આઝાદ સરકારના એ ટૂંક અમલ દરમિયાન બની ગયા હતા.

પણ બાજી બદલાઈ. ગુલામ મુલકમાં નાનકડું બાલિયા શી રીતે સ્વતંત્ર રહી શકે?

તા. ૨૨મીની મધરાતે બ્રિટિશની લશ્કરી ફોજે બાલિયામાં પ્રવેશ કર્યો. ગામમાં પેસતાં જ મુખ્ય મુખ્ય દુકાનદારોની દુકાનો ઉપર દરોડા પાડી મોટી રકમ દંડ તરીકે વસૂલ કરી. ગોપીબાબુ પાસેથી ૧૦૦૦૦, દેવીરામ પાસેથી ૧૦૦૦૦, બચ્ચા પાસેથી ૨૦૦૦, જાનકીપ્રસાદ પાસેથી ૧૦૦૦, અને બીજા કંઈક પાસેથી એક એક હજાર અને પાંચસો પાંચસો રૂપિયા બંદૂકની નળીએ વસૂલ

કર્યા. ઉમાશંકર નામના એક કોંગ્રેસ કાર્યકરને પકડી ત્રણ દિવસ સુધી સખત માર મારવામાં આવ્યો.

હનુમાનગંજમાં તા. ૨૧મીએ લશ્કરી ટુકડી પહોંચી. ગામની દક્ષિણ બાજુ તળાવ છે. તળાવની પાળે બેસીને ત્રણ છોકરા દાતણ કરી રહ્યા હતા. ટુકડીઓને જોતાં તેઓ પાણીમાં કૂદી પડયા. લશ્કરે તેમની ઉપર ગોળીઓ ચલાવી અને તેને પરિણામે એક સત્તર વર્ષનો અને એક તેર વર્ષનો છોકરો ત્યાં ને ત્યાં ઠાર થયા.

લશ્કરી ટુકડી ત્યાંથી સમપુરા ગઈ. રસ્તામાં એક ખાદીધારી માણસ આવતો હતો તેને ગોળીથી ઠાર કર્યો. ગામમાં જઈ એક મહંતના હાથીને ગોળી મારી અને તેના મઠને સળગાવી મૂક્યો. મહંતે એ બળતા મકાનમાંથી ત્રીજે માળેથી પડતું મૂકી નાસવા પ્રયત્ન કર્યો તેથી તેના પગ નકામા થઈ ગયા.

આ બધા દમન માટે એક ખાસ અધિકારીને મોકલવામાં આવ્યો હતો. સરકાર તરફથી ગમે તેવા જુલમો કરવાનો તેને પરવાનો આપવામાં આવ્યો હતો. એક મહિનામાં ત્રણ કલેકટરો બદલવામાં આવ્યા. નવા અધિકારીના હુકમ પ્રમાણે જ સરકારનું બધું તંત્ર ચાલતુ હતું.

સામુદાયિક દંડો ભારે મોટી રકમના નાખવામાં આવ્યા હતા અને તેની વસુલાતમાં ભારે જબરદસ્તી થતી હતી. બબ્બે હજાર રૂપિયા વસુલ કરી પાંચસો રૂ ની જ પહોંચ આપવામાં આવતી હતી લૂંટ અને ત્રાસનું સામ્રાજ્ય ફેલાવવામાં આવ્યું હતું.

દંડ વસૂલ આપવામાં સહેજ પણ ઢીલ થાય તો માર મારવામાં આવતો. આબરૂદાર માણસોને જાહેર રસ્તાઓ ઉપર ફટકારવામાં આવતા. ત્રાસના ડરથી જિલ્લામાંથી મોટા ગણાતા સંખ્યાબંધ માણસો ઘરબાર છોડી ભાગી ગયા.

બે-ત્રણ અઠવાડિયાં સુધી એક વિમાન બાલિયા શહેર ઉપર ઊડયા કરતું હતું અને લોકો કાંઈ વિરોધી પ્રદર્શન કરે તો તેની ઉપર બોંબ વર્ષાવવાની પત્રિકા દ્વારા ધમકી આપવામાં આવી હતી.

લશ્કરે આવતાંવેંત ફરી વાર બધા જ આગેવાનોને પકડીને જેલ ભેગા કરી દીધા હતા.

જિલ્લામાં ઠેર ઠેર સંખ્યાબંધ મકાનોને આગ લગાડવામાં આવી. કંઈક ભવ્ય મકાનોને દુરસ્ત ન થઈ શકે એટલી હદે નુકસાન પહોંચાડવામાં આવ્યું, કેટલાંયે ઘરો સળગાવી તે ઉપર હળ ચલાવવામાં આવ્યાં. આ રીતે બાલિયામાં લશ્કરી અમલ ચાલુ થયો.

બાવીસ વર્ષનો એક યુવાન હતો. સ્થાનિક કોંગ્રેસના કાર્યક્રમ મુજબ રેલવેના પાટા ઉખાડી રહ્યો હતો. એ જ વખતે કેપ્ટન મૂરની આગેવાની નીચે દસ લશ્કરી સિપાહીઓની ટુકડી આવી પહોંચી. મૂરે પેલા યુવાનને પૂછ્યું: 'આ શું કરી રહ્યો છે?' એ બહાદુર યુવાને જવાબ આપ્યો: 'મારા નાયકની આજ્ઞાનું પાલન કરી રહ્યો છું.' મૂર કહે: 'આ કાયદા વિરુદ્ધનું કૃત્ય છે, અને આ ગુનાની શિક્ષા ઘણી ભારે છે!' ચંદ્રદીપે જવાબ આપ્યો: 'દેશને આઝાદ કરવાની મારી ફરજ છે, અને હું મારું કર્તવ્ય બજાવી રહ્યો છું.'

મૂરે તેને તૈયાર થઈ જવા કહ્યું: બહાદુર ચંદ્રદીપ છાતી ખુલ્લી કરી ઊભો રહ્યો. મૂરની ગોળીએ તેના ઊછળતા અને આશાસ્પદ જીવનનો અંત આણ્યો. તેના મૃતદેહને લશ્કરીઓએ ગંગામાં ફેંકી દીધો!

શ્રી. ચંડીપ્રસાદ સુખપુરાના જૂના કોંગ્રેસ કાર્યકર્તા હતા. જ્યારે લશ્કરી ફોજ સુખપુરા પહોંચી અને લોકો ઉપર અત્યાચાર ગુજારવા લાગી ત્યારે તેનો વિરોધ કરવા તે ફોજની સામે આવીને ઊભા રહ્યા. મૂરે પૂછ્યું: 'તું કોંગ્રેસી છે?' તેમણે જવાબ આપ્યો: 'હા.' મૂર કહે: 'તું મરવા તૈયાર છે?' વીર ચંડીપ્રસાદે જવાબ આપ્યો કે 'બાલિયા જિલ્લાનો એકેએક વતની દેશને ખાતર મરવા તૈયાર જ છે.' મૂરે તેમને તૈયાર થઈ જવા હુકમ આપ્યો. એમણે છાતી ખુલ્લી કરી અને લશ્કરીઓના ગોળીબારે તેમના જીવનનો અંત આણ્યો. મૃત્યુની છેલ્લી ઘડી સુધી તેમના મોંમાંથી 'વંદે-માતરમ'ના ઉચ્ચાર સંભળાયા હતા.

પચીસ વર્ષનો યુવાન હતો. એરૂઆ ગામ પર ત્રણ બાજુથી લશ્કરે ઘેરો ઘાલ્યો. એક બાજુ પાણી હતું. પોતાના થોડા સાથીઓ સહિત મુકાબલો કરવા એ બહાર પડ્યો. માત્ર લાઠીઓના આધારે ટોમીગન મશીનગન, વગેરેથી સુસજ્જ ટુકડીને ચાર ફર્લાંગ પાછી હઠાવી. પાછળથી લશ્કરે ટોમીગન ચલાવવી શરૂ કરી. બીજા સાથીઓ ડરના માર્યા પાછળ હઠી ગયા, પણ ખરવિચાર આગળ વધતો જ ગયો, અને તેનું શરીર ગોળીઓથી વીંધાઈ ચારણી જેવું બની ઢળી પડ્યું ત્યાં સુધી 'ગાંધીજીની જય'ના પોકારો કરતો આગળ ધપે ગયો અને અંતે પ્રાણ છોડ્યા.

જનતામાંથી સંખ્યાબંધ માણસોએ વીરત્વ અને બલિદાનનાં આવાં અપૂર્વ દૃશ્યો સર્જવાથી જે બીજે બન્યું તે-સ્ત્રીઓ ઉપર અત્યાચાર-આ જિલ્લામાં બની શક્યું નહિ. સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવાની છાતી લશ્કરીઓની ચાલતી નહિ અને તેવો એક પણ બનાવ બાલિયા જિલ્લામાં બન્યો નહિ. બાલિયા જિલ્લાએ ખેલેલા સ્વાતંત્ર્યના આ સંગ્રામ-માં કેટલીક વ્યક્તિઓએ અદ્ભુત ભાગ ભજવ્યો છે. જ્યારે વિદ્રોહનો પ્રમાણભૂત ઇતિહાસ લખાશે ત્યારે જ તેનો પરિચય મળી શકશે.

...અમારી સભામાં નહોતા આવ્યા ત્રણ પ્રાંતના પ્રતિનિધિઓ, સિંધ, સરહદ અને પંજાબ. સિંધમાંથી એક પત્ર મળેલો તેનો સાર અહીં રજૂ કરું છું:

આગસ્ટ-ક્રાંતિના દિવસોમાં હૂર લોકોને કારણે અર્ધા સિંધમાં લગભગ લશ્કરી રાજ ચાલતું હતું. સત્તાવાળાઓએ હૂરોની સાચી માગણી સમજવાનો કદી પ્રયત્ન કર્યો નહોતો. એક બાજુ આ તોફાનો અને બીજી બાજુ લશ્કરી રાજ, એવી સ્થિતિમાં કોંગ્રેસે, ગાંધીજીની હાકલને માન આપી ઑગસ્ટ-ક્રાંતિમાં ઝંપલાવ્યું હતું. બીજા પ્રાંતોના જેમ સિંધમાં પણ કાયદાનો ભંગ કરનારાં સભા-સરઘસો નીક-ળતાં હતાં, ભાંગફોડની પ્રવૃત્તિ પણ ઠીક પ્રમાણમાં ચાલી હતી. બીજી બાજુ સરકારી દમન પણ ઉગ્રતાની ટોચે પહોંચી ગયું હતું. હિંદુસ્તાન કોઈ દિવસ ન ભૂલી શકે એવો પ્રસંગ હેમુ કમાણીના હત્યાનો બની ગયો. રેલના પાટા ખેંચી કાઢવાના ગુના નીચે સપડાયેલા આ સુકુમાર વિદ્યાર્થીને લશ્કરી કાયદા હેઠળ ફાંસીની સજા મળી. માત્ર સિંધમાં

જ નહિ, સમગ્ર હિંદમાં તે વખતે અરેરાટી ફેલાઈ ગઈ હતી. તમામ સ્થળેથી એને મુક્ત કરવાની, એના પર દયા બતાવવાની માગણી થઈ હતી. પરંતુ સિંધની સત્તા નિષ્ઠુર હતી. એણે કાયદાએ મંજૂર કરેલી વધુમાં વધુ ભયંકર સજા અમલમાં મૂકી અને આ વીર જુવાનને ફાંસીને માંચડે ચઢાવી દીધો. સિંધમાં સૌથી ભયંકર બનાવ ફટકાની સજાઓને લગતો બન્યો છે. આ સજા અમાનુષી છે. ૧૨થી ૧૮ વર્ષના કુમારો એમાં સપડાયેલા હતા અને તેમની સંખ્યા બે-ચારની નહિ, પણ એકસોથીયે વધુ હતી.

સિંધમાં ૨૪૦૦ સ્ત્રીપુરુષ અને બાળકોની ધરપકડ થઈ. ૮૦૦ માણસોને થોડો સમય અટકાયતમાં રાખીને છોડવામાં આવ્યાં. ૨૦૦ માણસોને કેસ ચલાવ્યા વિના લાંબા સમય સુધી જેલમાં પૂરી રાખવામાં આવ્યાં. ૧૪૦૦ માણસોને ચાર અઠવાડિયાંથી માંડીને પાંચ વર્ષ સુધીની લાંબી સજાઓ ઠોકવામાં આવી, ને આ ૧૪૦૦ માણસો-માંથી ૧૦૦ને જેલ ઉપરાંત ફટકાની સજા પણ કરવામાં આવી, ને ૧૫૦ ઉપરાંત માણસો ઉપર ભયંકર દંડ પણ નાખવામાં આવ્યો. આ ઉપરાંત, સગીર વયના લગભગ ૧૦૦ છોકરાઓને ફટકાની સજા થઈ.

સરહદમાં નોકરશાહીએ જ લડતને ઉગ્ર થવા ન દીધી. સરહદ પ્રાંત દમનથી મુક્ત તો ન રહ્યો. પરંતુ એ દમન પઠાણોને પાગલ બનાવવાની હદે પહોંચ્યું નહિ. બાદશાહ-ખાન પ્રગટ રીતે ગામડાંઓમાં ફર્યા, સભા-સરઘસો કર્યાં અને સરકારે એ ચાલવા દીધું. તે પછી ધરપકડો થઈ તેમાં સરહદે પોતાના નામને શોભાવે તેવો હિસ્સો આપ્યો.

પણ મારા દેશની શરમ તો લડાયક જાતિઓના મુલક પંજાબે પૂરી પાડી. થોડાક કોંગ્રેસ આગેવાનો પકડાયા એ સિવાય ત્યાં કશું બન્યું નહિ. બ્રિટિશ તાજ સલામત રહ્યો. લશ્કરની ભરતી રોકટોક વિના ચાલતી રહી. દેશની ગુલામીની બેડીઓ મજબૂત બનાવવામાં પંજાબે સાથ આપ્યો.

અત્યારે રાતના બે વાગ્યા છે. કમલિની લગભગ બાર વાગ્યા સુધી અહીં બેઠી હતી. થાકીને હવે એ નિદ્રાધીન થઈ છે. બીજા સાથીઓ પણ પોઢી ગયા છે. બીજા પ્રાંતોની કથા નોંધવાનું બાકી છે પરંતુ થાકગો છું એટલે અહીં જ પૂરું કરું છું.

[૨૧]

## લોહીના અક્ષરે

તા...૧૧-'૪૨

મનની શાંતિ છેલ્લા ત્રણ દિવસથી હરાઈ ગઈ છે મનોમંથન નથી. હિંસા–અહિંસાની મૂંઝવણ નાશ પામી છે. નવી યોજનાઓ પણ તૈયાર કરી લીધી છે પરંતુ હવે કંઈક જાતે જ કરવાની વૃત્તિ દિલમાં પેદા થઈ છે....પુના–મુંબઈ વચ્ચેના પહાડો વચ્ચે ફરીને જવાનું બન્યું નથી. અમારી એ મંડળી વેરવિખેર થઈ ગઈ છે. દરેક કાર્યકરો પોતપોતાના કર્તવ્યક્ષેત્રમાં પહોંચી ગયા છે. એ રોમાંચક રાત ફરીને ભોગવવાની ઈચ્છા જાગી છે. એ ઈચ્છા જ અશાંતિનું કારણ છે. મિત્રો કહે છે, મારે જાતે ન જવું અને એ સૌને કાર્યક્રમ આપીને કેન્દ્ર સંભાળવું. મને એ ગમતું નથી. જાતે ગયા વિના લડાઈની મોજ માણી શકાય નહિ. અંતરની જેમ જેમ પરીક્ષા કરું છું તેમ તેમ ખપી જવાની લાગણી જોર કરતી માલૂમ પડે છે.

તા...૨૧-'૪૨

અંતરમાં જ્યારે ઉત્સાહનાં મોજાં ચઢે છે ત્યારે બાહ્ય પરિસ્થિતિ નિરાશાનું વાતાવરણ લઈ આવે છે. મુંબઈને

તોફાનો તો હવે શમી ગયાં છે. અવારનવાર બૉંબ ફાટે છે પણ હડતાલો તૂટી ગઈ છે. વિદ્યાર્થીઓનો સમુદાય પણ થાકેલો જણાય છે. આ બધું નિરાશા ઉપજાવે છે પણ એ સહન થઈ શકે એમ છે. એમાં જ આશાનાં કિરણો પ્રગટાવવાની હિંમત મેં ગુમાવી નથી. મન શરમ અનુભવે છે અને ભાંગી પડે છે જુદા જ સમાચારોથી. છેલ્લા બે દિવસથી શરમજનક ખબરો સાંભળું છું. મુંબઈમાં કોઈ સ્થળે વિદ્યાર્થીઓ કે છોકરાઓ રસ્તાઓ વચ્ચે પથ્થર, ઈંટો, ખાલી પીપો વગેરે ગોઠવીને અંતરાયો ઊભા કરે છે તો તે દૂર કરવાનું, રસ્તાઓ સાફ કરવાનું કાર્ય માર્ગે ચાલતાં રાહદારીઓ પાસે, સંગીનની અણીએ પોલીસો કરાવે છે. આવા ખબરો લાવનાર તો પોલીસ પ્રત્યે રોષ વ્યક્ત કરે છે, પરંતુ મને રોષને બદલે મારી પ્રજા માટે શરમ પેદા થાય છે. યુદ્ધ શરૂ થયે ત્રણ મહિના પૂરા નથી થયા ત્યાં આવી દીન સ્થિતિએ લોકો પહોંચી ગયા! મને યાદ છે, મુંબઈના રાજમાર્ગો ઉપર ગોળીઓ વરસતી હતી અને છતાંયે લોકો ખસતા નહોતા. આજે આ સ્થિતિ આવી ગઈ? કોઈ મરદનો બચ્ચો ના પાડવાની હિંમત કરી શકતો નથી?

આથીયે વધુ શરમજનક સમાચાર ગઈકાલે પ્રતાપે આપ્યા. જુદાં જુદાં મંડળોના ચાર માણસો પોલીસના હાથમાં સપડાઈ ગયા પછી પોલીસ-ચોકીઓના ત્રાસ સહન કરી શકયા નથી અને લડતની અનેક ગુપ્ત વાતોનો એમણે એકરાર કર્યો છે. ગઈકાલની સવારથી સાંજ સુધીમ સાત જગાએ દરોડાઓ પડ્યા છે. બૉંબની સામગ્રીનો

મોટો જથ્થો પોલીસના હાથમાં આવ્યો છે. દસેક માણસો ગિરફતાર પણ થયા છે. અમે અમારું સલામત સ્થાન છોડીને બીજે નાસી આવ્યાં છીએ.

આવા બનાવો મારી અશાંતિ વધારી મૂકે છે. કયારેક લાગે છે કે લડાઈ અમે જીતી શકીશું નહિ. આવી લાગણી જ્યારે થાય છે ત્યારે ખપી જવાની ઈચ્છા વધુ બળવાન બને છે. એમ થાય છે કે બલિદાન આપ્યા વિના બલિદાનનો ભાવ કેમ પ્રસરાવી શકાય? પોલીસના હાથમાં સપડાવું, ભયાનક યાતનાઓ સહન કરવી અને છતાંયે જાલિમ પોલીસ મારી પાસેથી રજમાત્ર બાતમી મેળવી શકે નહિ, એવી સ્થિતિ મને ગમે છે. બીજી બાજુ કોઈ મહાન પરાક્રમ કરી જીવતર પૂરું કરવાની પણ ઈચ્છા થાય છે.

અને જ્યારે હું આશા અનુભવું છું ત્યારે પાર વિનાની યોજનાઓ મગજમાં ઘૂમે છે. આખા દેશને કેમ સળગાવી શકાય તેની વિચારણાઓ કરતાં મારી સામે ૧૮૫૭ ની ક્રાંતિમૂર્તિઓ ખડી થાય છે.

અમારી ગુપ્ત સભાની નોંધ હજી મેં પૂરી કરી નથી. એ સભામાં જે યોજનાઓ તૈયાર કરવામાં આવી છે તેમાં એટલું સ્વીકારી લીધું છે કે લડાઈની ગતિમાં મંદતા આવી છે. એ મંદતા દૂર કરવાના ઉપાયો તરીકે ઉગ્ર પગલાંઓ, પ્રચાર, સંગઠન, ગુપ્ત તાલીમકેંદ્રો વગેરેની વિચારણા થઈ છે. આ બધી પ્રવૃત્તિ અમારું મંડળ પણ કરવા ચાહે છે અને તેની રૂપરેખા અમે તૈયાર કરી લીધી છે. એ રૂપરેખા અહીં નોંધું તે પહેલાં સભામાં મળેલા અહેવાલો ઉપર થોડું લખી જાઉં છું.

ચાર–પાંચ દિવસ પહેલાં આસામ અને બાલિયા વિષે જે વિસ્તારથી લખ્યું તે વિસ્તારપૂર્વક બીજા પ્રાંતોની કથા લખી શકાશે નહિ, કારણકે એટલો સમય જ મારી પાસે હવે નથી. અમારી યોજનાઓ અત્યારે છેલ્લો આકાર લઈ રહી છે. દરરોજ અનેક માણસોને મળવું પડે છે, અનેક સાધનો એકઠાં કરવાં પડે છે. નાણાંની તંગી પણ હવે જણાય છે. બીજી બાજુ અમારી નિર્બળતાને કારણે પોલીસખાતું વધુ સાવધ બનેલું પણ જણાય છે. આ સ્થિતિમાં મનની નિરાંત હું ગુમાવી બેઠો છું. બીજી બાજુ ગુજરાત અને અમદાવાદના મિત્રો ત્યાં આવવાનો આગ્રહ કરે છે. કમલિની પણ કહે છે કે આપણું સાચું સ્થાન મુંબઈમાં નહિ પણ અમદાવાદમાં છે. પણ મુંબઈમાં એકાદ પ્રયોગમાં ભવ્ય સફળતા મેળવ્યા વિના ચાલ્યા જવાનું દિલ થતું નથી.

પણ મારી કથા અટકાવીને પ્રાંતોનાં બલિદાનની કથા જ અહીં રજૂ કરી દઉં.

ઑગસ્ટક્રાંતિનો જે દિવસે ઇતિહાસ લખાશે તે દિવસે એકાદ-બે અપવાદ સિવાય બધા પ્રાંતો પોતાની યશગાથા સુવર્ણાક્ષરે નોંધાવી શકશે. પરંતુ એમાં તો શંકા જ નથી કે તવારીખના સૌથી ચમકતાં પાનાં બિહારનાં ભવ્ય બલિદાનોથી લખાયેલાં હશે. દરેકે દરેક પ્રાંતમાં અમુક પ્રદેશો, શહેરો, જિલ્લાઓ, કે કસબાઓ લડયા હતા જ્યારે બિહારની ધરતીના કણે કણ ઉપર આઝાદીવીરોના લોહીનાં નિશાન અંકાયાં છે. વિદ્રોહનું ગમે તેવું ભવ્ય અને ભયાનક કલ્પનાચિત્ર આંખ સામે ખડું કરીએ અને રાજેન્દ્રબાબુ અને જયપ્રકાશના બિહારના બળવાના ચિત્રોની તેની સાથે સરખા-

મણી કરીએ તો મને ખાતરી છે કે કલ્પનાનું ચિત્ર ઝાંખું જ પડી જવાનું. બ્રિટિશ સલ્તનતના પાયા બિહારમાંથી ઊખડી ગયા હતા. અને બીજી બાજુ એ બિહારમાં જ એક સાથે દસ દસ હજારની સરકારી સેનાઓ હથિયારબંધ ધૂમતી હતી. એ બિહારમાં આકાશમાંથી બૉમ્બ વરસ્યા હતા. બિહારે જે કર્યું છે તે મિદનાપુર, બાલિયા, સતારા અને કર્ણાટકે કરી બતાવ્યું છે, પરંતુ આટલા વિશાળ પાયા ઉપર નહિ, તેમ મોટા વિસ્તારમાં પણ નહિ.

બિહારના જે બે જુવાનો અમારી ગુપ્ત સભામાં હાજર રહ્યા હતા તેમનાં નામ હું જાણતો નથી. પરંતુ બધી કથાઓ કહેતાં એમના અવાજનો રણકાર, એમની આંખોનું તેજ, જગતના કોઈ પણ વિદ્રોહી પાસે ઝાંખી ન પડે એવી તેજસ્વી છતાં કઠોર મુખમુદ્રા મારાથી જીવનભર ભૂલી શકાશે નહિ. આવી વ્યક્તિઓનું દર્શન પણ મહાભાગ્યની નિશાની ગણાય.

બિહારમાં પ્રથમ પહેલા દિવસથી જ જનતાએ જનતાની સરકાર સ્થાપવાનો નિશ્ચય કર્યો હતો. એમની દૃષ્ટિ સ્પષ્ટ હતી. ઑગસ્ટના ઠરાવને ભોળા અને અભણ બિહારીઓ સાચી રીતે સમજ્યા હતા. 'કરેંગે યા મરેંગે'નો મર્મ જીવનમાં ઉતાર્યો હતો. બ્રિટિશ સત્તાને સ્થાપિત સરકાર તરીકે એમણે સ્વીકારી નહોતી. કોઈ આક્રમણખોર આપણા દેશ ઉપર કબજો જમાવીને બેઠું હોય તે પ્રકારનું વર્તન પ્રજાએ બ્રિટિશ શાસન પ્રત્યે દાખવ્યું હતું. એકથી બીજે છેડા સુધી બિહારની ધરતી ધણધણી ઊઠી હતી. હિંદુમુસ્લિમોના ભેદ

નહોતા. એમના આખા દેશમાં એક પણ સ્થળે હિંદુમુસ્લિમ રમખાણ જાગ્યું નહોતું. સરકારના અને કોમી સંસ્થાઓના પ્રબલ પ્રયત્નો છતાં કોઈ સ્થળે કોમી આગ પ્રગટી નહોતી. મુસ્લિમજનતા જ્યાં લડાઈમાં જોડાઈ નહોતી ત્યાં તટસ્થ રહી હતી. બિહારમાં મુસ્લિમો બહુ નાની લઘુમતીમાં છે. તેઓએ ભયના માર્યા દૂર રહેવાનું પસંદ કર્યું હોત તોપણ તેમને કોઈ દોષ આપત નહિ. પરંતુ તેઓ લડતના પ્રાથમિક તબક્કામાં સમગ્ર જનતાની સાથે રહ્યા હતા. બધે બન્યું તેમ બિહારમાં પણ પ્રથમ તો સભા-સરઘસોના વિશાળ કાર્યક્રમો યોજાયા હતા. પરંતુ આ કાર્યક્રમો એટલેથી અટક્યા નહિ. એની પૂર્ણાહુતિ પોલીસ-થાણાંઓનો અને અન્ય સરકારી મથકોનો કબજો લેવામાં થઈ. સરકારી અમલદારો જનતાનું જોશ જોઈ તત્કાળ શરણે થઈ ગયા. કોઈ કોઈ સ્થળે સામનો થયો, પરંતુ તે ટકી શક્યો નહિ. કોઈ કોઈ જગ્યાએ દગાઓ રમાયા, પરંતુ તે નિષ્ફળ ગયા. જનતાના જુવાળ સામે કશું જ ટક્યું નહિ. ગામેગામ હિંદુમુસ્લિમોની પંચાયતોની સ્થાપના થઈ. ભારતની પ્રાચીન પ્રણાલી અનુસાર એમણે વહીવટી તંત્ર શરૂ કર્યું. લોકો એમનો હુકમ માનવા લાગ્યા.

પણ આ બધું થોડા દિવસ ચાલ્યું. દિલ્હી ધ્રૂજી ઊઠયું. લંડન સુધી બિહારના આંચકાઓની અસર થઈ. આ દિવસોમાં નાઝી અને જાપાની જુલમોની કાળીકથાઓ સાથી રાજ્યો તરફથી ધોધમાર પ્રસિદ્ધ થતી હતી. બ્રિટિશ સલ્તનતને માથે બિહારે જ્યારે જોખમ ઊભું કર્યું ત્યારે નાઝીઓ અને જાપાનીઓ પણ શરમથી નીચું જોઈ જાય એવા અઘોર

અત્યાચારો બિહારની ભગવાન બુદ્ધની પવિત્ર ભૂમિ ઉપર ભજવાયા. બિહારની પ્રજા બહુ શાંત અને ભોળી ગણાય છે. આ ભૂમિ ઉપરથી જ અહિંસાનો સંદેશ જગતભરમાં પ્રસર્યો છે. અહિંસા જેના પાયામાં છે એવા બે મહાન ધર્મોની જડ આ ભૂમિમાં નખાઈ છે. ગાંધીજીના રચનાત્મક કામમાં પણ આ પ્રાંત આગળ વધ્યો છે. પ્રાચીન સંતોનો વારસો બિહારના સર્વમાન્ય નેતા રાજેન્દ્રબાબુએ યોગ્ય રીતે સાચવ્યો છે અને બિહારની પ્રજામાં એ દાખલ કર્યો છે. આ પ્રજાની અહિંસા કાયરોની નહોતી તેનો પુરાવો ઑગસ્ટનું આંદોલન શરૂ થતાં જ એમણે આપી દીધો. સરકારી જુલમોની ઝડીઓ વરસી—ના, ના પ્રચંડ ઝંઝાવાત પેદા થયો ત્યારે બિહારી લોક ધરતીના સાચા અને વીર-પુત્રોની પેઠે સામનો કરવા તત્પર થયા. ફોજી લૉરીઓ સેંકડોની સંખ્યામાં આવતી હતી, ગોળીઓ વરસાવતી હતી, મશીનગનો ચલાવતી હતી. તેનો સામનો નિઃશસ્ત્ર પ્રજા શી રીતે કરી શકે? બિહારે શોધી કાઢ્યું. લાંબા લાંબા વાંસ લીધા. એના છેડા ઉપર સળગતા કાકડાઓ બાંધ્યા. હજારોની સંખ્યામાં લોકો ફોજી ગાડીઓની સામે બચાવ કરવા મેદાને પડયા. બંદૂકની ગોળીઓ સામે પણ અજબ ઉપાય એમણે અજમાવ્યો. લાકડાની ઢાલો બનાવી ગોળીના વરસાદમાં પણ સામનો જારી રાખ્યો. આ બધું અંતે સફળ થયું કે નિષ્ફળ થયું એવો સવાલ મારા મનમાં ઊઠતો જ નથી. જય અને પરાજય એ જ જો સફળતા અને નિષ્ફળતાનું માપ હોય તો એમ કહેવું જોઈએ કે સત્ય નિષ્ફળ જાય છે અને અસત્ય સફળ થાય છે. ઘણુંઓ

વધઃસ્થંભ ઉપર ચઢે છે અને જાલિમો એમની સફળતાનો લલકાર કરે છે છતાં વર્ષોને અંતે જગત જાણે છે કે સફળ તો વધસ્થંભ ઉપર ચઢેલા અને ઝેરના કટોરા ગટગટાવી ગયેલાઓ થયા છે. બિહારની પ્રજા સફળ થઈ કે નિષ્ફળ થઈ તેનું માપ પણ આ દૃષ્ટિએ જ કાઢવું જોઈએ. બિહારની લોક-લડતમાં અનેક અજબ રીતો અજમાવવામાં આવતી હતી. જેલો ઉપર મોટા હલ્લાઓ લઈ જવામાં આવતા હતા. કેદીઓને છોડવામાં આવતા હતા. જેલરો અને બીજા અમલદારો સામે થતાં તેઓ, ભલે થોડા સમય માટે પણ, બંદીવાન બની ગયા હતા. બિહારમાં જ્યાં સુધી પુરજોશમાં દમન શરૂ થયું નહિ ત્યાં સુધી ઓછા-વત્તા પ્રમાણમાં લડત અહિંસક રહી અને ભાંગફોડની પ્રવૃત્તિ શરૂ ન થઈ. પણ દમન શરૂ થતાં જ વીજળીની ઝડપે વિદ્રોહની આગ ભાંગફોડનું રૂપ લઈને આખા પ્રાંતમાં પ્રસરી ગઈ. હજારો માઈલના વિસ્તારમાં તાર-ટેલિફોનનાં દોરડાંઓ કપાઈ ગયાં, થાંભલાઓ ઊખડી ગયા, સ્ટેશનો સળગાવી મૂક્યાં, પોલીસ-થાણાંઓ ભસ્મિભૂત કર્યાં, રેલની પાટાઓ ઉખેડી નાખ્યા અને સરકારી ફોજોને આ પ્રદેશમાં શિકાર માટે ઘૂમવાનું અત્યંત મુશ્કેલ બનાવ્યું.

પરંતુ જેમની પાસે અનગળ સાધનસંપત્તિ છે અને જે સલ્તનત અમેરિકા જેવા સાથીના સંગાથે જાપાન સામે જંગમાં ઊતરેલી છે તેની સામે બિહારના સાધનાવિહીન લોકો કેટલો સમય ઉગ્ર લડત આપી શકે? બિહારની પ્રજા માટે, સ્થૂળ આંખોએ જોઈ શકાય એવા વિજયો મેળવવ બ્રિટિશ લશ્કરો સામે હવે મુશ્કેલ બન્યું

હતું. હવે માત્ર ઝિંદાદિલી અને સરફરોશી જ બતાવવાની વેળા આવી હતી. અનેક સ્થળે હિંદુ અમલદારોને એમનામાં રહેલી માનવતાને કારણે દૂર કરવામાં આવ્યા હતા અને ત્યાં ત્યાં અંગ્રેજ અફસરોને બેસાડી દીધા હતા. ચારે બાજુ પથરાયેલા ખાદીભંડારો અને આશ્રમો જે રાષ્ટ્રીયતાના ધામો હતાં તે બધાં ભસ્મિભૂત કરવામાં આવ્યા હતાં. શિકાર કરવા માટે જ નીકળ્યા હોય તે રીતે માણસો પર ગોળીઓ છૂટતી હતી. જુદા જુદા સ્થળોએ બનેલા પ્રજાની કુરબાનીના અને જાલિમના જુલમોના થોડાક નમૂનાઓ અહીં નોંધું છું.

એક ખેતરની પાસેથી ટોમીઓ પસાર થતા હતા. ખેતરમાં સ્ત્રીઓ કામ કરતી હતી. રસ્તે ચાલતા ખડખડાટ હસવાના અવાજ સાથે બંદૂકમાંથી ગોળી છૂટી અને ચાર સ્ત્રીઓ ત્યાં ને ત્યાં મૃત્યુ પામી!

એક સરઘસ શાંતિપૂર્વક સૂત્રો પોકારતું આગળ વધતું હતું. એના ઉપર ભયંકર લાઠીમાર કરવામાં આવ્યો. કોઈનાં માથાં ભાંગ્યાં, કોઈની છાતી તૂટી, કોઈના હાથપગ ભાંગી ગયાં, રસ્તા ઉપર લોથો પડવા લાગી અને લોહીના રેલા થયા. શાંત ચાલતું સરઘસ શાંત ન રહી શક્યું. લોકો આસપાસના મકાનોમાં ઘૂસ્યા; છાપરા ઉપર ચઢ્યા. ઈંટો, નાળિયાંઓ, પથ્થરો, લાકડીઓ જે હાથમાં આવ્યું તેથી સામનો કર્યો. સામી બાજુએ બંદૂકધારીઓની ટુકડીઓ ખડી થઈ ગઈ, અને આઝાદીની જનતા મોતની મહેફિલ માણવા લાગી!

એક જગ્યાએ પાંચેક હજાર માણસોનું ટોળું સરકારી કચેરી તરફ ઈન્કિલાબના નાદ પોકારતું ચાલી જતું હતું. લશ્કરી ટુકડીઓ હાજર નહોતી. પોલીસો મકાનનું રક્ષણ કરવા ખુલ્લી બંદૂકો સાથે ઊભા હતા. જ્યાં સુધી લશ્કરની મદદ ન આવી ત્યાં સુધી યુક્તિપ્રયુક્તિથી એમણે ટોળાને અટકાવી રાખ્યું. એક નાની ટુકડી મદદે આવી કે તરત જ પોલીસ ઑફિસરે ત્રાડ પાડીને પૂછ્યું: 'કોણ ઝંડો ફરકાવવા માગે છે?' આગળ હરોળમાંથી એક જુવાન ધસી આવ્યો. એની સામે બંદૂકનું નિશાન તાકવામાં આવ્યું. યુવકની આંખો લાલચોળ બની ગઈ હતી. એણે નશો કર્યો હતો રાષ્ટ્રભક્તિની મદિરાનો, પળવારમાં છાતીને ઢાંકતું પહેરણ ચિરાયું ને લાલ બદન ખુલ્લું થયું. બીજી પળે સામેથી ગોળી છૂટી અને ઇન્કિલાબના નાદ સાથે એ યુવકનો દેહ ધરતી ઉપર તરફડવા લાગ્યો. તરત જ બીજો જવાન ત્યાં ધસી આવ્યો. એણે પણ સીનો ખુલ્લો કરી નાખ્યો, રખે, બંદૂકની ગોળી આડે એક કપડાનોયે અંતરાય આવી જાય! બીજી ગોળી છૂટી, ધરતી લોહીથી રંગાઈ ગઈ અને તરત ત્રીજો જુવાન ઝંડો પકડી આગળ ધસી આવ્યો. એક પછી એક અગિયાર કુમારો ત્યાં આવ્યા અને લોહીની અંજલિ આપતા મરણશરણ થયા. અત્યાર સુધી પાછળ રહેલી જનતાની ભીડ શાંત હતી. જયજયકારના પોકાર સિવાય બીજો કશો અવાજ આવતો નહોતો. અગિયાર વીરો ધરતી ઉપર પોઢ્યા હતા. લોહી રેલાયું હતું. અને બંદૂકો હજીયે મોતની તરસી હોય એમ સામે ખોડાયેલી હતી. છતાં જનતા પાછી ન હઠી

પળ—એ પળ સ્તબ્ધતા છવાઈ ગઈ અને તરત જ ઇન્કિલાબના નાદ સાથે ટોળું આગળ વધ્યું. ધડાધડ ગોળીઓ છૂટવા લાગી. કોણ મરે છે, કોણ જીવે છે તે જોયા વિના ટોળું આગળ ધસી ગયું. જાલિમોની બંદૂકો આખરે બેકાર બની. ગોળીઓ ખૂટી ગઈ હતી. નવી મદદ ન આવે ત્યાં સુધી ટકી રહેવા માટે તેઓ પાછા હઠયા અને જનતા આગળ ધસી આવી. મકાનનો કબજો લઈ લોહીથી રંગાયેલા ઝંડા જનતા ફરકાવવા લાગી!

આ ઝંડાઓ કેટલા સમય સુધી ફરકયા એમ એ બિહારી જુવાનને અમારી સભામાં કોઈએ પૂછયું નહોતું. કોઈ કાળે મારી આ નોંધપોથી કોઈના હાથમાં આવે તો તે પણ એ સવાલ ન પૂછે એવી હું બિનંતી કરું છું. એ ઝંડા લોહીથી રંગાયેલા હતા. એ ઝંડા કપડાના કટકા રહ્યા નહોતા. બિહારી હૃદયનો રંગ ત્યાં ચઢી ગયો હતો. એ રંગ કોઈથી ભૂંસી શકાય નહિ, પૃથ્વીના પટ ઉપર એને ભૂંસનારી કોઈ તાકાત પેદા થઈ નથી.

આ પ્રસંગ સાંભળતાં અમારાં અંતર કંપતા હતાં. ત્યાં જ એ જુવાને એ પ્રસંગને વધુ ભવ્ય બનાવે એવી એક વાત કહી સંભળાવી. જે અગિયાર જુવાનો પ્રથમ પોઢયા હતા તેમાં એક જુવાન બધું વીખરાઈ ગયું ત્યાં સુધી જીવતો રહ્યો હતો, પણ ભાન ગુમાવી બેઠો હતો. એને ઇસ્પિતાલમાં લાવ્યા ત્યારે થોડી શુદ્ધિ આવી. એણે શુદ્ધિ આવતાં જ હિંદી જબાનમાં પહેલો પ્રશ્ન કર્યો: 'ગોળી કયાં લાગી છે?' સાંભળનાર એનો મર્મ સમજી શકયા નહિ. પાસે બેઠેલાએ ધીમેથી કહ્યું: 'છાતીમાં.' જુવાનના

મુખ ઉપર સંતોષ છવાયો. મહામહેનતે એ બોલ્યો: 'બહુ સારું થયું. વાંસામાં લાગી હોત તો મને અફસોસ થાત, દુશ્મનો કહેત કે નાસતો હતો ત્યારે આ ગોળી વાગી !' અને એણે આંખ મીંચી દીધી.

એક જગ્યાએ નાના કિશોરો ત્રિરંગી ઝંડા હાથમાં લઈ પ્રભાતફેરીએ નીકળ્યા હતા. સામે ટોળીઓ અને ગુરખાઓની પલટનો આવી. કોણ પૂછે છે ને કોણ ચેતવણી આપે છે! ધડાધડ ગોળીઓ છૂટવા લાગી. પાછળ રહેતા એક શાંત અને વફાદાર બ્રાહ્મણથી ન રહેવાયું. એણે બૂમ પાડી: 'જેના દાંતમાં દૂધ છે એવાં ફૂલને શા માટે રહેંસી નાખો છો?' એનો જવાબ ગોળીથી મળ્યો. ફૂલોની સાથે છોડ પણ જાણે ઊખડી ગયો!

એક સ્થળે જનતાની ભીડ જામી હતી. હિંદી સૈનિકો લાઠીમાર કરતા હતા. પડતા-આખડતા લોકો આગળ ધસતા હતા. ઝપાઝપી ચાલતી હતી. છેવટે જનતા રંગમાં આવી આગળ ધસી ગઈ. હિંદી સૈનિકો પાસે બંદૂકો હતી, પરંતુ નિઃશસ્ત્ર જનતા ઉપર બંદૂકો વાપરવાનું એમણે મુનાસિબ ન માન્યું. પોલીસથાણાનો લોકોએ કબજો લીધો એટલે પોલીસ-અફસરો ત્યાંથી ખસી ગયા. જનતાનું રાજ્ય સ્થપાયું. પણ અડતાલીસ કલાકમાં જ નશામાં ચકચૂર બનેલી બ્રિટિશ ફોજ આવી પહોંચી. એ પછી જે બનવું સ્વાભાવિક હતું તે બન્યું. રાજ ગયું, કુરબાની રહી. ફૂલ ગયું, સુગંધ રહી.

એક સ્થળે બાવીસેક વર્ષનો એક જુવાન હાથમાં ઝંડા પકડી નિશ્ચલ ઊભો હતો. અમલદારે પડકાર કર્યો: 'ઝંડા છોડી દે'. સામેથી જવાબ મળ્યો: 'ઝંડા ઊંચા

રહે હમારા'. ચાર બંદૂકો એની છાતી સામે તાકવામાં આવી પણ એ નિશ્ચલ ઊભો રહ્યો. પળવારમાં ગોળીઓ છૂટી અને એ નીચે પડયો. પણ ઝંડાની જે ગાંઠ વાળી હતી તે છૂટી નહિ. અમલદારે આંચકો માર્યો તોયે ઝંડો વછૂટયો નહિ. એણે રોષમાં આવી બુટવાળા પગથી ઝંડાને કચડયો. બીજાથી એ જોઈ શકાયું નહિ. એ પણ ગોળીનો શિકાર બન્યો. દૂર ઊભેલા ૬૦ વર્ષના એક ડોસાએ આ દૃશ્ય જોયું. એ દોડી આવ્યો અને ઝંડા તરફ ધસી ગયો. સનનન કરતી ગોળી એને વીંધી ગઈ. એની પછી આવ્યો એક સોળ વર્ષનો કુમાર, અને પછી તો પરંપરા ચાલી.

એક સરઘસ ચાલતું હતું. રાષ્ટ્રગીતો લલકારતું હતું. સ્થાનિક નેતાઓ ઉપદેશ આપતા હતા: 'શિસ્ત જાળવજો. શાંતિ જાળવજો. કોઈના ઉપર હલ્લો કરતા નહિ.' પોલીસ આવી. લાઠીઓ વરસી. સરઘસમાં ભંગાણ ન પડયું. પોલીસો સામે કોઈએ આંગળી પણ ઊંચી ન કરી. પથ્થરનાં દિલો ઉપર આ શાંતિની કશી અસર ન થઈ. લાઠીઓથી ન વિખરાયેલું સરઘસ ગોળીઓથી વિખેરીને જ એમણે સંતોષ લીધો.

લોકોની શાંતિના અનેક અજબ કિસ્સાઓ બિહારે સર્જ્યા છે. એક ગામમાં લોકોનો ધસારો જેલની દિશામાં ચાલ્યો. પોલીસ-અમલદારે જોયું કે જનતાને રોકવાનું મુશ્કેલ છે. તેણે આગેવાનને પૂછ્યું: 'તમારે શું જોઈએ છે?' જવાબ મળ્યો: 'અમારા પ્યારા નેતાઓનાં દર્શન.' અમલદારે જેલનાં ફાટક ઉઘડાવ્યાં. જનતાના નેતાઓને ત્યાં બોલાવવામાં આવ્યા. એકમેકને મળ્યા, ભેટ્યા અને છૂટા પડ્યા.

કેટલા કિસ્સાઓ અહીં નોંધું ? એણે તો અનેક વર્ણવ્યા છે. એ બધા નોંધવા જેટલી મનની સ્વસ્થતા પણ હવે નથી રહી. સાંભળ્યું ત્યારે જેટલું નહોતું લાગ્યું તેટલું આ લખતાં અત્યારે લાગે છે. આ નોંધપોથીમાં એક સ્થળે મેં હિંસા–અહિંસા વિષે ઉશ્કેરાટમાં કેટલુંક લખ્યું છે. મારા હૃદયની આરસી જેવી આ નોંધપોથીમાંથી એક અક્ષર પણ મારે ભૂંસી કાઢવો નથી, પણ એવો એકરાર કરું છું કે આ કથાઓ સાંભળતાં વીરતાના જે પ્રસંગોએ મારા દિલને હલબલાવી નાખ્યું છે, તેમાં સૌથી જ્વલંત, ભવ્ય અને પ્રેરક પ્રસંગો તો આંખનો ખૂણો પણ લાલ કર્યા વિના જેઓ મોતને ભેટી ગયા છે તેવાઓના જ છે. બિહારી જુવાને એક અહિંસક વીરની કથા કહી હતી. એની સામે જ્યારે બંદૂક ધરવામાં આવી ત્યારે પણ એની આંખમાંથી કરુણા વરસતી હતી. એની પાસે એની પત્ની ઊભી હતી. ગોળી છૂટી અને એનો દેહ નીચે પડ્યો ત્યારે રોષનો કે દુઃખનો એક પણ ચિત્કાર મુખમાંથી નીકળ્યો નહિ. પત્નીનું ધૈર્ય પણ અજબ હતું. એણે સાડી ફાડી અને જખમ દાબવા પ્રયત્ન કર્યો, પણ વૃથા. એ રડી નહિ, એણે ત્રાડ ન પાડી. એ જ મૃદુતા અને ગંભીરતા સાથે પતિના હાથમાંથી છૂટી ગયેલો ઝંડો એણે ઉઠાવ્યો. જોનાર કહે છે કે અવતારોની સાથે સરખાવી શકાય એવી અદ્‌ભુત શાંતિ, અદ્‌ભુત અહિંસા આ પતિપત્નીએ દાખવી હતી.

જુલમોની બધી કથાઓ નોંધવા બેસું તો પાર ન આવે અને એ જ રીતે કુરબાનીની કવિતાઓ પણ નોંધું તો તેનો અંત ન આવે. એમ થાય છે કે અહીં જ બિહા-

રની કીર્તિગાથા પૂરી કરું. એક વસ્તુ મેં નોંધી નથી અને મારે નોંધવી પણ નથી. બિહારમાં નરરાક્ષસોએ સ્ત્રીઓ ઉપર જે અત્યાચારો કર્યા છે; નગ્ન કરી, ઘસડી, મારી, અપમાનિત કરી બળાત્કારો કર્યા છે, તે પ્રસંગોને આલેખવાની આ કલમમાં શક્તિ નથી. વિચારું છું તો આંખમાં લોહી આવે છે.

૨૨

# પ્રેરણાનાં અમી

બે દિવસ પછી આજે મહામહેનતે ગુપ્તસભાનાં સંસ્મરણો નોંધવાનો સમય મેળવી શક્યો છું. એમ લાગે જ છે કે બિહારની કુરબાનીની કથાઓ આલેખ્યા પછી કશુંય લખવાનું રહેતું નથી. બીજા પ્રાંતો માત્ર એટલું જ કહી જાય છે કે જ્યારે વિદ્રોહની ભેરી વાગી ત્યારે અમે સૂઈ રહ્યા નહોતા. જ્યાં મારું કાર્યક્ષેત્ર છે તે મુંબઈ પ્રાંત, બિહાર જેવાં તેજસ્વી પાનાં લખી શકે તેમ નથી છતાં ૯મી ઑગસ્ટ પછી એક રાત પણ એણે નિરાંતે નિદ્રા લીધી નથી તેનો હું સાક્ષી છું. મુંબઈએ શું કર્યું તેની આછી રૂપરેખા મારી પોતાની કથામાં આલેખાઈ જાય છે. અમારા જેવાં બીજાં દસેક મંડળો મુંબઈમાં કામ કરે છે. એમની પ્રવૃત્તિનો સરવાળો કરી લેવો જોઈએ. ગુજરાતે ગાંધીજી અને સરદારના નામને શોભાવ્યું જ છે. શુદ્ધ સત્યાગ્રહનો માપદંડ રાખીએ તો ગુજરાત આખા હિંદુસ્તાનમાં, અમદાવાદ, વિરમગામ, કલોલ, સૂરત, ભરૂચ વગેરેની જંગી અને છતાંયે શાંત મિલ–હડતાળોને કારણે મોખરે રહ્યું છે. દેશભરમાં આ લડતની આગેવાની અસંતોષથી સદાયે સળગતા વિદ્યાર્થીઓએ

લીધી છે. ગુજરાતમાં પણ એમ જ બન્યું છે. વિનોદ કિનારીવાળાનું લોહી નિષ્ફળ નથી ગયું. એને માર્ગે અડાસના સ્ટેશન ઉપર ગભરુ કુમારોએ પોતાના પ્રાણની આહુતિ આપી છે. દૂરદૂરનાં ગામડાંમાં હિંસક અને અહિંસક બંને રીતે સરકારનો સામનો થયો છે.

મહારાષ્ટ્ર લેશમાત્ર પછાત રહ્યું નથી. સતારાના જે વીરે મને સતારાના વિદ્રોહનો પરિચય કરાવ્યો હતો તેણે જ અમારી ગુપ્તસભામાં સમગ્ર મહારાષ્ટ્રનો અહેવાલ રજૂ કર્યો. પૂના-નાસિકના ગોળીબાર અને ભાંગફોડનો એણે ચિતાર આપ્યો હતો. પૂર્વ અને પશ્ચિમ ખાનદેશના વિદ્યાર્થીઓએ જે યજ્ઞ માંડયો હતો તેની કથા પણ એ વીરે જ કહી સંભળાવી. વિદ્યાર્થીઓનું એક સરઘસ નીકળેલું: એના ઉપર લાઠીઓ વરસી અને વિદ્યાર્થીઓ આસપાસનાં ઘરોમાં નાસી ગયા. જેઓ ક્યાંય આશ્રય ન મેળવી શકયા તેઓ પોલીસની બંદૂકના શિકાર બન્યા. એક જુવાનથી આ ન જોઈ શકાયું. પીઠનો ઘા એને મરમભર્યો લાગ્યો. વિદ્યાર્થીઓ નાઠા તે માટે પણ એણે લજ્જા અનુભવી. એ દોડીને પોલીસ-અમલદારની સામે ઊભો રહ્યો અને બૂમ પાડી: 'ચલાવ બંદૂક.' ગોળી છૂટી. વિદ્યાર્થી સહેજ પણ ધ્રૂજયો નહિ, પણ નિશાન ખાલી ગયું. ગોળી એની પાસેથી પસાર થઈ ગઈ. વિદ્યાર્થીએ ફરી ત્રાડ પાડી અને બીજી ગોળી છાતીમાં ઝીલી લીધી ત્યારે જ એને સંતોષ થયો.

આના અનુસંધાનમાં ભાંગફોડનાં અને દમનનાં જે કૃત્યો બનવા જોઈતાં હતાં તે બન્યાં. મહારાષ્ટ્રે શિવાજીના

નામને આ લડતમાં શોભાવ્યું છે એમ કહેવું જ જોઈએ. સતારા એમાં સર્વશ્રેષ્ઠ છે.

મહારાષ્ટ્ર જેવું જ કર્ણાટક. ત્યાં તાર-ટેલિફોન નાબૂદ કર્યા. કચેરીનાં કાગળિયાંઓ સળગાવ્યાં. ટપાલપેટીઓ ઉખેડીને ફેંકી દીધી. પ્રજાને પાયમાલ કરતી શરાબ અને ગાંજાની દુકાનો સ્થળે સ્થળે સળગાવી દેવામાં આવી. ત્રીસ જેટલાં રેલવે-સ્ટેશનો ભસ્મીભૂત કર્યાં. માઈલોના વિસ્તારમાં રેલના પાટા ઉખેડી નાખ્યા. કર્ણાટકના બિરાદર ખબર આપે છે કે જેમ દિવસો જાય છે તેમ ત્યાંની આગ વધુ પ્રચંડ બનતી જાય છે. પહેલા મહિનામાં દસવીસ માણસો એવા હતા કે જેની પાછળ સરકારી વૉરંટો નીકળ્યાં હતાં ને તેઓ પકડાતા નહોતા. આજે એવા બહારવટિયાઓની સંખ્યા ૩૦૦ કરતાં વધી ગઈ છે. તેઓ એક ક્ષણનોયે જંપ લેતા નથી અને પરદેશી સરકારને જંપવા દેતા નથી. એક જુવાન ગોળીનો શિકાર બન્યો હતો. એને ઇસ્પિતાલમાં લઈ જવામાં આવ્યો હતો. જીવ હજી ગયો નહોતો, શુદ્ધિ સલામત હતી. એક સ્વજને પૂછ્યું: 'તારી છેલ્લી ઇચ્છા શી છે?' એણે જવાબ આપ્યો: 'સ્વરાજ્ય, બીજું કાંઈ નહિ!' આટલું બોલતાં એની આંખ ભીની થઈ ને પાસે ઊભેલાં બધાં ચોધાર આંસુએ રડી પડ્યાં. મોતની છેલ્લી પળે પણ કોઈ અફસોસ અનુભવતું નહોતું. દમનના પ્રકારો કેવા હતા તેનું વર્ણન કરવાનો કાંઈ અર્થ છે? ભયનું વાતાવરણ ફેલાવવામાં આવતું હતું. યુદ્ધમાં પડેલા અને નહિ પડેલા સહુના ઉપર જુલમો થતા હતા. જેઓ બહારવટિયા બન્યા હતા તેમનાં કુટુંબો ઉપર ગુજા-

રતા ત્રાસની કોઈ સીમા નહોતી. એમના દૂરદૂરના મિત્રો પણ સરકારી જુલમોના ભોગ બનતા હતા, બહારવટિયાઓને પકડવામાં પોલીસ જ્યારે સાવ નિષ્ફળ ગઈ ત્યારે તે કામ લશ્કરને સોંપવામાં આવ્યું. મદમસ્ત ફોજી સિપાહીઓ પહાડો અને જંગલોને ઘેરતા હતા. રાત્રે કે દિવસે પસાર થતી કોઇ પણ વ્યક્તિને રોકતા, મારતા, પીટતા, શંકા પડતી ત્યારે કશાયે કારણ વિના ગોળીથી ઉડાવી દેતા. આમ કરતાં કોઈ બહારવટિયો હાથ આવી જતો ત્યારે તેની પાસેથી બીજાઓની માહિતી મેળવવા માટે જે યાતનાઓ ગુજારવામાં આવતી હતી તેનું વર્ણન કરવાનું અશક્ય છે. એ અત્યાચારોની સરખામણીમાં મોત તો ઘણું મીઠું લાગે. આંગળીના ટેરવા ઉપર કલાકોના કલાકો સુધી ટાંકણીઓ ભોંકવામાં આવતી હતી. બરફની લાદી સાથે નગ્ન શરીરને બાંધી દેવામાં આવતું. રાત્રે નિદ્રા હરી લેવામાં આવતી હતી અને શક્ય તેટલા પ્રયત્ને તેને પાગલ બનાવવાની કોશિશો થતી હોય એવું બનતું હતું. કર્ણાટકે ઝંડો ઉન્નત રાખ્યો છે એટલું જ નહિ પરંતુ આજેયે એ વધુ ને વધુ ઊંચો થતો જાય છે એમાં શંકા નથી.

મદ્રાસ પ્રાંત પાછળ નથી રહ્યો. આંધ્ર, કેરલ અને તામિલનાડે એકબીજાની સરસાઈ કરી છે. ૧૯૪૨ના વિદ્રોહનું સ્વરૂપ ઘડવામાં એમરીના ભાષણે જો પ્રેરણા આપી તો આંધ્રની અતિવિખ્યાત બનેલી કોંગ્રેસ પત્રિકાએ માર્ગદર્શન કરાવ્યું. એ પત્રિકામાં હિંસાનો આદેશ નહોતો, પરંતુ સમગ્ર વાહનવહેવાર સ્થગિત કરી દેવાની સ્પષ્ટ સૂચના આપવામાં આવી હતી. હું જાણું છું, અને સહુ કોઈ જાણે

છે કે સરકાર આ પત્રિકાને અતિ મહત્ત્વ આપી રહી છે. પ્રજાકીય સરકારનું જાહેરનામું હોય એ રીતે આ પત્રિકાનું સ્થળે સ્થળે વાચન થતું હતું અને પોલીસને આવાહન અપાતું હતું. જે બીજા પ્રાંતોમાં બન્યું છે તે વધુ મદ્રાસમાં બન્યું છે. ભાંગફોડમાં મદ્રાસ પ્રાંત પાછળ નથી રહ્યો. મદ્રાસની સૌથી મોટી વિશેષતા રેલવહેવાર સામેના આક્રમણની હતી. ૧૨૦ જેટલાં સ્ટેશનો ભસ્મસાત્ થયાં હતાં. રેલવહેવારનું રક્ષણ કરતી સામાન્ય પોલીસ ખેંચી લેવામાં આવી હતી, અને એ કામ તાલીમ પામેલી લશ્કરી ટુકડીઓને સોંપવામાં આવ્યું હતું. આમ છતાં અનેક સ્થળોએ આઠ-આઠ દસ-દસ દિવસ સુધી રેલવહેવાર અટકી પડતો હતો, કારણકે ગાડીઓ ઊથલી પડતી, પુલો તૂટી પડતા, પાટાઓ ઊખડી જતા, ફોજી સિપાહીઓની ગાડીઓ પણ ઉથલાવાઈ જતી. દારૂગોળો લઈ જતી ગાડીઓ સામેનું આક્રમણ ખાસ ધ્યાન ખેંચનાર અને વ્યવસ્થિત હતું. મદ્રાસના ગવર્નર એમ દેખાડવાનો પ્રયત્ન કરતા હતા કે બીજા પ્રાંતોના પ્રમાણમાં મદ્રાસ શાંત છે. આ પ્રયત્નનો જવાબ મદ્રાસના ક્રાંતિવીરો બહુ સુંદર રીતે આપતા હતા. ગવર્નર કોઈ સ્થળે પ્રવાસ કરવા જાય તો તે પહેલાં એ દિશાનાં સ્ટેશનો ભસ્મીભૂત બની જાય અને રેલના પાટા ઊખડી જાય. સો માઇલ જવા માટે ગવર્નરને બીજી કોઈ રેલવે-લાઈનથી પાંચસો માઇલનો ચકરાવો લેવો પડતો. ગવર્નર કોઈ દરબાર ભરવાની ઇચ્છા જાહેર કરે અને વફાદારો મંડપની રચના કરે તો બીજે જ દિવસે ત્યાં આગ લાગી જાય. મદ્રાસની જ્વાળાઓને ઢાંકવાના ગવર્નરના તમામ

પ્રયત્નો આ રીતે નિષ્ફળ બન્યા. મદ્રાસ પ્રાંતમાં સૌથી યશસ્વી પ્રકરણ ભીમાવરમમાં લખાયું. ત્યાં જે બન્યું તેને પરિણામે ૧૬ માણસોને ફાંસીને માચડે ચઢાવવામાં આવ્યા. ૧૪૦ ને ફટકાની સજા થઈ. એ પ્રદેશ ઉપર દસ લાખ રૂપિયાનો સામુદાયિક દંડ નાખવામાં આવ્યો.

દેશભરની લડાઈ લગભગ એક જ પ્રકારની હતી એટલે જે વિગતે બીજા પ્રાંતોનું વર્ણન કર્યું છે તે વિગતે મદ્રાસ વિશે લખતો નથી.

શાંતિકાળમાંયે જ્યાં માનવહાડપિંજરો વસે છે તે ઉત્કલ અને ઓરિસ્સા બળવાની અસરથી મુક્ત નહોતા રહ્યા. આ પ્રાંત ઉપર જાપાનનો ભય વિશેષ છે એમ માનવામાં આવતું હતું. લોકોને યુદ્ધને નામે બરબાદ કરવામાં કશું બાકી નહોતું રહ્યું. જીવનનિર્વાહનાં સાધનો ખૂંચવી લેવામાં આવ્યાં હતાં. લશ્કરી મથકો ભૂખ્યાં વરુઓનાં મથકો બની ગયાં હતાં. જનતાનો રોષ સ્વાભાવિક રીતે જ બ્રિટિશ સરકાર અને લશ્કરીઓ પ્રત્યે હતો, છતાં એ કરતાંયે વિશેષ પ્રચંડ રૂપમાં એ રોષ સરકાર અને લશ્કરને સાથ આપતા તથા સેંકડો વર્ષોથી આ પ્રજાનાં લોહીમાંસને ચૂસી લેતા જમીનદારો પ્રત્યે ભભૂકી ઊઠયો હતો. સરકારી મથકો ઉપર હલ્લાઓ થયા હતા, પરંતુ તે કરતાં વધારે સરકારને સાથ આપતા લશ્કરી કોન્ટ્રેક્ટરો અને જમીનદારો જનતાના રોષનો ભોગ બન્યા હતા. ઓરિસ્સાની લડાઈ મુખ્યત્વે વિદ્યાર્થીઓની લડાઈ બની ગઈ હતી. સરકારી યાદીઓમાં આ લડતને ‘સરકાર સામેનું વિદ્યાર્થીઓનું બંડ’ એ રીતે ઓળખાવવામાં

આવતી હતી. અહીં સ્ત્રીઓએ એક અદ્‌ભુત દૃશ્ય સર્જ્યું હતું. એક વેળા પ્રચંડ સરઘસ, જેમાં સ્ત્રીઓ, પુરુષો, બાળકો, સહુ કોઈ હતાં, તેની સામે બંદૂકો ધરવામાં આવી અને જનતા પાછી ન હઠી ત્યારે ગોળીઓ વરસાવવામાં આવી. એ વખતે વીખરાઈ જતા સરઘસને ૨૦૦ નારીઓએ મોખરે જઈ સંભાળી લીધું હતું. સ્ત્રીઓને જોઈ પોલીસ, લશ્કર ને એમની બંદૂકો કે લાઠીઓ શરમાયાં નહોતાં. અને અનેક સ્ત્રીઓ ઘાયલ થઈ તથા મૃત્યુ પામી. પણ સરઘસ લાંબા સમય સુધી વીખરાયું નહિ. ઓરિસ્સામાં સમય જતાં લડાઈનું સ્વરૂપ બદલાયું હતું. આજે પણ એ જ સ્વરૂપ કાયમ છે. પ્રજા અન્નના પોકારો કરી ધનિકો, જમીનદારો અને સરકારી અન્નભંડારો ઉપર આક્રમણ કરવા માંડી છે. ક્યાંક તેઓ સજા મેળવે છે અને ક્યાંક મોત. હાડપિંજરો એમને હાડપિંજરો બનાવનારની સામે આજે પણ લડે છે.

મધ્યપ્રાંતને ખ્યાતિ મળી ચૂકી છે. નાગપુર ૭૨ કલાક સુધી આઝાદ બની ગયું હતું ત્યારે, અને ચિમૂર–આષ્ટિમાં સરકારી રાક્ષસો ઊતરી આવ્યા હતા ત્યારે મધ્યપ્રાંતમાં થયેલ જુલમોને, આ દેશમાં બિહાર અને મિદનાપુરના અમુક ભાગોમાં અતિશય ઘોર અત્યાચારો થયા હતા એની સાથે જ સરખાવી શકાય. બીજા પ્રદેશોની પેઠે અહીં પણ આરંભ તો થયો હતો શાંત વિરોધથી, પરંતુ સરકારના શિકારી કૂતરાઓ જેવા લશ્કરી સૈનિકોને ગભરુ પ્રજા ઉપર છોડી મૂકવામાં આવ્યા ત્યારે પ્રજાનો રોષ ભભૂકી ઊઠ્યો. લશ્કરી લોરીઓ લૂંટાવા માંડી. વિશાળ પાયા ઉપર ભાંગ-

ફોડની પ્રવૃત્તિ પણ શરૂ થઈ. અહિંસા વિસરાઈ ગઈ હતી. અહિંસાનો પરમ આચાર્ય મધ્ય પ્રાંતમાં જ વસ્યો હતો છતાં પ્રજાને પાગલ બનાવવામાં સરકારે તમામ સાધનોનો ઉપયોગ કર્યો હતો. જ્યાં લશ્કરી રાજ્ય સ્થાપવામાં આવતું હતું ત્યાં ગોળી છોડવા માટે કોઈ પણ પ્રકારના વિચાર–વિવેકની મનાઈ ફરમાવી હતી. બારીમાંથી બહાર નજર ફેંકનાર પણ ગોળીથી વીંધાઈ જતો હતો ત્યાં સભા–સરઘસમાં ભાગ લેનારની તો વાત જ શી!

આષ્ટિ અને ચિમૂર કદી ભૂલી શકાશે નહિ. શાંત સરઘસ નીકળતાં હતાં અને તેના પર ગોળી વરસતાં સ્ત્રીઓની લોથો રસ્તા ઉપર પડતી હતી. યુવાનોથી આ જોવાતું નહોતું અને પ્રતિહિંસાની આગ ભભૂકતી હતી. બ્રિટિશ લશ્કર આવ્યું. કતલખાનાંઓ શરૂ થયાં. ગામોને ઘેરો ઘાલવામાં આવ્યો. પુરુષો અને સ્ત્રીઓને જુદાં પાડવામાં આવ્યાં. ઘરમાં ભરાઈ જતાં તેઓ વિશેષ જુલમોનો ભોગ બનતાં. ઘરનાં બારણાં તોડી બ્રિટિશ વરુઓ અંદર દાખલ થતાં અને અન્નવસ્ત્રોની લૂંટ ચલાવતાં, વહુબેટીઓની લાજ લેતાં. સગર્ભા અને રજસ્વલાઓને પણ આ નરપિશાચો છોડતા નહોતા. ચિમૂર અને આષ્ટિની વીરતા ધન્યવાદ માગી લે છે અને બ્રિટિશ લશ્કરે તેના ઉપર જે અત્યાચારો કર્યા છે તે દિલમાં વેરનો અગ્નિ પ્રગટાવે છે.

આ બધું લખાવાનો હવે થાક લાગે છે. જ્યાં આખો દેશ સળગ્યો હતો ત્યાં એક પ્રદેશની વાત શી રીતે કરવી? બ્રિટિશ પ્રાંતોમાં જ લડાઈ જામી હતી એમ નથી. દેશી-રાજ્યો અલિપ્ત નહોતાં રહ્યાં. દિલ્લી અને અજમેર–મેરવાડામાં

પણ આમ ફાટી નીકળી હતી. હવે માત્ર બંગાળના મિદ-નાપુરની નોંધ લઈ આ યુદ્ધકથા પૂરી કરવા ઇચ્છું છું.

બંગાળે નૂતન રાષ્ટ્રીયતાનાં પારણાં ઝુલાવ્યાં છે એમ કહી શકાય. બંગાળમાં ભાવનાશીલ જુવાનોએ ક્રાંતિની જ્યોતને પોતાના લોહીથી સદાયે જલતી રાખી છે, છતાં ૧૯૪૨ના વિદ્રોહમાં બંગાળ–બિહારના જેવું પરાક્રમ દાખવી શકયું નથી. બંગાળને વ્યવસ્થિત રીતે ભૂખે મારવામાં આવતું હતું, જાપાની આક્રમણનો ભય બતાવી જુલ્મો ગુજારવામાં આવતા હતા. કોંગ્રેસનું તંત્ર વેરવિખેર થઈ ગયું હતું. બ્રિટિશ પીઠબળને લઈ મુસ્લિમ લીગ બળવાન બનતી જતી હતી. કલકત્તામાં જ્વાળાઓ પ્રગટી ખરી, પણ લાંબા વખત સુધી ટકી નહિ. દરેક જિલ્લામાં ઓછાવત્તા પ્રમાણમાં લડાઈ શરૂ થઈ, પરંતુ બંગાળને શોભે એવી તાકાત તો મિદનાપુરે જ બતાવી. બંગાળના જે બિરાદર અહેવાલ આપતા હતા તેમણે સુભાષ-બાબુની પ્રવૃત્તિની પણ કેટલીક વાતો કહી તેની નોંધ અહીં લઈ લઉં છું. સુભાષબાબુ પ્રત્યે જે શંકાનું વાતાવરણ છે તે ખોટું છે એવું અનેક વિધાનો સાથે એમણે કહ્યું. સુભાષ-બાબુએ પ્રથમ યુરોપમાં અને હવે જાપાનમાં આઝાદ હિંદ ફોજ સ્થાપી છે તે જાણતાં અમે સૌ આશ્ચર્યમાં પડયા. સુભાષબાબુ સાથે સંપર્ક સાધવાના પ્રયત્નો બંગાળ અને આસામમાં ચાલે છે એ પણ એમની પાસેથી જાણ્યું.

મિદનાપુર હિંદુસ્તાનના ઉત્તમોત્તમ રણક્ષેત્રની સરસાઈ કરી શકે એમાં શંકા નથી. બિહાર, બાલિયા, બીમાવરમ્ કે ચિમૂર–આષ્ટિ–કોઈ પ્રદેશ મિદનાપુરથી બલિદાનમાં, વીરતામાં કે યાતનામાં આગળ જઈ શકે એમ નથી.

મિદનાપુર યુદ્ધદેવતાના મુગટની કલગી જેવો છે. આ પ્રદેશમાં વર્ષોથી રચનાત્મક કાર્ય દ્વારા અનેક રાષ્ટ્રભક્તોએ સાધના કરી છે. આઝાદીની પ્રત્યેક લડાઈમાં મિદનાપુર મોખરે રહ્યું છે. યુદ્ધના બહાના નીચે બંગાળના કોઈ પણ ભાગ કરતાં મિદનાપુર ઉપર વિશેષ અંકુશો મુકાયા હતા. જાગ્રત પ્રજા અંદરથી ધખધખી રહી હતી. ઑગસ્ટનું બ્યૂગલ ફુંકાયું અને ભડકો જાગી ઊઠયો. પ્રથમથી જ સ્વતંત્ર સરકારની કલ્પના મિદનાપુરે અમલમાં મૂકી. દરેક શહેર અને ગામમાં પદ્ધતિસર પ્રચંડ સભાઓ ભરવામાં આવી અને ત્યાં જેમ કોઈ સ્વતંત્ર સરકાર લડાઈની જાહેરાત કરે તેમ બ્રિટિશ સરકાર સામે યુદ્ધ જાહેર કરવામાં આવ્યું. આ જાહેરાત પછી જ પ્રજાએ પોલીસ અને સરકારી મથકો ઉપર કબજાઓ લીધા. તામલુક વિભાગમાં પોલીસ-કમિશનરે જનતાની ભીડ ઉપર ગોળીબારનો હુકમ કર્યો, પરંતુ પોલીસોએ હુકમ માન્યો નહિ અને બંદૂકો ફેંકી દીધી. ડેપ્યુટી પોલીસ-કમિશનર પોતાનું મથક પ્રજાના હાથમાં સોંપી દઈ ચાલતો થયો. લોકોએ રીતસર સત્તા હાથમાં લીધી. પ્રજાકીય સરકારનું ગેઝેટ પ્રસિદ્ધ કર્યું. સ્વતંત્ર સરકારની રચના જાહેર કરી અને ન્યાય, શિક્ષણ વગેરેનાં ખાતાંઓ પણ શરૂ થયાં. એક પણ દાખલો એવો બન્યો નથી કે પ્રજાના કોઈ વિભાગે તે વખતે અસંતોષ જાહેર કર્યો હોય કે કોઈના ઉપર જુલમ ગુજારવાને કારણ મળ્યું હોય. દારૂ અને અફીણની દુકાનો બંધ કરવામાં આવી.

એક સ્થળે વિદ્યુતવાહિની સેનાની સ્થાપના કરવામાં આવી. તેની શાખાઓ સ્થપાઈ અને યુદ્ધ, પ્રચાર, સહાય

વગેરે ખાતાંઓ અમલમાં આવ્યાં. આ સેનાના જુદા જુદા વિભાગો પણ નક્કી થયા. ગેરીલા લડાઈની તાલીમ આપતો એક વિભાગ હતો. એક વિભાગમાં સ્ત્રીઓની સેના રચવામાં આવતી હતી. મોટું યુદ્ધ ખેલવાનું છે એવું સૌને ભાન હતું. સૌ કોઈ તૈયારીમાં પડયા હતા.

પણ થોડા જ દિવસ આ ચાલ્યું. બ્રહ્મદેશની સરહદ ઉપર વિશાળ લશ્કરો જમા થયાં હતાં, તેની ટુકડીઓ મિદનાપુર ઉપર ઠાલવવામાં આવી. આખો જિલ્લો આઝાદ બની ગયો હતો. રીતસરનો જંગ શરૂ થયો. મિદનાપુરમાં અને તે પછી રાષ્ટ્રીય સરકારના મથકો પાસે પહોંચવાના માર્ગો તોડી નાખવામાં આવ્યા. પુલો તોડયા, પાટાઓ ઉખેડયા, લશ્કરી લૉરીઓ ન ચાલી શકે તે માટે માઈલોના માઈલો સુધી સડકો ખોદી નાખવામાં આવી. ભાંગફોડના બીજા બનાવોની તો વાત જ કયાં ! હવાઈ તોપમારાનું માન એક બિહારને મળ્યું છે અને બીજું મિદનાપુરને. એમ કર્યા વિના છૂટકો જ નહોતો. રાષ્ટ્રીય સરકારને મથકે પહોંચવા માટે કોઈ રસ્તો જ નહોતો. આમ છતાં લગભગ એક મહિના સુધી આ પ્રજાએ સામનો ચાલુ રાખ્યો હતો અને સરકારી તંત્ર સ્થાપી શકાયું નહિ. એક અત્યંત આશ્ચર્યકારક ઘટનાની નોંધ અહીં લેવી જોઇએ. મિદનાપુરની જનતાના હાથમાં ઢગલાબંધ હથિયારો આવ્યાં હતાં, પરંતુ તેનો ઉપયોગ તેમણે કર્યો નહિ. હથિયારો જુદા જુદા ભંડારોમાં એકઠાં કરવામાં આવ્યાં હતાં. જુલમો તો રાક્ષસોને શરમાવે એવા થયા, છતાં એક પણ પોલીસ અપવાદરૂપે પણ લોકોને હાથે મોતને શરણ થયો નહોતો. લોકો અહિંસાને જે રીતે

સમજ્યા હતા તે રીતે જાન અને માલના ભોગે તેનું પાલન કર્યું. આગ અને લૂંટ ચાલુ હતાં. મર્યાદા એક જ હતી–કોઈનો જાન ન લેવો. જિલ્લામાં એકકે સરકારી મથક આગ–લૂંટમાંથી બચી શકયું નહોતું. કોઈ સ્ટેશન સલામત રહ્યું નહોતું. જ્યારે લશ્કરે મિદનાપુર ફરીને જીતી લીધું ત્યારે જે જુલમો થયા તેનો જોટો વર્તમાન યુગમાં પૃથ્વીના કોઈ ભાગ ઉપર મળી શકશે નહિ. મિદનાપુરમાં લાઠી વાપરવામાં આવતી નહોતી, ટિયર ગેસનો ઉપયોગ થતો નહોતો, બંદૂક અને મશીનગનની જરૂર પડતી હતી અને તે પછી થતો હતો હવાઈ તોપમારો.

એકવાર કાબૂ જમાવી દીધા પછી ત્રાસ ફેલાવવાની જે ઘોર પ્રવૃત્તિ શરૂ થઈ તેના થોડાક નમૂના જ અહીં ઉતારવા બસ થશે.

લોકોએ સડકો તોડી નાખી હતી. લોકો પાસે જ એના સમારકામ માટે સંગીનની અણીએ કામ લેવામાં આવતું હતું. ભૂખ્યા પેટે મજૂરી કરવાની જે ના પાડે તેને ત્યાં ને ત્યાં મોતની શિક્ષા થતી. મારઝૂડની તો વાત જ કયાં ! એક રાત્રે સડકનું કામ પૂરું થયું નહોતું. લશ્કરી અમલદાર એ સ્થળે દેખરેખ રાખતો હતો. રાત પડી ગઈ. ઘોર અંધારું થયું. અમલદારે પોતાની નીચેના સૈનિકોને હુકમ કર્યો કે રોશની કરો. રોશની થઈ ખરી પણ બાજુમાં ઊભેલા એક મકાનને જલાવવાથી ! ઇતિહાસમાં નીરોની વાત વાંચી છે. આ નીરોએ આટલેથી સંતોષ ન માન્યો. આગનું દૃશ્ય એને ગમ્યું. લોકો વીફર્યા અને સડકો ફરીને તોડવા લાગ્યા. ત્યાં આ નીરોએ એક

સાથે એક સો મકાનો જલાવવાની આજ્ઞા આપી અને એ બધું બરાબર પાર ઊતર્યું ! આખું ગામ સ્મશાનભૂમિ બની ગયું. રસ્તે રઝળતા લોકોને પીટવામાં આવ્યા. સ્ત્રીઓને સૈનિકોની છાવણીઓમાં ધકેલી દેવામાં આવી.

અત્યંત શરમજનક પ્રકરણ પણ મિદનાપુરમાં જ લખાયું છે. વ્યવસ્થિત રીતે મુસ્લિમોને એકત્ર કરવામાં આવતા હતા, ઉશ્કેરવામાં આવતા હતા. એમને લાંચ આપવામાં આવતી હતી કે તેઓ જો પોલીસ અને સરકારને સાથ આપશે તો તેમને લૂંટમાંથી ભાગ મળશે, જુવાન સ્ત્રીઓ સાથે ભોગ ભોગવવા મળશે. માનવીમાં રહેલો 'પશુ' કેટલાયે મુસ્લિમોમાં જાગ્રત થયો હતો અને તેઓએ આ બધું કર્યું હતું ! એમને ખાતરી આપવામાં આવી હતી કે ભવિષ્યમાં પણ એમના ઉપર કોઈ જાતનું કામ ચલાવવામાં આવશે નહિ. સ્ત્રીઓ ઉપરના અત્યાચારો સમગ્ર હિંદુસ્તાનમાં કદાચ વધુમાં વધુ મિદનાપુરમાં જ થયા. અને આ સ્થળે હિંદુ-મુસ્લિમો વચ્ચે વેરનાં બીજ રોપાયાં. મુસ્લિમોને ગુંડાગીરી કરવાની પ્રેરણા મળી.

પ્રજાના સામનાની વાતો બીજા પ્રાંતો કરતાં અહીં જુદી નથી. સ્થાનિક પરિસ્થિતિ અનુસાર મહિનાઓ સુધી પ્રજાએ લડત આપ્યા કરી. અર્ધજંગલી ગણાતા સાંતાલો ધનુષ્ય-બાણથી લડ્યા અને કેટલીક વાર તો પોલીસની ટુકડીઓને તેમણે ભગાવી પણ ખરી. પ્રજા હજી હારી નહોતી, ત્યાં કોણ જાણે કયા પાપે કુદરતનો કોપ પણ મિદનાપુર ઉપર ઊતર્યો. ભયાનક વરસાદ, સમુદ્રની પ્રચંડ ભરતી ને ઘોર ઝંઝાવાત ગેબમાંથી ફાટી નીકળ્યાં. માત્ર પંદર જ

મિનિટમાં આખો પ્રદેશ સાફ થઇ ગયો. લગભગ ૩૦ હજાર માણસો મૃત્યુ પામ્યા, ૯૦ ટકા મકાનો ધરાશાયી થયાં, ૮૦ ટકા જાનવરો નાશ પામ્યાં. સરકારે અને લશ્કરે તે દિવસે ઉત્સવ ઊજવ્યો. એમને લૂંટની મોજ આવી. પ્રજા જ્યારે મરતી હતી ત્યારે જે નિષ્ઠુરતા દાખવવામાં આવી તેનું જો વેર લેવાનું હિંદુસ્તાન નક્કી કરે તો આજે નહિ તો પચાસ વર્ષે બ્રિટનની શી સ્થિતિ થાય તેની કલ્પના પણ કંપાવનારી છે. પ્રજાને રાહત આપનાર ગિરફતાર થયા હતા. પાણી પાનાર ગોળીથી વિંધાતા હતા. અખબારોને મોંએ તાળાં માર્યાં હતાં. દિવસો સુધી તો આ કરુણ ઘટના જગતે જાણી પણ નહોતી. મિદનાપુરના આવા આસમાની અને સુલતાની પ્રકોપમાં પણ એ હજી મરી પરવાર્યું નથી એમ જ્યારે અમે જાણ્યું ત્યારે અમારું મસ્તક એ જનતા પાસે ભક્તિથી નમી ગયું.

*

પ્રાંત પ્રાંતના વિદ્રોહની તવારીખમાંથી આટલાં પાનાં નોંધતાં મારે જુદાં જુદાં કામ અંગે ચાર વાર નોંધપોથી એક બાજુ મૂકવી પડી છે અને મને સંતોષ થાય તેવી નોંધ હું લઇ શકયો નથી. ક્રાંતિવીરોની સભાએ મારા મન ઉપર એવી અસર મૂકી છે કે લડાઈ આજે જ ખતમ થાય અને આજે જ અમે હારી જઇએ તોપણ આ ત્રણ મહિનામાં આખા દેશમાં જે અભૂતપૂર્વ ઇન્કલાબ પેદા થયો છે તેનાં સ્મરણો તો પેઢીઓ સુધી હિંદનાં સંતાનોને પ્રેરણાનાં અમી પાયા જ કરશે.

## ૨૩

# ચિરંજીવ આશા

છેલ્લા પંદર દિવસથી નોંધપોથીનું એક પાનું પણ લખી શકયે નથી. સમયની ખેંચ હતી, છતાં ધાર્યું હોત તો સહેજ વધુ જાગીને લખી શકત, પરંતુ એક પછી એક મળેલી નિષ્ફળતાએ મન ભાંગી નાખ્યું હતું. મોટી મોટી યોજનાઓ કરી અને અમલમાં પણ મૂકી પરંતુ સફળતા મળી જ નહિ. ટ્રેનો અટકાવવાના પ્રયાસો કર્યા, બજારો બંધ કરાવવા પોતડીદાસોને ડરાવવાના અખતરાઓ પણ અજમાવ્યા, બે ટુકડીઓને નવાં સાધનો સાથે માલગાડી ઉથલાવવા અને એક ટુકડીને પાટા ઉખેડવા માટે મોકલી જોયાં, પરંતુ કયાંય સફળતા મળી નહિ.

આ પંદર દિવસમાં ગુજરાત અને મુંબઈ વચ્ચે બે-વાર ભંગાણ પડયાં અને એકવાર પૂનાના માર્ગો રૂંધાયા, પરંતુ તે અમારા પ્રયત્નોથી નહિ. અમે કંઈ કરવામાં બાકી રાખ્યું નથી. અરે, મનને ન રુચે એવું યે કેટલુંક કર્યું છે, પણ સફળતા તો દૂરની દૂર જ રહી છે.

કમલિનીનો આગ્રહ અમદાવાદ માટે વધતો જ જાય છે.

મને પણ થાય છે કે અમદાવાદ જ જવું જોઈએ. ત્યાં અમારું મંડળ વિશાળ પાયા ઉપર વિસ્તરી શકે એમ છે, ગુજરાતની પ્રખ્યાત ટુકડીના સભ્યો સાથે સંસર્ગ વધી શકે એમ છે, પરંતુ મારા મનમાં છેલ્લા ચાર દિવસથી એક યોજના ઘૂમે છે. તેને જાતે જ અમલી બનાવવાની અદમ્ય વૃત્તિ રોકાતી નથી. નામ નહિ આપું, પણ મુંબઈને ખળભળાવી મૂકે એવા એક વિશાળ પુલને તોડીને બરબાદ કરી નાખવાની આ યોજના છે. રેલવેનું સમયપત્રક મારા ખિસ્સામાં છે. માલગાડીઓની રાતની આવ-જાના સમય હું જાણું છું. એક મોટી ગાડી લશ્કરી સામાન સાથે પરોઢિયે પસાર થવાની છે. એના આવતાંની સાથે જ પુલનો કડાકો થાય એવી ગણતરી છે. મહિનાઓ સુધી રેલવહેવાર ન ચાલી શકે એવી સૌની માન્યતા છે. આ કાર્ય ચુનંદા સાથીઓની સાથે જાતે જ જઈને પતાવવા ધાર્યું છે. મનમાં નિશ્ચય તો એવો છે કે ભલે પ્રાણ જાય, પરંતુ આ કાર્ય પાર પાડ્યા વિના પાછા આવવું નથી. મુંબઈથી દૂર દૂર પૂનાને માર્ગે જવાનું છે.

તા...–૧૧–'૪૧

......આશ્ચર્ય અને આનંદ પ્રગટાવે એવા સમાચાર આજે મળ્યા. ઑગસ્ટક્રાંતિના નેતાનું બિરુદ પામી શકે એવા વીર જયપ્રકાશ એમના સાથીઓની સાથે હજારા જેલની દીવાલો ઠેકીને નાસી છૂટ્યા છે. ક્યાં ગયા છે તે કોઈ જાણતું નથી...મારું મન ઘોર નિરાશાની વચ્ચે આ જેલમુક્તિથી આનંદ અનુભવે છે. અમારી લડતમાં ઓર

વેગ આવશે એવી આશા હવે બંધાય છે. પુલને ધરાશાયી કરી નાખવાની મારી તમન્નાને આ સમાચારથી બળ મળે છે.

આજ રાત્રે અમે મુંબઈ છોડીએ છીએ છે. જે ભગીરથ કાર્ય કરવાનું છે તેની બધી તૈયારીઓ પૂરી થઈ. સૌનાં મુખ ઉપર પ્રસંગને છાજે એવી ગંભીરતા પથરાયેલી છે. કમલિની બાર–ચૌદ વર્ષનો કુમાર બની ગઇ છે. આજે વહેલી સવારે હું જાગ્યો ત્યારે મારું મન જરા પાછું પડી ગયું હતું. એમ થયું હતું કે એવા ગાઢ જંગલમાં કમલિની ન આવે તો? આ વિચારમાં આગળ વધતાં એ જ વખતે કમલિનીને જગાડીને ના પાડવાની ઇચ્છા પણ થઈ હતી. પરંતુ બીજી જ ક્ષણે મને એ રાતનું સ્મરણ થયું હતું, જયારે મોતની પળો હું એને ઝંખી રહ્યો હતો. મને લાગ્યું કે કમલિની આવે એ જ બરાબર છે. એણે જીવનનાવના સઢસુકાન બાળી નાખીને મધદરિયામાં ઝુકાવ્યું છે તે હું કયાં નથી જાણતો?

રાત્રે અમે જઇએ છીએ. દરેક વિદાયવેળાએ એમ લાગે છે કે કદાચ પાછા નહિ અવાય, અને એ કલ્પનાથી મનોમંથન પણ જાગી ઊઠે છે. આજે એવું કઈ લાગતું જ નથી. શું કારણ હશે? કમલિની સાથે છે એ કારણે તો મન શાંત અને સ્વસ્થ નહિ હોય? કશું લાગતું નથી માટે જ તો કંઈ બનવાનું નહિ હોય?

જે હોય તે.....પણ આજે ઘણે વખતે પ્રાર્થના કરવાનું દિલ થાય છે......શક્તિ યાચવી નથી...રક્ષણ માગવું નથી......માત્ર સમર્પણની ભાવનાજ જાગ્રત

કરવી છે. એ વિના જાણે બેચેની લાગે છે. સાંજ નમે છે ને આછું અંધારું પથરાય છે. હૃદયનાં કમાડ જાણે ઊઘડી જવા માગે છે.

ભજન ગાઉં ?......કમલિનીને બોલાવું તો ?...શું ખોટું છે ? મિત્રોના ચિત્તની પણ કદાચ એ જ સ્થિતિ હશે ?

વિચારું છું ને આ અક્ષરો માંડું છું ત્યાં કમલિનીને : જ સૂર સંભળાય છે :

"સમઝ દેખ મન મિત પિયારે
આશિક હો કર સોના ક્યા રે !"

નોંધપોથી બંધ કરીને એની પાસે જાઉં છું.

તા.......-૧૨-'૪૧

કમલિનીના કંઠમાંથી જે ભજન વહ્યું તે આખું જ ઉતારી લેવાની લાગણી રોકી શકતો નથી. મારી મનોદશાનું જ એ ચિત્ર છે એમ કહું કે મને જ ઉદ્દેશીને કોઇ અગમ્ય તત્ત્વે પાઠવેલી પ્રેરણા છે એમ કહું ?

समझ देख मन मीत पियारे आशिक होकर सोना क्या रे ॥
रुखा सूखा गमका टुकड़ा फीका और सलोना क्या रे ॥
पाया हो तो दे ले प्यारे पाय पाय फिर खोना क्या रे ॥
जिन आँखों में नींद घनेरी तकिया और बिछौना क्या रे ॥
कहे कबीर सुनो भाई साधु सीस दिया तब रोना क्या रे ॥

"સીસ દિયા તબ રોના ક્યા રે ?" એ બીટી હજીયે કાનમાં ગુંજ્યા કરે છે. એમ થાય છે કે મોતને ભેટવાની

તૈયારી કરી છે પછી બીજું વિચારવાનું જ શું ? સંત કબીરના જેવી હૃદયની ઉચ્ચતા તો નથી, પરંતુ આ ક્ષણે તો એવી જ મસ્તી મારું મન અનુભવે છે. અહમ્ દબાઈ ગયું છે. સફળતાની ઝંખના અને નિષ્ફળતાનો ભય જાણે દૂર થઈ ગયાં છે. દિલ ફરી ફરી પોકારે છે: "રૂખા સુખા ગમકા ટુકડા, ફિકા ઔર સલોના કયા રે ?" આ જ મનોદશામાં કમલિની સાથે મેં ચર્ચા કરી. હિંસા–અહિંસાની ગૂંચ મેં જાતે જ ઉકેલી નાખી. કમલિનીનું મન આવી દ્વિધાથી હમેશાં મુક્ત રહેતું હતું. આજે લાગે છે કે મારું મન પણ એથી મુક્ત થઈ ગયું. કમલિનીને મેં કહ્યું: 'હિંસા તો સ્વાર્થમાં છે. અંતરની ઇચ્છામાં છે, રાગદ્વેષમાં છે. મારા મનમાં આમાંની કોઇ વાસના અત્યારે નથી. જ્યાં આપણે જવા માગીએ છીએ ત્યાં મારે કોઈનું ખૂન કરવું નથી, કોઈનું લોહી રેડવું નથી, કોઈની મિલકત લેવી નથી. જાનનું જોખમ ખેડીને જે સિદ્ધિ મેળવવા ચાહું છું તે સિદ્ધિમાં મારો અંગત જો કંઇયે સ્વાર્થ હોય તો ગુલામીના પાપથી બળી રહેલા અંતરને શાંતિ આપવાનો જ છે. સુખની કોઈ ઇચ્છા નથી. સ્વરાજ્ય મળશે ને હું સુખી થઈ જઈશ એવીયે કોઈ કલ્પના નથી. ઘણી વાર એવો પ્રશ્ન ઊઠે છે કે અનાસક્ત રહીને હિંસા કરી શકાય ખરી ? આજે મને લાગે છે કે કરી શકાય. મારા દિલમાં કોઈ આસક્તિ નથી, કોઈના પ્રત્યે રાગદ્વેષ નથી. શુદ્ધ અંતઃકરણ લઈને જ હું પ્રયાણ કરવા ઇચ્છું છું.

કમલિનીએ કશો જવાબ આપ્યો નહોતો. એક–બે વાર હુંકાર આપીને મારી લાગણીને એણે વ્યક્ત થવા

દીધી હતી. બાહ્ય તૈયારીઓ પૂરી થઈ ગઈ હતી અને આંતરિક તૈયારીઓ પણ હવે પૂરી થઈ, એટલે હવે અમે અમારા યુદ્ધના મેદાન ઉપર જવા તત્પર થયાં. કમલિની તો મારી સાથે હતી જ. બીજા નવ સાથીઓ પણ સાથે થવાના હતા. અમારી લડાઈ રાતની લડાઈ હતી એટલે આખો દિવસ ઘરમાં ને ઘરમાં બેસી રહ્યાં. આકાશમાંથી જ્યારે અંધારું ઊતર્યું ત્યારે અમે સામાન બાંધ્યો અને રસ્તાની અવરજવર ઓછી થઈ ત્યારે અમે સ્ટેશનનો માર્ગ લીધો. કાળી રાત જ અમે પસંદ કરી હતી. આજે તો પાછલી રાતે પણ ચંદ્ર ઊગવાનો નહોતો. અમાસના ગાઢ અંધારામાં જ આઝાદીનો પ્રકાશ મેળવવાનો અમારે પુરુષાર્થ કરવાનો હતો. આગગાડીના જુદા જુદા ડબ્બાઓમાં અમે છૂટાં-છવાયાં બેસી ગયાં. અમારી સાથેના મુસાફરો ઊંઘવા માટે ફાંફાં મારતા હતા અને અમે અમને કોઈ ઓળખી ન જાય તે માટે અનેક જાતના ઢોંગ રચતાં હતાં. મારો ઘણોખરો સમય આંખો મીંચી પડી રહેવામાં જ કે બારી બહાર નજર નાખીને અંધારાની સૃષ્ટિનું અવલોકન કરવામાં પસાર થતો હતો. કમલિની મારાથી થોડે દૂર બેઠી હતી. બે-ચાર વાર મેં એના તરફ નજર ફેંકી ત્યારે તેનાં પોપચાં ઢળેલાં હતાં. એના મુખ ઉપર પ્રસન્નતા અને ગંભીરતા એક સાથે જ બિરાજ્યાં હતાં. દિવસભરના વર્તનમાં હું જોઈ શકયો હતો કે આજે મારી સાથે આવવાના વિચારે એનો ઉલ્લાસ આસમાને પહોંચ્યો હતો. ગંભીરતા હતી, જીવનભરનું યુદ્ધ ખેલવાની, પ્રસન્નતા હતી જીવન-સાથી સાથે કદમ બઢાવવાની.

મારા મનની પણ એ જ સ્થિતિ હતી. કબીરના ભજને અંતરનો મેલ ધોઇ નાખ્યો હતો. અત્યારે કોઈ મહાયજ્ઞમાં આહુતિ આપવા જતાં હોઈએ તેવી મારી મનોદશા હતી. એવાં કલ્પનાચિત્રો પણ મનમાં ઊઠતાં નહોતાં કે પુલ તૂટી પડશે અને આવતીકાલે આખું મુંબઈ ખળભળી ઊઠશે. કેવળ કર્તવ્યનો આનંદ જ મનમાં વ્યાપેલો હતો. લગભગ એક વાગ્યે અમારી ગાડી એક નાનકડા સ્ટેશને ઊભી રહી. સ્ટેશન ઉપર સાંધાવાળો અને માસ્તર એ બે સિવાય ત્રીજું કોઈ દેખાતું નહોતું. અમે અમારા મુકામે પહોંચવા માટે ત્રણ સ્ટેશનો પસંદ કર્યાં હતાં. એક જ સ્ટેશન ઉપર અગિયાર માણસો ઊતરે તો પોલીસની નજર બહાર ન રહે એ અમે જાણતાં હતાં. પ્રતાપ, કમલિની અને હું અહીં ઊતરવાનાં હતાં. ગાડી ઊભી રહી એટલે એક પછી એક અમે ઊતરી પડયાં. પ્રથમથી ગોઠવ્યું હતું તે રીતે કમલિની મારી સાથે ચાલી અને પ્રતાપ અમને ઓળખતો જ ન હોય એ રીતે અમારાથી આગળ નીકળી ગયો. મેં જોયું કે માસ્તરના મોં ઉપર અમને બેને જોઈ આશ્ચર્ય છવાઇ ગયું હતું. આવા પહાડી ગામડાના સ્ટેશન ઉપર અડધી રાતે અમારા જેવું ઊતરે કોણ? મેં ગાડી ઉપર નજર દોડાવી લીધી હતી. ત્યાં તો લગભગ બધા જ ડબ્બાનાં બારીબારણાંઓ બંધ હતાં કારણકે પહાડી ઠંડીએ આજે મિજાજ ગુમાવી દીધો હતો.

અમે ધીમે પગલે સ્ટેશનની બહાર નીકળ્યાં. રસ્તાનો નકશો અમારી પાસે હતો. એકાદ ફર્લાંગ કાચી સડક ઉપર ચાલ્યાં પછી વગડામાં દોરી જતી એક કેડી તરફ અમે

વળ્યાં. પ્રતાપ મોટી ફાળો ભરતો અમારી આગળ ચાલ્યો જતો હતો. ચારેબાજુ ઘોર સૂનકાર, માનવી તો શું પણ વગડાનાં પશુપંખીની પણ હસ્તી જણાતી નહોતી. ઉતાવળ તો હતી જ છતાં ઠંડી પણ અમને ઝડપથી ચાલવાની પ્રેરણા આપતી હતી. મને એવો વિચાર આવી જ જતો હતો કે કમલિની ઘસડાતી હશે, થાકી જતી હશે. પરંતુ એનું પગલું મારી પાછળ નહોતું રહેતું. થોડે દૂર જઇ પ્રતાપ ઊભો રહ્યો હતો. અમે સાથે થયાં અને ઘડીક આસપાસનું નિરીક્ષણ કરવા લાગ્યાં. સંકેત પ્રમાણે પ્રતાપે એક અવાજ કર્યો અને અમારી ડાબી બાજુએથી કોઇ આવતું દેખાયું. અમારા જ બે સાથીઓ હતા, બે દિવસ પહેલાં પ્રાથમિક ગોઠવણ માટે અહીં આવી ગયા હતા. એમણે આવતાં જ ઉત્સાહજનક સમાચાર આપ્યા. અહીંની તૈયારીઓ પણ પૂરી થઈ ગઈ હતી. જે પુલ ઉપર અમે આક્રમણ લઇ જવાનાં હતાં તે પુલ ઉપરની પોલીસ-ચોકી ચાર દિવસ પહેલાં જ ઊઠી ગઇ હતી. સરકારને મન તો આવી લડાઇનો હવે લગભગ અંત આવી ગયો હતો.

એક રાવટીમાં બેસીને આ અક્ષરો લખી રહ્યો છું. બધાં મિત્રો એકત્ર થઇ ગયા છે. તમામ સાધનો જોઈ લીધાં છે. ફરી ફરીને ખાતરી કરી છે કે એક પણ સાધન હવે અધૂરું નથી. અહીંથી અમારો પુલ અડધો માઇલ દૂર છે. લશ્કરી સામાન લઇ જતી ગાડીને પસાર થવાને હવે દોઢ કલાકની જ વાર છે. અમે ઊઠવાની તૈયારી કરતાં હતાં ત્યાં મને ફરીને પેલું ભજન સાંભળવાની ઇચ્છા થઈ અને કમલિનીએ તરત જ એ ઇચ્છા પૂરી કરી. મેં જોયું,

બધાંય મિત્રો એ ભજનના રંગે રંગાયાં અને નવાં બળ–પ્રેરણા લઇ જંગ ખેલવા માટે તત્પર થયાં. મારી ઇચ્છા આ નોંધપોથીને અહીં જ મૂકી દેવાની હતી. કારણકે આજે મારા મનમાં પકડાવાનો ભય હતો. પરંતુ કમલિની ના કહે છે, અને આગ્રહપૂર્વક આ નોંધપોથી પોતાની સાથે રાખવા ઇચ્છે છે એટલે એના હાથમાં આ પાનાંઓ હું સોંપી દઉં છું, અને અમે ભગવાનનું નામ લઇ પ્રયાણ કરીએ છીએ.

તા...–૧૧–'૪૨

જે બની ગયું છે તે લખવા જેટલી સ્વસ્થતા હજી મેળવી નથી કારણ કે આજે આઠની ગાડીમાં અમદાવાદ ઊપડી જવાનો નિશ્ચય છે અને ત્યાં ગયા પછી નવું વાતાવરણ ઊભું જવાનું છે એટલે હૃદયમાં જે જખમો પડયા છે તેની નોંધ લખી લીધા વગર છૂટકો નથી. અત્યારે હું મુંબઈમાં બેઠો છું. સ્ટેશનની નજીક એક મકાનમાં ત્રીજા માળની ઓરડીમાં અમે સંતાયાં છીએ. બધી જ બાતમી એમ કહે છે કે મુંબઇ અને પૂનાની પોલીસે આજે અમને પકડી પાડવાનો નિશ્ચય કર્યો છે. અહીંથી નાસી જવામાં પણ સલામતી તો નથી જ, છતાં અત્યારની માનસિક સ્થિતિમાં એ જ માર્ગ ઉત્તમ છે એમ ફરી ફરીને લાગે છે. મારું મન ભાંગી ગયું છે. દાબી દીધેલાં મનોમંથનો લાખગણાં જોરદાર થઇને આજે જાગી ઊઠયાં છે. અહિંસાને એક કોરે મૂકી મેં હિંસાનો માર્ગ સ્વીકાર્યો હતો. એ હિંસા પાછળ સ્વાર્થ નહોતો, રોષ પણ નહોતો. જગતમાં કોઇનું બૂરું કરવાની ઇચ્છા મેં કદી કરી નથી, તો જ્યારે

જગતમાં કલ્યાણ સ્થાપનારી લડતમાં હું પડયો છું ત્યારે તો એવી ઇચ્છા કરું જ કેમ? અમે પુલ ઉપર આક્રમણ કરવા નીકળ્યાં ત્યારે મારા પગમાં જે જોર હતું તે જોર આજે નથી. ત્યારે છાતી ઊછળતી હતી, આજે એ બેસી ગઇ છે. ત્યારે મારી આંખ અંધકારનાં પડ ભેદીને દુનિયાને પેલે પાર જોવા મથતી હતી. આજે અંતરનાં ઊંડાણ ખોળવાનો એ પ્રયત્ન કરે છે. એમ લાગે છે કે હું બે-ચાર ઘડીમાં જ બદલાઇ ગયો છું. ક્રાંતિની ભભૂકતી જ્વાળાઓની વચ્ચે શીતળ શાંતિ પામવા અત્યારે મારું મન ફાંફાં મારે છે.

જો આ જ સ્થિતિ બે-ચાર દિવસ ચાલુ રહેશે, પોલીસના પંજામાં હું નહિ સપડાઉં, અથવા આજની દુનિયા છોડીને ક્યાંય ચાલ્યો નહિ જાઉં તો કદાચ પાગલ બની જઇશ એવી ભીતિ છે. સાચું કહું તો અમદાવાદ જવાનો નિશ્ચય અને પોલીસના હાથમાં ન સપડાવાનો નિશ્ચય પણ કમલિનીની ઇચ્છાને આભારી છે. હું તો મારી જાતને ફેંકી બેઠો છું અને સર્વસ્વ હારી બેઠો છું. આ ક્ષણે કમલિનીએ જ મારો કબજો લઇ લીધો છે.

પુલ ઉપર અમે ગયાં ત્યારે સફળતા વિશે શંકા નહોતી. મારું નહિ-સૌનું દિલ આશા અનુભવતું હતું. અમારી યોજનામાં પણ કશી ખામી નહોતી. જે સાધનો લીધાં હતાં તે પણ અમોઘ હતાં. અમારી ટુકડીમાંથી સાત જુવાનોને પુલની આસપાસના એક નાના વિસ્તારમાં ચોકી-પહેરા માટે અમે ગોઠવી દીધા હતા. કમલિની, હું અને બીજા ચાર જુવાનો પુલની પાસે પહોંચ્યાં. પુલ ઉપર ફરીને

આસપાસનું અવલોકન કર્યું. પુલ લગભગ ત્રણ ફર્લાંગ લાંબો હતો. વીસેક ફૂટ નીચે પાણી વહ્યું જતું હતું. પાણીના વહેણમાંથી જે અવાજ ઊઠતો હતો તે રાત્રીની ભયંકરતાને ઓછી કરતો હતો. એ દૃશ્ય પણ સુંદર હતું. ચારેબાજુ ઘેર અંધકાર, પાણીયે કાળું ભમ્મર, છતાં એમાં તેજના લિસોટા થઈ જતા હતા. અમે પાસેની ભેખડ ઉપરથી સાચવી સાચવીને ખાડીના કિનારા ઉપર પહોંચ્યા. ત્યાંથી પુલનો થાંભલો જોઈ શકાતો હતો. અમે એ ઉપર ટૉર્ચ ફેંક્યો. જંગલ ઝબકી ગયું. ધીમે પગલે ત્યાં પહોંચ્યાં. હવે સમય ગુમાવાય એમ નહોતું. તરત જ ત્યાં સીડી ગોઠવી દીધી. પથ્થર તોડવાનાં સાધનો લઈને હું ઉપર ચડયો. બીજા મિત્રોએ નીચેથી સીડી પકડી રાખી. પથ્થર ઉપર ઘા પડયો ને વાતાવરણ ધ્રૂજી ઊઠયું. અમારા સૌની નજર ચારે બાજુ ફરી વળી. બીજો ઘા, ત્રીજો ઘા અને ફરી એકવાર અમે આસપાસ જોઈ લીધું. દૂર ચોકી કરવા ઊભેલા મિત્રો તરફથી પણ કશો અવાજ ન આવ્યો એટલે ઘાની પરંપરા ચાલી. દસેક મિનિટમાં એક મોટો પથ્થર મેં કાઢી લીધો ને પાણીમાં ફેંકયો.

હું ચાર–પાંચ પગથિયાં નીચે ઊતર્યો. કમલિની એના હાથમાં એક નાની પેટી લઈને ઊભી હતી. મેં હાથ લંબાવ્યા. એણે પેટી આપી. એ પેટીમાં પુલને જમીનદોસ્ત કરવાનો મસાલો હતો. હું તરત જ ઉપર ચડી ગયો. પથ્થર કાઢીને જે ખાડો બનાવ્યો હતો તેમાં પેટી ગોઠવી દીધી. ઉપર અને આસપાસ બીજા નાના પથ્થરો દબાવી બધું બરાબર કરી લીધું. પેટીને એક છેડે લાંબો તાર હતો તે હાથમાં લઈ હું નીચે ઊતર્યો. વીજળીની ઝડપે અમે દોડયાં. સોએક ડગલાં

અમે દૂર ચાલ્યાં ગયાં. ત્યાં તારનો છેડો આવતો હતો. સાથીઓને મેં સૂચના કરી કે તેઓ દૂર ચાલ્યા જાય. બધા ગયા. કમલિની ન ગઈ. મને સહેજ ડર લાગ્યો કે આ તારનો છેડો સળગાવ્યા પછી મારી સાથે એ નહિ દોડી શકે તો ? પણ હું ન બોલ્યો. મારી નજર દૂર દૂર ફરવા લાગી. ગાડી આવવાનું કોઈ ચિહ્ન હજી દેખાતું નહોતું.

અર્ધો કલાક પસાર થયો. પુલ ઉપર બે માણસો ચાલતા હોય એવું દેખાયું. અમે સૂઈ ગયાં. બંને બંદૂકધારી સિપાહીઓ હતા. અમારાથી દસ જ કદમ દૂરથી તેઓ ચાલ્યા ગયા. એ ભય દૂર થતાં મન પ્રફુલ્લ બન્યું......પણ ગાડી તો દેખાઈ જ નહિ !

મેં ઘડિયાળ જોયું. ચાર વાગવા આવ્યા હતા. લશ્કરી સામાનની 'માલગાડી' તો બરાબર સાડાત્રણે પસાર થવાની હતી. શું થયું હશે ? મનમાં ચિંતા થવા લાગી. સાડાચાર વાગ્યે એક મુસાફરગાડી નીકળવાની હતી. 'માલગાડી' ન જ આવે તો ? મુસાફરગાડી આવી જાય તો ?...મનને એક આંચકો લાગ્યો. બરાબર એ વખતે જ દૂર જંગલમાં અજવાળું દેખાયું. મેં દોડીને પાટા ઉપર કાન માંડ્યા. આંખો ખેંચીને દૂર સુધી જોયું. ગાડી આવતી હતી !

મારા સાથીઓ પણ એકદમ દોડીને ખબર આપવા આવ્યા. જામગરી મૂકવાનો સમય થઈ ગયો હતો. અમારી ગણતરી પ્રમાણે તારના આ છેડાની આગ બીજે છેડે, પેટીના મસાલા સુધી પહોંચવામાં પંદર મિનિટ થવાની હતી. પળવાર ભીતિ પેદા થઈ...'માલગાડી' નહિ

હોય તો?...પણ એમ બને જ કેમ? બુદ્ધિએ દલીલ કરી. મેં દીવાસળી ચાંપી દીધી. મારી આંખમાં પણ જાણે તણખો મુકાયો. સળગતી આંખે મેં ચારે દિશામાં જોયું અને પછી અમે દોડ્યાં. પાટાની પાસે પાસે જ દોડ્યાં. બસો ડગલાં દૂર જઈને બેઠાં. ગાડી નજીક આવતી લાગી. પાટા ધણધણી ઊઠ્યા. થોડી વારે અજવાળું પણ પથરાયું. અમે ફરીને જુદાં પડી ગયાં હતાં. કમલિની મારી સાથે જ હતી. મારી છાતી ધડકતી હતી. કમલિનીના મનની સ્થિતિ હું જાણતો નહોતો. ગાડી નજીક આવી. પૃથ્વી જાણે કંપાયમાન થઈ. અચાનક મારી પાછળથી બૂમ આવી: 'માલગાડી નથી મુસાફરગાડી છે.' હું ધ્રૂજી ઊઠ્યો. ઊભો થઈ ગયો. ફાટી આંખે આવતી ગાડીને જોઈ રહ્યો. દૂર નજર ફેંકી, સળગતા તારનો અગ્નિ મંદ પણ નિશ્ચિત ગતિએ પુલ તરફ જતો હતો. શું કરું? અંતર ખળભળી ઊઠ્યું. કમલિની શું કરે છે, શું વિચારે છે, તે મેં જોયું જ નહિ. એક આંચકો આવ્યો હોય એમ હું પુલ તરફ દોડ્યો. કમલિનીએ મને પકડી લીધો. હું પડ્યો, કમલિનીયે પડી. ગાડી નજીક આવતી હતી.

મારી આંખ આગળ પલકવારમાં ભયાનક ચિત્રો ખડાં થયાં. જાણે મેં સ્ત્રી-બાળકોની ચિચિયારીઓ સાંભળી, જાણે ઘવાયેલાં સ્ત્રી-પુરુષો જોયાં. ભયંકર ચિત્કારથી વાતાવરણ ભરાઈ ગયું...મારી આંખે અંધારાં આવવા લાગ્યાં.

અને ત્યાં જ ગાડી છેક પાસે આવી પહોંચી. પાગલ આદમીના બળપૂર્વક હું ઊભો થયો અને પાટા ઉપર દોડ્યો. કમલિની મારી પાછળ દોડી પણ રસ્તામાં પડી ગઈ. મેં ત્રાડ

પાડી, જિન્દગીમાં કદી જ નહોતી પાડી એટલા જોશપૂર્વક:
'ગાડી થોભાવો–ગાડી થોભાવો..'

અને ગાડી અટકી ગઈ. પાટા ઉપર જાલિમની એક હજાર છૂરી એક સાથે ઘસાય એવો અવાજ આવ્યો. હું નીચે પડી ગયો.

કમલિની દોડી આવી. એણે મારો હાથ ખેંચ્યો. હું ઊભો થયો. એ મને લઈને દોડી. હું પણ ભાન વિના દોડયો. પડયાં, ઊઠયાં, દોડયાં. કયાં નીકળી ગયાં તેનું ભાન ન રહ્યું. અમારી પાછળ એક ભયાનક અવાજ સંભળાયો. અમે માન્યું: પુલ તૂટયો. બીજી પળે કોલાહલ સંભળાયો, થોડી વાર પછી બંદૂકના બાર સંભળાયા, ત્યારે તો જાણ્યું નહિ કે આ બધું સાચું હતું કે સ્વપ્ન! પણ બીજે દિવસે વર્તમાનપત્ર ઉપર આ આખીયે કથા વાંચી. વૃત્તપત્રોના અહેવાલ મુજબ અમારો દુષ્ટ પ્રયાસ નિષ્ફળ ગયો હતો. એંજિન ચલાવનારે સમયસૂચકતા વાપરીને ગાડી થોભાવી હતી. પોલીસ અને ભાંગફોડુઓ વચ્ચે હથિયારની ઝપાઝપી થઈ હતી ભાંગફોડુઓ છેવટે નાસી ગયા હતા. પુલને સાધારણ નુકસાન પહોંચ્યું હતું.

આ અહેવાલ વાંચીને હું હસી શકયો નથી તેમ મારા મનમાં તિરસ્કાર પણ પ્રગટયો નથી. મારું મન સાચે જ ભાંગી ગયું છે. કેવા મનોભાવ સાથે હું ગયો હતો અને કેવા મનોભાવ મેં ત્યારે અનુભવ્યા તેનો વિચાર કરું છું તો મારું માથું ફરી જાય છે. મેં માન્યું હતું કે હિંસા કરવાનું જોર મને મળી ગયું છે, કારણકે મારામા રાગ-

દ્વેષ નથી, આસક્તિ નથી, સ્વાર્થ નથી. મિત્રો મને દોષ આપે છે, કહે છે: 'હું નિર્બળ બની ગયો...મુસાફરગાડી ઉથલાવવાનો આશય નહોતો, પરંતુ આવાં કાર્યોમાં એ જોખમ તો ઉઠાવવું જ જોઈએ...આપણે મુસાફરોને અનેક વેળા ચેતવ્યા છે. ગાડીઓ સલામત નથી તેનું સૌને ભાન પણ છે.'

મિત્રોની આ દલીલ મારા હૈયામાં વસતી નથી. એમ લાગે છે કે ભાંગફોડની લડતના સૈનિક થવા માટે હું લાયક નથી. એમ પણ થાય છે—હજી એ માટે વિશ્વાસ બેસતો નથી એટલે કહું છું કે થાય છેઃ આ માર્ગ ખોટો છે. આ માર્ગે આઝાદી મળે તોયે તે સ્વીકારી શકાય નહિ. માનવતા વેચીને આઝાદી ન ખરીદવી જોઇએ.

હજીયે આંખ આગળથી, બે-પાંચ ક્ષણ જોયેલાં એ ભીષણ દશ્યો ખસતાં નથી. વિચાર આવે છે કે ગાડી થોભી ન હોત શું થાત? ગાડી પુલ ઉપર પહોંચી હોત ને એ પેટી ફાટી હોત તો એની અસર સો ગણી વધી જાત. પુલ તૂટી પડત, ગાડી નીચે ખાડીમાં ફેંકાઈ જાત. નિરાંતે સૂતેલા સેંકડો મુસાફરોના છૂંદા થઈ જાત!

અને બદલામાં મને મળત શું? મારા દેશને શો લાભ થાત? પાંચ દિવસ રેલવ્યવહાર ન થઈ શકત એટલું જ ને? બીજે દિવસે ત્યાં લશ્કર ગોઠવાઈ જાત, પછી અમે જઈ શકત?

માલગાડી કેમ ન આવી ને મુસાફરગાડી શી રીતે પહેલી આવી ગઈ તેના વિચારો તો મને આવતા જ નથી. મિત્રો

પૂછે છે તો કહું છું કે આપણને મળેલા સમાચાર જ ખોટા હશે અથવા તો છેલ્લી ઘડીયે કાર્યક્રમ બદલાયો હશે. ગમે તેમ હોય... જે બન્યું છે તે મને હચમચાવી મૂકવા માટે બસ છે.

......હવે શું કરવું તેની વિચારણા કરવાની શક્તિ ગુમાવી બેઠો છું. સવારથી સાંજ સુધીમાં અનેકવાર એમ બોલી ગયો છું કે મારા માટે આ લડતમાં સ્થાન નથી, સૈનિકપદની યોગ્યતા હું ગુમાવી બેઠો છું, મારે હવે જેલમાં જ પહોંચી જવું જોઈએ. લડનારને હું રોકીશ નહિ, પણ જાતે લડવાની મારી હિંમત નથી, મારી તાકાત નથી.

કમલિની મને આશ્વાસન આપે છે, હિંમત આપે છે, પરંતુ તેની અસર હૃદયના ઊંડાણ સુધી પહોંચતી નથી. હું કહું છું: મારાથી આ થઈ શકશે નહિ. કોઈનું મૃત્યુ મારાથી જોઇ શકાશે નહિ. કોઇને મારીને વિજય મળશે તોયે તેનો આનંદ હું ભોગવી શકીશ નહિ......મને ખબર જ નહોતી કે વજ્જર જેવી દેખાતી છાતી અંદરથી આવી ચીકણી હશે. અહિંસાનો ગર્વ હું કરતો નથી. હિંસાનું અભિમાન પણ મારાથી થઈ શકશે નહિ.

કમલિનીના આગ્રહથી ખેંચાઇને જ અમદાવાદ જવા તૈયાર થયો છું. મારું ભાંગેલું મન જો નિર્ણય કરવાનો અધિકાર મેળવી શકે તો તે હવે કહે છે કે મારે હવે જેલમાં પહોંચી જવું જોઈએ. મારા જેવા માટે એ જ માર્ગ ઉત્તમ છે. રાષ્ટ્રના મુક્તિયજ્ઞમાં એથી ઊંચેરું બલિદાન આપવાની મારી યોગ્યતા નથી.

કમલિનીની એવી ઇચ્છા છે કે થોડા દિવસ મારે શાંતિ લેવી અને આ બધું ફરીને વિચારવું. મારી જેલની ઇચ્છા એને યોગ્ય નથી લાગતી. એ કહે છે કે એ તો મેદાન છોડીને નાસી જવા જેવી કાયરતા છે. મારા જેવા ક્ષત્રિયને એ શોભે નહિ.

પણ હું ક્ષત્રિય જ નથી તેનું શું? કમલિનીને આશા છે કે હું અમદાવાદ પહોંચીને બધા મિત્રોને મળીશ ત્યારે મારું મન બદલાઈ જશે, એમના સંસર્ગથી મારું મનોમંથન શમી જશે. હું ફરીને ક્રાંતિનો વીર બની જવા માટે તલપી ઊઠીશ.

મને એ આશા નથી. હું તો ઝંખી રહ્યો છું કારાવાસની શાંતિને. ત્યાં જઈ ને મારે અંતરના દરિયાની ખોજ કરવી છે. મોતી, છીપલા કે પથ્થર જે મળે તે શોધી કાઢવાં છે.

## ૨૪

# ક્રમલિનીની નોંધ

રાજેનની રોજનીશી હવે પૂરી થઈ. છેલ્લી નોંધ ઉમેરવાનું દુઃખદ છતાં પવિત્ર કાર્ય બજાવવાનું મારે શિરે છે.

અમદાવાદથી તે રાત્રે નીકળતાં અમારે બહુ સાવચેત રહેવું પડ્યું હતું. રાજેન માટે હું એક મુસ્લિમનો પહેરવેશ લાવી હતી. એ તો એ પહેરવા જ બની ગયો હતો. મારા આગ્રહને પાછો ઠેલવાની એનામાં હિંમત નહોતી. હું એની બીબી બની ગઈ હતી, અંતરથી તો હતી જ, સ્વરૂપે જીવનમાં પહેલી જ વાર.

અમે અમદાવાદ સ્ટેશનેથી સલામત રીતે નીકળી ગયાં. ત્યાંનું વાતાવરણ મુંબઈ કરતાં ખાસ જુદું નહોતું. હડતાલ હવે સમેટાઈ ગઈ હતી અને તેની અસર સમગ્ર વાતાવરણ ઉપર દેખાતી હતી. જઈને તરત જ અમે ભૂગર્ભવાસીઓનો સંપર્ક સાધ્યો. સૌને મળવામાં ચારેક દિવસ પસાર થઈ ગયા. આ ચાર દિવસમાં રાજેન તો જાણે પલટાઈ જ ગયો, આજ સુધી આ પ્રવૃત્તિના દોષ જોવા તરફ એની દૃષ્ટિ જ નહોતી. હવે એને લાગવા માંડયું કે આ રીતે લડી શકાશે

નહિ, પ્રજાનો સાથ છૂટી ગયા પછી સમગ્ર પ્રજાની લડાઈ લડી શકાય નહિ. એ કહેતો હતો: 'ભૂગર્ભવાસીઓનો ઘણોખરો સમય તો પોતાની જાતને સલામત રાખવામાં જ ખરચાય છે. શક્તિ અને દ્રવ્યનોયે ઓછો હ્રાસ થતો નથી. આ સ્થિતિ કેમ ચલાવી શકાય?' હું દલીલ કરતી હતી: 'લશ્કરોએ પણ નિષ્ક્રિય રહેવું પડે છે. તેઓ સલામત ન રહે તો ફરીને લડાઈનું મોજું આવે ત્યારે પ્રજાને દોરે કોણ? કોણ ભાવિ લડતની તૈયારી કરે?' એ જવાબ આપતો હતો: 'એક પ્રકારની આ આત્મવંચના છે. લડાઈની તાકાત પેદા કરવાની આપણામાં શક્તિ જ નથી. એ શક્તિ ગાંધીજીમાં છે અને તેઓ તો બંદીખાને પડ્યા છે. પ્રજા ભાંગી ગઈ છે, કોઈ ચમત્કાર થાય તો જ ફરીને બળવો વ્યાપક બની શકે અને એવા ચમત્કારમાં નવા નેતાઓનું સર્જન થઈ જ જાય'

હિંસા–અહિંસાની બાબતમાં પણ એનું મન પલટો લઈ રહ્યું હતું. એ કહેતો હતો: 'હિંસાથી આપણે નહિ જીતી શકીએ. હિટલરના ભયાનક બોંબ જો ઇંગ્લંડને નમાવી શકતા નથી તો આપણા આ હાથગોળાઓ એમને અહીંથી ભગાડી શકશે?' હું જવાબ આપતી હતી: 'હાથગોળાઓ નહિ પરંતુ તે દ્વારા પ્રગટતી અસંતોષની આગ એમનાથી સહન નહિ થાય.' એ કહેતો હતો: 'એ આગ જ હવે બુઝાઈ ગઈ છે. બોંબથી ફરી સળગશે નહિ.'

'તો કરવું શું?' એવો સવાલ હું પૂછતી ત્યારે એના મુખ ઉપર મૂંઝવણ આવી જતી. એ જવાબ આપતો: 'એ સૂઝતું નથી, માટે જ ચુપ બેઠો છું, પણ આજનો માર્ગ

તો સાચો નથી જ. નિઃશસ્ત્ર પ્રજાએ કોઈ જુદો જ માર્ગ લેવો જોઈએ અને એ માર્ગ એવો હોવો જોઈએ જેમાં લાખો–કરોડો માણસો પોતાનો હિસ્સો આપી શકે. ધરતીનું કણેકણ જાગશે નહિ, કંપશે નહિ ત્યાં સુધી સલ્તનતનું સિંહાસન ડોલાવી શકાશે નહિ'

જેલ જવાની ઇચ્છા વધુ ને વધુ પ્રબળ બનતી જતી હતી. મને એ કહેતો હતો: 'યુદ્ધના સૈનિક તરીકે મારાથી ઘેર બેસી રહેવાય નહિ, બીજે ક્યાંય ચાલ્યો જાઉં તે પણ યોગ્ય ન ગણાય. મારે રસ્તો શોધવો છે. એ માટે શાંતિની જરૂર છે. જેલ વિના એ મળે એમ નથી. ત્યાં જઇને હું પ્રમાદી બની પડયો નહિ રહું. અંતરની ખોજ કરીને જીવનમાર્ગ શોધી લાવીશ. તું મને રજા આપ.'

રાજેન મને છોડીને જાય એનું દુ:ખ મારા દિલમાં નહોતું એમ કહેવામાં દંભ છે, પરંતુ એટલું કહું કે એ કરતાંયે વધુ દુ:ખ તો એ લડાઈ છોડીને જવા ઇચ્છતો હતો તેનું હતું. મારા પ્રત્યે એનું મમત્વ અપાર હતું. આ દુનિયામાં કે એના જીવનમાં એવું કશુંય નહોતું જે મારા માટે એ ત્યાગી ન શકે. હું એ જાણતી હતી અને તેથી જ બાહ્યરૂપે જેલ જવામાં સંમતિ નહોતી આપતી છતાં એનાં અંતરની શાંતિ માટે તો રાતદિવસ ચિંતા કરતી હતી. કોઈ વાર તો એમ પણ થઈ આવતું કે ભલે જાય અને શાંતિ મેળવે. એનું બાકીનું કામ હું પતાવીશ. પણ એમ કહેવાની–કરવાની હિંમત ચાલતી જ નહોતી.

એક દિવસ એ હિંમત મારે કરી લેવી પડી. મનને મારીને એને મુક્તિ આપવી પડી.

રાજેનનું પલટાયેલું મન બદલવા માટે મેં જ ગુપ્ત સભાની ગોઠવણ કરી હતી. ચાર–પાંચ મુખ્ય કાર્યકરો સાથે મુલાકાત ગોઠવી હતી. સ્થળ પસંદ કર્યું હતું માણેકચોક ઉપરના એક મેડાનું. શહેરની વચ્ચે જ હોવા છતાં કે એટલે જ એ મેડો બે મહિનાથી વપરાતો હતો તોયે સલામત હતો. ત્યાં સાધન–સામગ્રી રાખવામાં આવતાં હતાં. ગુજરાતની લડતનાં સ્ફોટક દ્રવ્યોનો ત્યાં ખજાનો હતો.

અમદાવાદ આવીને રાજેન છૂટથી ફરવા લાગ્યો હતો. સ્નેહીઓ–સ્વજનોને મુક્ત મને મળતો હતો. લડાઈમાં હોય જ નહિ એ રીતે વર્તતો હતો. અહીં આવ્યા પછી એણે એક પણ દિવસ નોંધપોથી લખી નહોતી છતાં એ સાથે તો રાખતો જ હતો. કેટલીક વાર આગળનાં પાનાંઓ વાંચી હસતો કે ગંભીર બની જતો. એકવાર બોલી ગયેલો: 'બધું ફાડીને ફેંકી દઉં અથવા તો છેલ્લા વિચારોને વ્યવસ્થિત કરી એક નિબંધ લખી નાખું એમ થાય છે.' હું કહેતી હતી: 'બીજો વિચાર વધુ સારો છે, એથી તારા ચિત્તનું પૂર્ણદર્શન પામી શકાશે.'

પણ એ અવસર મળ્યો જ નહિ. અમે ગુપ્ત સભામાં ગયાં ત્યારે પણ નોંધપોથી સાથે હતી. મુકામેથી નીકળતાં મેં કહેલું: 'નોંધપોથી ન લઈ જઈએ તો?' એણે જવાબ આપ્યો: 'શો વાંધો છે? ત્યાં પકડાઈ જવાની ભીતિ હોય તો આપણે જઈએ જ શા માટે?'

અમારી સભા મળી અને કામકાજ શરૂ થયું ત્યાં જ નીચે કંઇક ગડબડ થતી હોવાનો મને વહેમ આવ્યો. મેં

આંખથી જ સૌને સૂચન કર્યું. તરત જ બધા સાવધ થયા. કાન માંડયા પણ દાદર ઉપર પગલાં ન સંભળાયાં. મેં ઘુપાઈને બારી બહાર જોયું. લોકો એકઠા થતા જતા હતા. પચીસેક પોલીસો નીચે ઊભા હતા. બે અમલદારો પણ દેખાયા. એક અમલદારે ઊંચે નજર કરી, એણે મને જોઈ હશે એમ ધારું છું.

મેં અંદર આવીને કહ્યું: 'હવે કોઈ રસ્તો નથી. આપણે સપડાઈ ગયા છીએ.'

સૌ ઊઠયા. સૌનાં મુખ ઉપર મૂંઝવણ અને ગભરાટ છવાયાં. રાજેન સ્વસ્થ બેસી રહ્યો.

'આપણે જવું જોઈએ, ગમે તે રીતે નાસી છૂટવું જોઈએ.' હું એના ખભા હલાવીને બોલી.

એણે શાંતિથી જવાબ આપ્યો: 'હવે શા માટે? કુદરતે જ આમ નક્કી કર્યું છે... તું નાસી જા. ગમે તે રીતે નાસી જા.'

ત્યાં તો એક મિત્ર ખૂણામાંથી નાની નિસરણી લઈ દીવાલ સાથે મૂકી અને ઉપર ચડવા માંડયું. ઉપરની છતમાં દરવાજો હતો. એ અલોપ થયો. એની પાછળ બીજો જતો હતો તેને રાજેને હાથ ઊંચો કરી રોકયો. એ ઊભો થયો. મને આગળ કરી, મારા હાથમાં નોંધપોથી મૂકીને કહ્યું: 'વિચાર ન કર, વિલંબ ન કર, થોડા સમયમાં જ ફરી મળીશું. મારા માર્ગે મને જવા દે.' હું ચાલી, લથડતે પગે ઉપર ચડી. હું બંને બાજુ ખેંચાતી હતી. છેલ્લી નજર ફેંકી. એના મુખ ઉપર પારાવાર પ્રેમ અને કરુણાનાં મેં દર્શન કર્યાં.

છાપરા ઉપર આવ્યા પછી હું થોભી નહિ. દોડીને પાસેની અગાસી ઉપર પહોંચી ગઈ. ત્યાંથી મકાનો વટાવતી દૂર ચાલી નીકળી.

પાછળ શું બન્યું તે મેં જોયું નથી, પણ જાણું છું. રાજેનને કોઈ સમજાવવાનો પ્રયાસ ન કરે અને એમાં સમય ન જાય તે માટે એણે જ યુક્તિ શોધી હતી. એ ઉતાવળ કરી બીજાને આગળ જવાનું કહેતો હતો, પરંતુ ત્યાં તો દાદરના પગથિયાં ધ્રૂજ્યાં હતાં અને બે મિનિટમાં જ બારણાં તૂટી ગયાં હતાં. રાજેન અને બીજા બે જુવાનો પોલીસના પંજામાં સપડાઈ ગયા હતા.

હવે શું લખું? રાજેન પકડાઈ ગયો એ જાણ્યા પછી હું અસ્વસ્થ ન બની એનું મને પોતાનેય આશ્ચર્ય થાય છે. એ પછી આજ સુધીમાં લડતનું કાર્ય તો મેં કશુંયે કર્યું નથી, પરંતુ હું એનાથી દૂર પણ ગઈ નથી. રાજેનને પોલીસ–ચોકીમાં લઈ ગયા ત્યાર પછી બે દિવસે મને એવા સમાચાર મળ્યા કે એના ઉપર ત્રાસ ગુજરે છે, કારણકે એની સાથે સ્ફોટક દ્રવ્યોનો મોટો જથ્થો પકડાયો હતો. એ વખતે હું ચિંતામાં પડી હતી. એકવાર તો રાજેનને નસાડી લાવવાનું સાહસ ખેડવાની બાલિશ યોજના પણ મેં ઘડેલી, પરંતુ બીજે જ દિવસે ખાતરીપૂર્વક જાણવા મળ્યું કે એ વાત ખોટી હતી. રાજેન જે પોલીસ–અમલદારના હાથમાં આવ્યો હતો તેની નીતિ ત્રાસ વર્તાવવાની નહિ પરંતુ તરત જ કેસ ચલાવવાની હતી.

રાજેનનો કેસ કોર્ટમાં દાખલ થયો ત્યારે લોકોની

ઉત્સુકતાને કોઈ સીમા નહોતી. લોકોની વચ્ચે ઘૂમતાં હું એની પ્રશંસા જ સાંભળતી હતી. એક પણ અપવાદ એવો નથી જ્યાં મેં નિંદા સાંભળી હોય. જેમણે એને જોયો હતો તેઓ આશ્ચર્ય અને ભક્તિથી બોલતા હતા: 'આવો સુકુમાર જુવાન બૉમ્બબાજીમાં શી રીતે પડી શક્યો હશે? પરમાત્મા પણ પ્રસન્ન થઈ જાય એવું ભવ્ય બલિદાન છે.' લોકો ઇચ્છતા હતા કે રાજેન નિર્દોષ ઠરીને છૂટી જાય, પરંતુ એ ક્યાં છૂટવા માટે પકડાયો હતો! મદદ આપવા આવનાર ધારાશાસ્ત્રીઓને એણે જ વિનયપૂર્વક ના પાડી હતી. એના ઉપર તહોમતો ઘણાં હતાં. પ્રાણહારક વસ્તુઓનો વાપરવાના ઇરાદાથી કબજો રાખવાનો, સ્થાપિત સરકાર સામે બળવો પોકારવાનો ગેરકાયદે સંસ્થાના સભ્ય હોવાનો એમ ગુનાઓની તો પરંપરા હતી. બ્રિટિશ વાયસરૉયના ફતવા અનુસાર એને ફાંસીની સજા થઈ શકે. પરંતુ લોકોને અને મને પણ, વિશ્વાસ હતો કે જો સજા થશે તો તે બહુ હળવી હશે.

કેસ લગભગ દોઢ મહિનો ચાલ્યો. એને કોર્ટમાં લાવવામાં આવતો હતો અને હું ત્યાં જાઉં તો એનું મુખદર્શન અવશ્ય કરી શકું, પરંતુ મેં મનને માર્યું હતું. કદાચ હું પણ પકડાઈ જાઉં તો? રાજેનને કેટલું દુઃખ થાય? એ તો એમ જ માને કે એનો વિયોગ મારાથી સહન ન થયો અને મેં લડાઈને દગો દીધો!

છતાં એક દિવસ તો મારાથી ન જ રહેવાયું. ગુજરાતી સ્ત્રી બનીને હું કોર્ટમાં પહોંચી. મારો રાજેન પીંજરામાં જવાબ આપવા ઊભો હતો. હું એટલી બધી દૂર હતી કે એ શું બોલે છે તે સંભળાતું નહોતું. પરંતુ એની ખુમારી

તો દૂરથીયે જોઈ શકતી હતી આંખોમાં જુવાનીનું તેજ હતું. વિખરાયેલા વાળમાં ક્રાંતિવીરની મોત વિષેની બેપરવાઈ હતી. મસ્તક કોઈને નમવાનું જ ન હોય એવું ઉન્નત હતું. સીનો મર્દનો હતો. હું પ્રસન્ન થઈ ગઈ.

એક વિચારે તે રાતે મારું મન જકડી લીધું. રાજેન ઉપર તહોમતો હતાં હિંસાનાં. રાજેન એનો બચાવ કરતો નહોતો. એનું અંતર કેટલું અહિંસક હતું, એનામાં કેટલી માનવતા હતી, એ કેવો દ્રવતો હતો એ ન્યાયદેવતા ક્યાં જાણતા હતા! રાજેન જ્યારે હિંસાને માર્ગે જતો હતો ત્યારે એને કોઈએ પકડયો નહિ! જ્યારે એ માર્ગ છોડી જીવન-શોધનના પવિત્ર પંથે એણે પગલાં માંડયાં ત્યારે જ એ ગિરફતાર થયો. પણ હું એમ શા માટે વિચારું છું? રાજેનને કોઈએ પકડયો જ નથી. એને પકડવાની કોની મગદૂર છે? એ તો પકડાયો છે સ્વયંભૂ વૃત્તિથી, પોતાના આત્માના અવાજને માન આપીને. ન્યાયાસન કરતાંયે એ મહાન બની ગયો છે, એ બેઠો છે આત્માના આસન ઉપર.

મારે કબૂલ કરવું જોઈએ કે રાજેનને સજા થઈ ત્યારે હું ખળભળી ઊઠી. આટલા દિવસ સુધી જે સંયમ જાળવ્યો હતો તે તૂટી પડયો. એ રાતે મારા એકાંત ઓરડામાં હું પોકે પોકે રડી પડી. મોડી રાત્રે હું નિદ્રાધીન થઈ અને સ્વપ્નમાં રાજેન હાજર થયો. મને શું કહ્યું, મેં એને શું કહ્યું તે યાદ નથી રહ્યું. એટલું યાદ રહ્યું છે કે એ મારા જીવનમાં અંધારી રાત્રે શાંત પગલે આવીને આશા અને માધુર્ય મૂકી ગયો. સવારે જાગ્યા પછી કેટલીયે વાર એના કારાવાસનું મેં સ્મરણ કર્યું

પરંતુ દુ:ખ કે તાપનો અનુભવ મને થયો જ નહિ. જેમ જેમ વિચારતી ગઈ તેમ તેમ મને લાગતું ગયું કે રાજેન તો ગયો છે જીવનનાં ઊંડાં જળ માપવા. એ જરૂર સાગરનાં મોતી વીણી લાવશે. એક ને એક દિવસ આ ધરતી ગુલામીના ત્રાસમાંથી મુક્ત થશે. એનું મુક્તિમંદિર જ્યારે ચણાશે ત્યારે તેના પાયામાં મારો રાજેન રાચતો હશે. હું પણ તે દિવસે પ્રેક્ષક નહિ હોઉં, પરંતુ એ રાજેનની સાથે જ મારો પ્રાણ પણ મુક્તિમંદિરના પાયામાં ધબકતો હશે. દેહનું સાંનિધ્ય આટલા સમય સુધી રાખ્યું. જીવનમરણના જંગમાં પ્રેરણાનાં અમૃત પાયાં અને પીધાં, હવે તો હૃદયનું સાંનિધ્ય જ રાખવાનું છે. એનાં વિયોગના ઝેરકટોરા પીને મુક્તિનું અમૃત મેળવવાનું છે. મારા દિલમાં આજે નિરાશા નથી, વિષાદ નથી, દુ:ખ કે ગ્લાનિ નથી; હું આશાભર્યા હૈયે આ નોંધપોથીની સમાપ્તિ કરું છું. એને છાતી સરસી ચાંપું છું અને માત્ર અમારા જીવનના જ નહિ, પરંતુ આ વિદ્રોહના એક પવિત્ર ગ્રંથરૂપે એ ક્યાંક સચવાઈ રહે, અમે હોઈએ કે ન હોઈએ તોયે તેની સુગંધ કોઈને સાત્ત્વિક સુખાનુભવ કરાવે, એવી આશા સાથે કોઈ અધિકારી હાથમાં સોંપી જાઉં છું.

[ ૧ ]

# ઐતિહાસિક ઠરાવ

૧૯૪૨ના ઑગસ્ટની સાતમી તારીખે મુંબઇમાં મહાસમિતિનું અધિવેશન ભરાયું. લોકઉત્સાહની કોઇ સીમા નહોતી. લોકજિજ્ઞાસાનો પણ પાર નહોતો. આવતીકાલે શું થશે તે કોઇ જાણતું નહોતું. પરંતુ એક વાત પ્રત્યેક હિંદી જાણતો હતો કે કોઇ આશ્ચર્યકારક અને કંઇક અભૂતપૂર્વ બની જવાનું છે. મહાસમિતિનું એ દૃશ્ય જેણે જોયું હશે તે જીવનભર એ ભૂલી શકશે નહિ. વરસો થયાં લોકહૃદયમાં ઢંકાઇ રહેલો જ્વાળામુખી જાણે ફાટવા ચાહતો હતો, અને હિંદુસ્તાનની છાતી ઉપર ચઢી બેઠેલા સામ્રાજ્યને ફગાવી દેવા ઇચ્છતો હતો.

મહાસમિતિની બેઠકનું વર્ણન કરવાનો અહીં અવકાશ નથી. પ્રાંત પ્રાંતના પ્રતિનિધિઓ હાજર થયા હતા. એક જ મુખ્ય ઠરાવ મહાસિમિતિ સમક્ષ આવવાનો હતો. એ ઠરાવનો શબ્દેશબ્દ જનતાના હૈયા સુધી પહોંચી ગયો હતો. લોકલાગણીમાં સાફ દેખાતું હતું કે, એ ઠરાવનો સ્વીકાર થઇ ગયો છે; પરંતુ, વિધિપૂર્વકનો સ્વીકાર હજુ બાકી હતો. પંડિત જવાહરલાલજીએ કારોબારી સમિતિએ તૈયાર

કરેલો ઠરાવ જ્યારે મહાસમિતિના સમક્ષ રજૂ કર્યો ત્યારે લોકોના હર્ષનાદથી આકાશ ભરાઇ ગયું. આ ઐતિહાસિક ઠરાવને પાછો ખેંચાવવાના બ્રિટિશ સરકારે એની સર્વ-શક્તિથી સર્વપ્રકારના પ્રયાસો કર્યા છે એટલે એ ઠરાવનું મૂલ્ય લાખગણું વધી ગયું છે. હિંદી હૃદયની અંદર એ ઠરાવનો શબ્દે શબ્દ કોતરાઇ ગયો હતો. આખોયે ઠરાવ શબ્દશ: નીચે પ્રમાણે છે:

' કોંગ્રેસ કારોબારી સમિતિએ ગયા જુલાઈ માસની તા. ૧૪ મીએ વર્ધા ખાતે પસાર કરેલા ઠરાવમાં જણાવવામાં આવેલી વિગતો પર, તેમ જ ત્યાર પછી બનેલા બનાવો, જેવા કે, યુદ્ધરિસ્થિતિનો વિકાસ, બ્રિટિશ સરકારના જવાબદાર માણસોએ કરેલાં ભાષણો તથા હિંદ તેમ જ પરદેશોમાં થયેલી ટીકાઓ, એ બધાં પર મહાસમિતિએ કાળજીપૂર્વક વિચારણા કરી છે.

મહાસમિતિ આ વર્ધા-ઠરાવને બહાલી આપે છે અને એવો અભિપ્રાય વ્યક્ત કરે છે કે વર્ધા–ઠરાવ પછી બનેલા બનાવો ઊલટું આ ઠરાવને વધુ વાજબી ઠરાવે છે, અને આ બનાવોએ વધુમાં એ પણ સ્પષ્ટ કર્યું છે કે, હિંદના હિત માટે તેમજ સંયુક્ત રાષ્ટ્રોના હેતુઓના વિજય માટે હિંદમાંથી બ્રિટિશ સરકારનો તાત્કાલિક અંત આવે એ તાકીદની જરૂરિયાત છે. બ્રિટિશ સત્તા ચાલુ રહેવાથી હિંદનું પતન થતું જાય છે તેમ જ આ દેશ નિર્મળ બનતો જાય છે. વધુમાં આનાથી હિંદની પોતાનું રક્ષણ કરવાની તથા જગતની આઝાદી માટેની લડતમાં યોગ્ય ફાળો આપવાની શક્તિ ઘટતી જાય છે.

ચીન અને રશિયાના મોરચાઓ ઉપર દિનપ્રતિદિન બગડતી જતી યુદ્ધપરિસ્થિતિ તરફ આ સમિતિ ચિંતાની નજરે જુએ છે, અને પોતાની આઝાદીના રક્ષણ માટે રશિયન તથા ચીની પ્રજા જે બહાદુરી દર્શાવી રહી છે તેની ભારોભાર કદર કરે છે તેમ જ એ પ્રજાને પોતાનાં અભિનંદન પાઠવે છે.

ચીન અને રશિયન પ્રજા માટે આ વધતો જતો ભય, જે લોકો આઝાદી પ્રાપ્ત કરવા માટે મથી રહ્યા છે તથા જેઓ આક્રમણનો ભોગ બનેલી પ્રજા પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે એ લોકોને, સંયુક્ત રાષ્ટ્રોએ અત્યાર સુધી અખત્યાર કરેલી યુદ્ધનીતિનો પાયો તપાસી જવાની ફરજ પાડે છે. (કારણકે) સંયુક્ત રાષ્ટ્રોએ અત્યાર સુધી અખત્યાર કરેલી નીતિને કારણે વારંવાર આફતરૂપ નિષ્ફળતાઓ જ પ્રાપ્ત કરી છે. સંયુક્ત રાષ્ટ્રોએ જે નીતિઓ, પદ્ધતિઓ તથા હેતુઓ અખત્યાર કર્યા તે નીતિઓ આઝાદીના પાયા પર રચાયેલી નથી, પરંતુ બીજી પ્રજા પર તેમ જ સંસ્થાનો પર શાહીવાદી પ્રણાલિકા અને પદ્ધતિઓ ચાલુ રાખવાના પાયા પર ઘડાયેલી છે.

સામ્રાજ્યનો કબજો જાળવી રાખવાથી સરકારનું બળ વધ્યું નથી, પરંતુ ઊલટું એ પોતાના પર જ બોજા સમાન બની ગયું છે. આધુનિક શાહીવાદની પુરાતન ભૂમિ સમો હિંદ દેશ અત્યારે જગતના પ્રશ્નના સત્વરૂપ બની ગયો છે. કારણકે, હિંદની આઝાદી પ્રાપ્ત કરવાથી જ બ્રિટન તથા સંયુક્ત રાષ્ટ્રોના કાર્યોની પ્રમાણિકતા સાબિત થઈ શકશે અને એશિયા તથા આફ્રિકાની પ્રજામાં, આશા તેમ જ

ઉત્સાહ રેડી શકાશે. આવી રીતે આ દેશમાં બ્રિટિશ સત્તાનો અંત લાવવો એ અગત્યનો તેમ જ તાકીદનો પ્રશ્ન બની ગયો છે, કારણ કે એ પ્રશ્ન પર જ, યુદ્ધના ભાવિનો તથા આઝાદી અને લોકશાસનના વિજયનો આધાર રહ્યો છે.

આઝાદ હિંદ, નાઝીઝમ તથા શાહીવાદ સામેના સ્વાતંત્ર્યના યુદ્ધમાં પોતાની સઘળી સામગ્રી તેમ જ બળ હોમીને આવો વિજય ચોક્કસ બનાવી દેશે. વધુમાં હિંદ આઝાદ થશે તો તેનાથી યુદ્ધના ભાવિ પર મહાન અસર થશે, એટલું જ નહિ પરંતુ સાથે સાથે તેનાથી આ જગતની બધી કચડાયેલી પ્રજા, સંયુક્ત રાષ્ટ્રને પડખે ઊભી રહેશે તેમ જ આ સંયુક્ત રાષ્ટ્રોને-કે જેમાં આઝાદ હિંદ પણ હશે-નૈતિક તથા આધ્યાત્મિક નેતાગીરી પૂરી પાડશે. જ્યારે બીજા હાથ પર ગુલામ હિંદ બ્રિટિશ શાહીવાદના પ્રતીક સમાન ચાલુ રહેશે અને શાહીવાદનું આવું કલંક બધાં સંયુક્ત રાષ્ટ્રોના ભાવિ પર ભારે અસર કરશે.

પરિણામે અત્યારે ઉપસ્થિત થયેલો આ ભય હિંદની આઝાદી પ્રાપ્ત કરવાની તથા બ્રિટિશ વર્ચસ્વનો અંત લાવવાની જરૂરિયાત ઊભી કરે છે. ભાવિ વચનો કે બાંયધરીઓ આપવાથી હાલની પરિસ્થિતિ પર અસર થવાની નથી કે આ ભયને પહોંચી વળવા જેટલી શક્તિ પણ આવવાની નથી. આવાં વચનો કે બાંયધરી આપવાથી જનતાના માનસમાં જરૂરી અસર પેદા થવાની નથી. હવે માત્ર આઝાદીનો પ્રકાશ જ કરોડો માનવોની એ શક્તિ તેમ જ ઉત્સાહને બંધનમાંથી મુક્ત કરી શકશે કે જે શક્તિ તેમ જ ઉત્સાહ યુદ્ધના સ્વરૂપને તાત્કાલિક બદલી નાખશે.

અને તેથી મહાસમિતિ હિંદમાંથી બ્રિટિશ સત્તા પાછી ખેંચી લેવાની માગણી ફરીથી સંપૂર્ણ ભારપૂર્વક રજૂ કરે છે. હિંદની આઝાદીની જાહેરાત પછી તરત જ દેશમાં કામચલાઉ રાષ્ટ્રીય સરકાર રચવામાં આવશે અને આઝાદ હિંદ સંયુક્ત રાષ્ટ્રો સાથે મૈત્રીના સંબંધથી જોડાશે તથા આઝાદીના યુદ્ધના સંયુક્ત સંચાલનમાં જેટલી યાતનાઓ અને આફતો સહન કરવી પડશે એ બધું સહન કરશે.

આવી કામચલાઉ સરકાર દેશનાં અગ્રગણ્ય પક્ષો અને મંડળોના સહકારથી જ રચી શકાશે. આવી રીતે કામચલાઉ સરકાર સંયુક્ત જવાબદારીવાળી સરકાર હશે, અને જનતાનાં બધાં અગત્યનાં તત્ત્વોના પ્રતિનિધિઓની બનેલી રહેશે. આ સરકારનું પ્રાથમિક કાર્ય હિંદનું રક્ષણ કરવાનું તથા પોતાની પાસે હોય તેટલાં બધાં સશસ્ત્ર તેમ જ અહિંસક દળો વડે આક્રમણનો સામનો કરવાનું તેમ જ કારખાનાંઓ અને રણભૂમિમાં કામ કરતા કામદારોની આબાદી તેમ જ પ્રગતિ કરવાનું બની રહેશે.

વધુમાં, આવી કામચલાઉ સરકાર લોકપ્રતિનિધિસભા બોલાવવા માટેની યોજના ઘડી કાઢશે, અને લોકપ્રતિનિધિસભા હિંદી સરકાર માટે હિંદી પ્રજાના બધા ભાગોને સ્વીકૃત એવું બંધારણ ઘડી કાઢશે. કોંગ્રેસના મત મુજબ તો આવું બંધારણ સમવાયી હોવું જોઈએ અને આવા સમૂહતંત્રના એકમોને વધુમાં વધુ શક્ય તેટલું સ્વશાસન મળવું જોઈએ.

જ્યારે હિંદ અને સંયુક્ત રાષ્ટ્રો વચ્ચેના સંબંધો આ બધા આઝાદ દેશોના પ્રતિનિધિઓ સંયુક્ત મંત્રણા કરીને

નક્કી કરે ત્યારે આઝાદી મળવાથી હિંદ સંયુક્ત પ્રજાનાં બળ અને ઇચ્છાના પીઠબળ સાથે આક્રમણનો અસરકારક સામનો કરવાને શક્તિમાન થશે.

હિંદની આઝાદી એ પરદેશી સરકારના પ્રભુત્વ નીચેનાં બીજાં બધાં એશિયાનાં રાષ્ટ્રોની આઝાદીના પ્રતીક તેમ જ પ્રાથમિક ભૂમિકા સમાન હોવી જોઇએ. વધુમાં, બર્મા, મલાયા, હિંદીચીન, ડચ ઇસ્ટ ઇન્ડિઝ, ઇરાન અને ઇરાકે પણ પોતાની સંપૂર્ણ આઝાદી પ્રાપ્ત કરવી જોઇએ. સાથે સાથે એમણે સમજી લેવાનું છે કે આમાંના જે દેશો અત્યારે જાપાનીઝ વર્ચસ્વ નીચે છે તેમને હવે પછીથી આઝાદી જ આપવી જોઇએ, એટલે કે તે દેશો પર બીજી કોઈ પણ સત્તાનું વર્ચસ્વ ઠોકી બેસાડવું જોઇએ નહિ.

મહાસમિતિ મુખ્યત્વે તો, હાલના જેવી ભયની ઘડીએ, હિંદની આઝાદી અને તેના સંરક્ષણના પ્રશ્નો સાથે જ સંબંધ ધરાવે છે. પરંતુ સાથેસાથે સમિતિ એવો અભિપ્રાય વ્યક્ત કરે છે કે આ જગતની ભાવિ સુલેહશાંતિ, સલામતી અને વ્યવસ્થિત પ્રગતિ એ સર્વ આઝાદ રાષ્ટ્રોના સમૂહતંત્રની માગણી કરે છે અને બીજી કોઇ પણ વસ્તુ આધુનિક જગતના પ્રશ્નોનું નિરાકરણ કરી શકવાની નથી. જગતનું આવું સમૂહતંત્ર પોતાનાં રાષ્ટ્રોની આઝાદી ટકાવી રાખવાની, આક્રમણ થતું અટકાવવાની, એકબીજા રાષ્ટ્રનું શોષણ ન કરે એની, રાષ્ટ્રીય લઘુમતીઓને સંરક્ષણ આપવાની, પછાત દેશો તેમજ પ્રજાની પ્રગતિ કરવાની તથા બધાના ભલા માટે જગતભરની સાધનસામગ્રીનો ઉપયોગ કરવાની બાંયધરી આપશે.

વધુમાં, જગતનું આવું સમૂહતંત્ર, પોતાની સ્થાપનાથી બધા દેશોમાં શસ્ત્રસંન્યાસ દાખલ કરી શકશે, કારણ કે રાષ્ટ્રીય લશ્કર, નૌકાદળ અને વિમાની દળોની પછી જરૂર રહેશે નહિ, અને જગતના સમૂહતંત્રનું સંરક્ષણદળ જગતને ટકાવી રાખશે અને આક્રમણ થતું અટકાવશે.

આઝાદ હિંદ આવા સમૂહતંત્રમાં રાજીખુશીથી જોડાશે તથા આંતરરાષ્ટ્રીય પ્રશ્નોનું નિરાકરણ કરવાના કાર્યમાં બીજા દેશોને સહકાર આપશે.

જે દેશો મૂળભૂત સિદ્ધાંતો માન્ય રાખે તે બધા દેશો આવા સમૂહતંત્રમાં જોડાઈ શકશે. અત્યારે યુદ્ધ ચાલતું હોવાથી કુદરતી રીતે જ સંયુક્ત રાષ્ટ્રોના જોડાણથી જ આવા સમૂહતંત્રની રચના થઇ શકશે. અત્યારે આવું પગલું ભરવાથી યુદ્ધ પર, ધરીરાજ્યોની પ્રજા પર અને ભાવિ શાંતિ પર ઘણી જ બળવાન અસર થશે.

આ સમિતિ સખેદ નોંધ લે છે કે યુદ્ધમાંથી, જગત પર ઝઝૂમી રહેલા ભયમાંથી, ઘણા જ કરુણાજનક તેમ જ દુઃખદાયક બોધપાઠો મળેલા હોવા છતાં પણ, હજુ સુધી કોઈ પણ દેશની સરકાર જગતનું સમૂહતંત્ર સ્થાપવાનું આ અનિવાર્ય પગલું લેવાને તૈયાર થઇ નથી: ઊલટું બ્રિટિશ સરકાર પર પડેલા પ્રત્યાઘાતોએ અને દેશી અખબારો પર ગેરરસ્તે દોરવાયલી ટીકાઓએ સ્પષ્ટપણે બતાવી આપ્યું છે કે હિંદની આઝાદીની ન્યાયી માગણીનો પણ સામનો થઈ રહ્યો છે. જો કે આવી માગણી મુખ્યત્વે હાલના ભયને પહોંચી વળવા માટે, પોતાનું રક્ષણ કરવા માટે તથા ચીન

અને રશિયાને મદદ કરવા માટે હિંદ શક્તિમાન થઈ શકે તે માટે જ કરવામાં આવી છે.

વધુમાં, આ સમિતિ તો ચીન અને રશિયાના સંરક્ષણકાર્યમાં કોઈ પણ રીતે કનડગત પહોંચાડવાની ઇચ્છા રાખતી નથી. ચીન અને રશિયાની આઝાદી અમૂલ્ય છે અને તેને ટકાવી રાખવી જ જોઈએ. વધુમાં, સમિતિ સંયુકત રાષ્ટ્રોની સંરક્ષણાત્મક શકિતને હાનિ પહોંચે એવી ઇચ્છા રાખતી નથી. પરંતુ અત્યારે હિંદ તેમ જ આ બધા દેશો માટે ભય વધતો જાય છે અને અત્યારે નિષ્ક્રિય બેસી રહેવાથી તથા પરદેશી સત્તાને તાબે રહેવાથી હિંદ નિર્બળ બનતું જાય છે, એટલું જ નહિ પરંતુ તેનાથી આક્રમણનો સામનો કરવાની તેની (હિંદની) શકિત પણ ઘટતી જાય છે. આમ બેસી રહેવાથી ભયને પહોંચી વળી શકાશે નહિ, તેમ જ સંયુકત રાષ્ટ્રોની પ્રજાની સેવા પણ થઈ શકશે નહિ અને તેથી કોંગ્રેસે હિંદમાંથી બ્રિટિશ સત્તા પાછી ખેંચી લેવાની અપીલ કરી છે. પરંતુ હજુ સુધી આવી અપીલનો બ્રિટન કે સંયુકત રાષ્ટ્રો તરફથી યોગ્ય જવાબ મળ્યો નથી અને આ સંબંધે પરદેશી મંડળો તરફથી જે ટીકાઓ થઈ છે એ ટીકાઓ, હિંદ તથા જગતની જરૂરિયાતો વિષે બ્રિટન કેટલું અજ્ઞાન ધરાવે છે એ સ્પષ્ટ બતાવી આપે છે. વાત આટલેથી જ અટકતી નથી. આવી ટીકાઓ કેટલીક વખત તો હિંદની આઝાદીની માગણી સામે વિરોધ જાહેર કરનારી પણ માલૂમ પડી છે, અને એ બતાવી આપે છે કે બીજાઓ પર વર્ચસ્વ રાખવાની તથા જાતીય સરસાઈની મનોદશા હજુ પણ મોજૂદ છે. આવી મનોદશા, જેને

પોતાના બળનું અને હેતુના ન્યાયીપણાનું પૂરેપૂરું ભાન છે, એ પ્રજા સહન કરી શકે નહિ.

મહાસમિતિ, અત્યારે છેલ્લી ઘડીએ પણ, જગતભરના ભાવિના હિત માટે પોતાની આવી અપીલ ફરીથી કરે, પરંતુ સમિતિને લાગે છે કે શાહીવાદી તેમજ એકહથ્થુ સરકાર કે જે હિંદી પ્રજા પર વર્ચસ્વ ધરાવે છે તે સરકાર સામે વિરોધ જાહેર કરવા રાષ્ટ્રીય બળના પ્રવાહને હવે અટકાવી શકે તેમ નથી અને તેથી આઝાદી પ્રાપ્ત કરવાના હિંદના જન્મસિદ્ધ અધિકારની પ્રાપ્તિ માટે, અહિંસક ધોરણે, શક્ય તેટલા વિશાળ પાયા પર, સામુદાયિક લડત શરૂ કરવાની દરખાસ્તને મંજૂરી આપવાનો નિર્ણય કરે છે, કે જેથી આ દેશે છેલ્લાં ૨૦ વર્ષની શાંતિમય લડત દરમિયાન જે અહિંસક બળ પેદા કર્યું છે તેનો તે બરાબર ઉપયોગ કરી શકે. આવી સામુદાયિક લડત, કુદરતી તેમજ અનિવાર્ય રીતે જ, મહાત્મા ગાંધીજીના નેતાગીરી નીચે શરૂ થવી જોઈએ અને તેથી આ સમિતિ જે પગલાં લેવાની છે એ પગલાં અંગે દેશને દોરવણી આપવાની મહાત્મા ગાંધીજીને વિનંતિ કરે છે.

આ સમિતિ હિંદી પ્રજાને આવી પડનારી હાડમારીઓ અને ભયનો હિંમત તથા સહિષ્ણુતાપૂર્વક સામનો કરવાની, ગાંધીજીના નેતાગીરી નીચે સંગઠિત થવાની તથા હિંદની આઝાદીના શિસ્તબદ્ધ સૈનિકો તરીકે ગાંધીજીની સૂચનાનો અમલ કરવાની અપીલ કરે છે. હિંદી પ્રજાએ યાદ રાખવાનું છે કે આ લડતનો પાયો અહિંસક છે. એવો સમય પણ કદાચ આવશે કે જ્યારે લડત અંગેની

સૂચનાઓ બહાર પાડવી શકય નહિ બને અથવા પ્રજાને સૂચના પહોંચાડી નહિ શકાય અને કોંગ્રેસ સમિતિઓ કામકાજ નહિ કરી શકે. જ્યારે આવું બને ત્યારે લડતમાં ભાગ લેનારા દરેકે દરેક સ્ત્રી–પુરુષે બહાર પાડવામાં આવેલી સૂચનાઓની મર્યાદામાં રહીને આપમેળે જ બધાં કાર્યોનો અમલ ચાલુ રાખવો જોઇએ.

વધુમાં, દરેકે દરેક હિંદી કે જે આઝાદીની ઇચ્છા રાખે છે તથા તે પ્રાપ્ત કરવા મથે છે તેણે પોતાના જ નેતા બનવાનું છે, અને અંતમાં, હિંદની મુક્તિ તથા આઝાદી પર પહોંચાડનારો પરંતુ કષ્ટભર્યો માર્ગ કે જ્યાં આરામનું સ્થાન નથી તે માર્ગ પર આગેકૂચ જારી રાખવાનો પોતાની જાતને આગ્રહ કરવાનો છે.

છેવટની વાત. મહાસમિતિએ આઝાદ હિંદના તંત્ર વિષે પોતાનું મંતવ્ય જણાવી દીધું છે, પરંતુ સાથે સાથે એ સ્પષ્ટ કરે છે કે આવી સામુદાયિક લડત શરૂ કરીને કોંગ્રેસ માટે સત્તા પ્રાપ્ત કરવાની તેની કોઈ ઇચ્છા નથી. જ્યારે સત્તા મળશે ત્યારે એ સત્તા હિંદની સમસ્ત પ્રજાની હશે.'

## [ ૨ ]

## હૈયું ખોલ્યું

કારોબારીના આ ઠરાવને સરદાર વલ્લભભાઈએ અનુમોદન આપ્યું હતું. કોંગ્રેસના બે મહારથીઓએ રજૂ કરેલો આ ઠરાવ મહાસમિતિના સભ્યો સમક્ષ મુકાયો અને તેની સાથે કોંગ્રેસના મહામંત્રીને મળેલા સુધારાઓ પણ રજૂ

થયા. કોંગ્રેસને સરમુખત્યારી તંત્ર કહેનારાઓએ જાણવું જોઈએ કે જે ઠરાવની પાછળ ગાંધીજી અને કારોબારીના તમામ સભ્યોનું બળ હતું તે ઠરાવનો પણ ખુલ્લી સભામાં વિરોધ થઈ શકતો હતો અને તેવો વિરોધ કરનારા જનતાના માનીતા નહોતા છતાં કલાકો સુધી પોતાનાં મંતવ્યો જણાવી શક્તા હતા.

મુખ્ય ઠરાવ ઉપર રજૂ થયેલા સુધારાઓમાંથી એક પણ સુધારો ટકી શક્યો નહિ, કેટલાક સુધારાઓ આપોઆપ પાછા ખેંચાઈ ગયા ને કેટલાક મહાસમિતિના સભ્યોએ ફેંકી દીધા. મુખ્ય ઠરાવની વિરુદ્ધમાં માત્ર તેર સભ્યોએ વિરોધના હાથ ઉઠાવ્યા. અહીં જાણવા જેવું એ છે કે, ગાંધીજીએ પોતાના પ્રવચનનો આરંભ કરતાં આ તેર સભ્યોને એમના હિંમત બદલ અભિનંદન આપ્યાં. એ પછી ગાંધીજીએ પોતાનું હૃદય ખોલ્યું. "કરેંગે યા મરેંગે"નું વાતાવરણ ફેલાઈ ગયું. તા. ૭ મીએ ઠરાવ મુકાયો ને આઠમી ઑગસ્ટની મધરાતે મંજૂર થયો–ત્યાં સુધીમાં રાષ્ટ્રપતિ આઝાદ, પં. જવાહરલાલ, સરદાર વલ્લભભાઈ, રાજેનબાબુ, કૃપલાણીજી અને અન્ય નેતાઓએ જે પ્રવચનો કર્યાં તેમાં આગ ભરી હતી, પરંતુ તેની સાથોસાથ સમાધાન પર આવી જવાની ઝંખના પણ દેખાતી હતી. 'હિંદ છોડો'નો નાદ વ્યાપક બન્યો હતો, પરંતુ મૂર્ખ પણ સમજી શકે તેવી રીતે સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે આ નાદનો અર્થ અંગ્રેજોએ ગાંસડા–પોટલાં લઈને ચાલ્યા જવાનો નથી જ, પણ હિંદના સ્વત્વને કચડી રહેલી બ્રિટિશ સત્તા છોડવાનો જ છે.

મૌલાના સાહેબે કહ્યું કે: "અમારા ઠરાવમાં અમે

ચોખ્ખું કહ્યું છે કે, મિત્રરાજ્યો હિંદુસ્તાનની સ્વતંત્રતા જાહેર કરે કે તરત જ રાજ્યવહીવટ ચલાવવા અને લડાઇ લડવા વિષે બ્રિટનની સાથે હિંદ કરાર કરશે. બધા સરકારી અમલદાર ઉચાળા ભરીને વિલાયત જાય અને પછી ત્યાંથી મસલત કરવા અહીં આવે એમ આપણે માગ્યું નથી. ગાંધીજીએ વારંવાર સ્પષ્ટ કર્યું છે કે, 'હિંદ છોડો'ની માગણીનો એટલો જ અર્થ છે કે બ્રિટિશ સત્તાનો અંત આવે, બ્રિટિશ અમલદારો અને લશ્કર ચાલ્યાં જાય એવો અર્થ નથી. બ્રિટન અને મિત્રોનાં લશ્કર સહિત એ બધાં અહીં રહેશે પણ તે આપણી સાથે કરાર કરીને જ; આજ છે તેમ આપણી ઇચ્છા વિરુદ્ધ નહિ. આ ચોખ્ખી વાત ન જોવી તેમાં આત્મઘાતક અંધતા રહેલી છે."

પંડિત જવાહરલાલજીએ કહ્યું: "જો અંગ્રેજ સરકાર દરખાસ્ત સ્વીકારે તો દરેક રીતે દેશની અંદરની તથા આંતરરાષ્ટ્રીય સ્થિતિ સુધરી જાય. ચીનને લાભ થાય. મારી ખાતરી છે કે હિંદમાં કાંઈ પણ ફેરફાર થાય તેથી લાભ જ થાય. સમિતિ જાણે છે કે હિંદમાં પડેલા બ્રિટિશ લશ્કરને રહેવા દેવાનું મહાત્મા ગાંધીએ મંજૂર કર્યું છે તે એટલા માટે કે હિંદને સીમાડે જાપાની આક્રમણને કાંઈ સગવડ ન મળે."

સરદાર વલ્લભભાઈ બોલ્યા: "અંધાધૂંધી થાય કે અંગ્રેજ હારે એમ મહાસભા ઇચ્છતી નથી, પણ આપણે લાચાર બની ગયા છીએ. વધુ નુકસાન થાય તે પહેલાં પડદો પાડવો જોઈએ. દેશને જો સ્વતંત્રતા મળી જાય તો મહાસભાનું ધ્યેય સિદ્ધ થઈ જાય. મહાસભા એવી પ્રતિજ્ઞા

કરવા તૈયાર છે કે જો એ ધ્યેય સિદ્ધ થાય તો મહાસભાના તંત્રને વિસર્જન કરવામાં આવશે."

કોંગ્રેસે કંઈ છાની યોજના કરી છે એવા કાર્યવાહક સમિતિ ઉપર થતા આરોપનો ઉલ્લેખ કરતાં એમણે કહ્યું કે: 'મહાસભાની યોજનામાં છાનું કાંઈ નથી. હિંદની સ્વતંત્રતા મેળવવાનાં સાધનો વિષે કાર્યવાહક સમિતિના સભ્યો વચ્ચે કંઈ મતભેદ નથી. જાપાન હિંદ પ્રત્યે પ્રેમ બતાવે છે અને એને સ્વતંત્રતાનું વચન આપે છે, પણ ધરીસત્તાના રેડિયો-પ્રચારથી હિંદુસ્તાન મૂરખ નહિ બને. જો હિંદને સ્વાતંત્ર્ય મેળવી આપવાની જાપાનને સાચે જ ઇચ્છા હોય તો જાપાની સરકાર હજી ચીન સામે શા માટે લડ્યા કરે છે? હિંદની સ્વતંત્રતાની વાતો કરતાં પહેલાં ચીનને સ્વતંત્ર કરવાની જાપાનની ફરજ છે."

શ્રી. રાજેન્દ્રબાબુએ કહ્યું: " આ વખતે ફક્ત જેલ જવાનું નહિ હોય, વધારે આકરાં પગલાં લેવાશે, તેથી દમન પણ આકરું હશે. ગોળીબાર થાય બોંબ ફેંકાય, માલ-મિલકત જપ્ત થાય. એટલે આ બધું પોતા ઉપર આવી પડવાનું છે એવા પૂરા ભાનપૂર્વક મહાસભાવાદીઓએ લડતમાં ભળવાનું છે. નવી યોજનામાં શુદ્ધ અહિંસક સત્યાગ્રહનાં બધાં રૂપ હશે અને હિંદની સ્વતંત્રતા માટેની આ છેલ્લી લડત હશે. સત્યાગ્રહના શસ્ત્રાગારમાં જે પરમ શસ્ત્ર છે તે અહિંસાથી આપણે જગતની બધી હથિયારબંધ શક્તિનો સામનો કરીશું."

તા ૭મી અને ૮મી ઑગસ્ટે ગાંધીજીએ જે પ્રવચનો કર્યાં તેને કોઈ દિવસ ભૂલી શકાશે નહિ. એ પ્રવચનોમાં

યુદ્ધસેનાપતિનો રણકાર હતો તેની સાથોસાથ ભગવાન બુદ્ધ કે ઈસુખ્રિસ્તની પયગમ્બરી વાણી પણ સંભળાતી હતી. જગતના ઈતિહાસમાં આવો પુરુષ પાકયો નથી એમ જ્યારે કહીએ છીએ ત્યારે દુન્યવી અને દૈવી શકિતનો આ સમન્વય નજર સમક્ષ આવી જાય છે. ગાંધીજીની વાણીમાં રહેલાં જોમ અને ગાંભીર્યથી મનમાં એવો ભય લાગી જતો હતો કે કદાચ આ વાણી ફરીને સાંભળવા મળશે નહિ. 'કરેંગે યા મરેંગે'નું સૂત્ર ઊંડા અંતરની ગુફામાંથી જ્યારે બહાર આવ્યું ત્યારે પ્રત્યેક શ્રોતાએ રોમરોમ ઝણઝણાટી અનુભવી; ગાંધીજીના વ્યાખ્યાનમાંથી અહીં ગમે તેટલું રજૂ કરીએ છતાં તે પૂરું ગણાશે નહિ, કારણકે ક્રિપ્સ સાથેની વાટાઘાટો તૂટી પડયા પછી 'હિંદ છોડો'નો નાદ એમણે વહેતો કર્યો અને હજારો-લાખો શબ્દોમાં એનું સ્પષ્ટીકરણ કરવા જ માંડયું. આ બધું અહીં શી રીતે ઉતારી શકાય? છતાં આ ઠરાવ પાછળના એમના માનસને સમજવા માટે એકાદ-બે મહત્ત્વની કંડિકાઓ અહીં રજૂ કરીએ છીએ.

*

"હું જાણું છું કે જ્યારે આપણે પૂરો આત્મભોગ આપ્યો હશે ત્યારે અંગ્રેજ સરકારને આપણને સ્વતંત્રતા આપ્યા વિના છૂટકો રહેશે નહિ. એટલે આપણે દ્વેષભાવથી મુક્ત બનવું જોઇએ. મને પોતાને તો લવલેશ દ્વેષ કદી પણ આવ્યો નથી. ખરું પૂછો તો પહેલાં કદી હતો તેના કરતાં આજ હું બ્રિટિશનો વધારે મિત્ર છું. એક કારણ તો એ કે તેઓ આજ ભીડમાં છે એટલે મારી મિત્રતા જ માગે છે કે મારે એમને ભૂલ કરતા બચાવી લેવા. મને સૂઝે છે

તે પ્રમાણે તેઓ પાતાળ-ખાડામાં પડવાની અણી ઉપર છે, એટલે એમને મદદ કરવા લાંબો કરેલો મિત્રનો હાથ તેઓ કાપવા તૈયાર થઇ જાય એટલો બધો રોષ તેમને તરત તો ચઢી જાય, તોપણ તેમના જોખમની તેમને ચેતવણી આપવી એ મારી ફરજ થઈ પડી છે. લોકો ભલે હસે, છતાં પણ એ મારો દાવો છે. મારા જીવનની મોટામાં મોટી લડત મારે આદરવી પડે એવે વખતે કોઇના પણ પ્રત્યે દ્વેષ મારાથી રખાય નહિ; વિરોધીની મુશ્કેલીનો લાભ લેવો અને ઘા કરવા સારુ એનો ઉપયોગ કરવો એ કલ્પના જ મને અણગમતી છે.

"એટલે મારે તરત જ, આજ રાતે, દિવસ ઊગ્યા પહેલાં જો તે મળી શકે તો સ્વતંત્રતા જોઇએ છે. કોમી એકતા થાય ત્યાં લગી એને સારુ ખમાય એમ નથી. જો તે એકતા સિદ્ધ ન થાય તો, બીજી રીતે આપવો પડત એના કરતાં વધારે ભોગ સ્વાતંત્ર્ય મેળવતાં આપવો પડશે. મહાસભાએ કાં તો સ્વતંત્રતા મેળવવાની છે અને કાં તો એ પ્રયત્નમાં મરી ફીટવાનું છે. જે સ્વતંત્રતા મેળવવા મહાસભા મથે છે તે એકલા મહાસભાવાદી સારુ નહિ પણ સમસ્ત હિંદી લોકો માટે હશે.

"હિંદુસ્તાનની અહિંસક વિજ્ઞપ્તિ પર ધ્યાન ન દેવું અને સ્વતંત્રતા મેળવવાનો હેનો મૌલિક અધિકાર નાકબૂલ કરવો એ તેમની (મિત્રરાજ્યોની) મોટામાં મોટી ભૂલ ગણાશે. જે આજે ઘૂંટણીએ પડીને લાંબા વખતથી લેણી થયેલી રકમની ચૂકવણી માટે વિનંતિ કરે છે તે અહિંસક હિંદની માગણીનો જો તેઓ વિરોધ કરશે તો તેથી રશિયા

તથા ચીનને જીવલેણ ધા લાગશે...મહાસભાની ન મૂંઝવવાની નીતિનો હું કર્તા હતો, અને છતાં તમે મને આજ આકરી ભાષા વાપરતાં જુઓ છો, પરંતુ ન મૂંઝવવાની નીતિમાં એક શરત હતી કે એથી કરીને 'રાષ્ટ્રના માન તથા સલામતીને બાધ ન આવવો જોઇએ' કોઇએ મારું ગળું પકડયું હોય અને હું બૂડતો હોઉં તો એ ગૂંગળાવનારી પકડથી છૂટવા મારે ન મથવું કે? એટલે મારા પહેલાનાં વચન અને આપણી હાલની માગણી વચ્ચે કાંઇ વિસંગતતા નથી...એનાં અનેક મર્યાદાઓ છતાં પ્રજાતંત્રો અને ફાસીવાદ વચ્ચે અને જેની સામે હું લડું છું તે બ્રિટિશ સામ્રાજ્યવાદ અને ફાસીવાદ વચ્ચે મૌલિક ફેર છે તે મેં હમેશાં કબૂલ કર્યું છે. અંગ્રેજોને હિંદુસ્તાન આગળથી જે જોઈએ છે તે બધું મળે છે. આજે જે તેમને મળે છે તે ગુલામીમાં રાખેલા હિંદ આગળથી મળે છે. જો હિંદુસ્તાન લડાઇમાં સ્વતંત્ર મિત્ર તરીકે ભાગ લે તો કેટલો બધો ફેર પડે એનો વિચાર કરો. એ સ્વતંત્રતા જો આવવાની હોય તો આજે આવવી જોઈએ, કારણકે રશિયા અને ચીન સહિત મિત્રોના વિજય માટે તે સ્વતંત્રતા તે વાપરશે, બ્રહ્મદેશવાળો રસ્તો પાછો ઊઘડશે અને ચીનને સાચી મદદ કરવાનો રસ્તો સાફ થશે.

'મલાયામાં કે બ્રહ્મદેશમાં અંગ્રેજો પોતાના પક્ષનો છેલ્લો માણસ મરતાં લગી 'લડયા' નહિ. એને બદલે તેમણે તે દેશો 'ચાલાકીથી ખાલી કર્યા'. પણ મારાથી એમ ન બની શકે. હું ક્યાં જાઉં? હિંદના ૪૦ કરોડ માણસોને હું ક્યાં લઇ જાઉં? એને પોતાની સ્વતંત્રતાના પારસમણિનો સ્પર્શ નથી થયો

ત્યાં સુધી આ માનવસમુદાયને જગત–મુક્તિને માટે કેમ કરીને ઊભો કરી શકાય ? એનામાં આજે તો કાંઇ જીવ જ નથી. પિલાઇ પિલાઇને એ મૃતઃપ્રાય બનેલો છે. જો એની આંખમાં તેજ આણવું હોય તો સ્વતંત્રતા કાલે નહિ પણ આજે આવવી જોઇએ. એટલે મહાસભાએ કાં તો કરવાની, નહિ તો મરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ.”

## [ ૩ ]

## આઘાત-પ્રત્યાઘાત

**મ**હાસમિતિના ઠરાવ ઉપરના અન્ય કોમી અને રાજકીય સંસ્થાઓના પ્રત્યાઘાતો ટૂંકમાં જોઈ લઇએ.

મુસ્લિમ લીગ કૉંગ્રેસના વનવાસથી ખુશ થઇ હતી. કૉંગ્રેસના એક એક પગલામાં બ્રિટિશ સરકારને પોતાના રાજતંત્ર માટે જેટલો ભય લાગતો હતો તે કરતાં વધુ ભય મુસ્લિમ લીગને મુસ્લિમોનાં હિત માટે જણાતો હતો. ૨૦મી ઑગસ્ટે મુસ્લિમ લીગની કારોબારી સમિતિએ એક લાંબો ઠરાવ કરી કહ્યું કે :

બ્રિટિશ પાસેથી સત્તા ઝૂંટવી લેવાની કૉંગ્રેસની આ ધમકી છે અને આ ઠરાવ દ્વારા કૉંગ્રેસ પોતાના હાથમાં સત્તા લઇ હિંદુરાજ સ્થાપીને મુસ્લિમોને કચડવા માગે છે. મુસ્લિમ લીગે આ વખતે પેલી ઑગસ્ટ-દરખાસ્તને અને પાકિસ્તાનને પણ યાદ કર્યા અને મુસ્લિમ જનતાને આદેશ આપ્યો કે કૉંગ્રેસના આ આંદોલનથી અલિપ્ત રહી પોતાની પ્રવૃત્તિમાં મચ્યા રહેવું. કૉંગ્રેસના દબાણ કે દખલગીરીના કારણે

માલમિલકત કે સ્વમાન જોખમમાં આવી પડે તો તેનો સામનો કરવો. ગર્ભિત રીતે આ ઠરાવમાં ભય બતાવવામાં આવ્યો હતો અને સ્પષ્ટ રીતે તે સમયે અને તે પછીનાં ભાષણોમાં કોંગ્રેસ સામે ઉશ્કેરાટ પણ ફેલાવ્યો હતો.

હિંદુ મહાસભાનું વલણ પહેલેથી છેલ્લે સુધી અર્થ વિનાનું રહ્યું હતું. મુસ્લિમ લીગનો વિરોધ કરતાં કરતાં આ સંસ્થા મુસ્લિમ લીગને બળ આપી રહી છે તેનું ભાન હિંદુ મહાસભાના આગેવાનોને આવ્યું નહોતું. કોંગ્રેસ જેવી રાષ્ટ્રીય સંસ્થાને નિર્બળ બનાવીને આ દેશમાં બહુમતી ધરાવતી હિંદુ કોમનું હિત સાધી શકાય નહિ, એટલી સાદી વાત આ સંસ્થાના અગ્રણીઓ સમજી શક્યા નહોતા. આ સંસ્થાની કારોબારીએ ૨૯મી અને ૩૧મી ઓગસ્ટે જે ઠરાવો કર્યા તેનો સાર એટલો જ હતો કે રાષ્ટ્રીય સરકાર તત્કાળ સ્થાપવી જોઈએ, હિંદને વિભક્ત કરવાના પ્રયાસો બંધ કરવા જોઈએ અને કોંગ્રેસ કારાવાસમાં છે અને મુસ્લિમ લીગનું વલણ અસંતોષકારક છે માટે હિંદુ મહાસભાએ દેશનું સુકાન સંભાળી લેવું જોઈએ. હિંદુ મહાસભાના ત્યારપછીના ઠરાવો અને તેના નેતાઓનાં ભાષણોમાં કોંગ્રેસને જેલમુક્ત કરવાની માગણી થયા કરતી હતી તે એક શુભ ચિહ્ન ગણાય.

અખિલ હિંદ અકાલી પરિષદ તા. ૨૬ અને ૨૭મી સપ્ટેંબરે મળી અને તેણે કોંગ્રેસે ઓગસ્ટ–ઠરાવમાં કરેલી માગણીને ટેકો આપ્યો હતો અને સરકારની દમનનીતિનો વિરોધ કર્યો હતો. હિંદનાં રાષ્ટ્રીય તત્ત્વોને એકત્રિત થઈ સમાધાન સાધવાનો અનુરોધ પણ કરવામાં આવ્યો હતો.

વિનીત મંડળોએ પોતાની પરાપૂર્વની નીતિ પ્રમાણે એક બાજુ મહાસભાના સીધા સામનાને વખોડી કાઢયો હતો, દેશમાં વ્યાપેલાં તોફાનો ઉપર આંસુ સાર્યાં હતાં, અને બીજી બાજુ બ્રિટિશ સરકારને વિનંતી કરી હતી કે નેતાઓને છોડો અને સાંસ્થાનિક સ્વરાજ આપો.

રશિયા સામે જર્મનીએ આક્રમણ કર્યું ત્યારથી આ દેશમાં એક નવું તત્ત્વ વિકાસ પામી રહ્યું હતું. આમ તો સામ્યવાદી પક્ષની સ્થાપના બહુ વહેલી થઈ હતી, પરંતુ એ પક્ષ ગેરકાયદેસર હતો. તે હવે સરકારનો કૃપાપાત્ર બની બેઠો. કોંગ્રેસ સામે મોરચો માંડવા માટે જે હિંદી તત્ત્વોનો સરકાર ઉપયોગ કરી રહી હતી તેમાં આ 'ક્રાંતિકારી બિરાદરો'નો પણ સમાવેશ થતો હતો. અલબત્ત, આ પક્ષ વિષેની સરકારી નીતિ બે પ્રકારની હતી: એક બાજુ પંપાળવાની અને પ્રોત્સાહન આપવાની, જ્યારે બીજી બાજુ અવગણના કરી થપ્પડ મારવાની. બુદ્ધિશાળી સામ્યવાદીઓ આ નીતિ છેવટ સુધી સમજી શકયા નથી એ કરુણ આશ્ચર્ય છે. સંભવ છે કે એમણે પણ બે બાજુ ડાકલાં બજાવવાની નીતિ અખત્યાર કરી તેનું જ આ પરિણામ હોય.

સામ્યવાદીઓએ એક પક્ષ તરીકે કોંગ્રેસની સીધા સામનાની નીતિનો વિરોધ કર્યો હતો, એટલું જ નહિ પણ તેને આત્મઘાતક ગણાવી વ્યવસ્થિત રૂપમાં, સરકારે આપેલી સગવડોનો લાભ ઉઠાવી, સામનો કર્યો હતો. એક બાજુ ફાસીવાદનો વિરોધ થતો હતો અને બીજી બાજુએ ફાસિસ્ટો ને આક્રમણખોરો સામે લડવા માટે આઝાદી ચાહતી કોંગ્રેસના સામનાને તોડી પાડવામાં તેઓ મદદ આપતા હતા.

અને આ બધું એ વખતે તેમણે કર્યું હતું કે જ્યારે કોંગ્રેસ જીવનમરણનો જંગ ખેલતી હતી, એના પ્રાણપ્યારા નેતાઓ જેલમાં બેઠા હતા, એમના જીવનની ચિંતાથી હિંદુસ્તાન લોહીનાં આંસુ સારી રડતું હતું, અને જ્યારે આખા દેશમાં દમનનો કોરડો વિંઝાઈ રહ્યો હતો. એટલું સ્વીકારવું જોઈએ કે સામ્યવાદી પક્ષ ઉગ્ર શબ્દોમાં દમનનો વિરોધ કરતો હતો અને નેતાઓની મુક્તિની માગણી કરતો રહ્યો હતો, પરંતુ સાથોસાથ પ્રજાના બળને તોડવાના પ્રયાસો પણ એણે ચાલુ રાખ્યા હતા. પ્રજાના બળથી જ રાષ્ટ્રીય સરકાર સ્થાપી શકાય અને નેતાઓને જેલમુક્ત કરી શકાય એ સિદ્ધાંતની મૌખિક આરાધના થતી હતી, પરંતુ વહેવારમાં તેની અવગણના કરવામાં આ શિસ્તબદ્ધ સંસ્થાની સમગ્ર શક્તિ રોકાઈ ગઈ હતી. જે યુદ્ધનો વિરોધ કરતાં આખો દેશ સંકટના દાવાનળમાં સપડાયો હતો અને તેના નેતાઓ કારાગારમાં પુરાયા હતા તે યુદ્ધને સક્રિય સહકાર આપવાના કાર્યમાં આ સંસ્થા રોકાયેલી હતી. અને આટલેથી જ એ અટકી નહોતી! કોંગ્રેસની ગેરહાજરીમાં મુસ્લિમ લીગ જેવું પ્રત્યાઘાતી તત્ત્વ વિકાસ પામી રહ્યું હતું તેને બળ આપવામાં આ 'બિરાદરો'એ પોતાનો સમય, શક્તિ અને દ્રવ્ય ખરચવામાં કમીના રાખી નહોતી. અહીં એટલું નોંધવું જોઈએ કે આ બધાં ક્રાંતિકારીઓ પોતાને કોંગ્રેસનાં પનોતાં પુત્રપુત્રીઓ પણ ગણાવતાં હતાં!

આ પ્રત્યાઘાતો બતાવે છે કે જે દિવસોમાં કોંગ્રેસ ઉપર ઘા પડતા હતા અને એના ઉપરના જખમોમાંથી લોહી વહેતું હતું તે વખતે દેશના કેટલાય પક્ષો પોતપોતાની સ્વાર્થ-સાધનામાં મશગૂલ બન્યા હતા.

[૪]

## 'ખુલ્લો બળવો'

તા. ૮મીની મધરાતે જ્યારે 'હિંદ છોડો'ના ઠરાવને મંજૂરી આપીને મહાસમિતિના સભ્યોએ વિદાય લીધી ત્યારે મહાત્માજી અને રાષ્ટ્રપ્રમુખ તે પછીના પગલાનો વિચાર કરી રહ્યા હતા. તેમની ધારણા એવી હતી કે ગાંધીજી લૉર્ડ લિન્લિથગોને મળવાની માગણી કરશે અને વાઇસરૉય તેનો અસ્વીકાર કરશે નહિ. ગાંધીજી એવી આશા રાખતા હતા કે તેઓ વાઈસરૉયને કૉંગ્રેસનું દૃષ્ટિબિંદુ સમજાવી સમાધાન માટે મનાવી શકશે. તેમણે એવું પણ ધાર્યું હતું કે સમાધાનની કોઇ આશા નહિ રહે તો અહિંસક બળવાનો માર્ગ ખુલ્લો થશે, પરંતુ તે વિષેના પોતાના નિયમનો તેઓ પ્રજા સમક્ષ રજૂ કરી શકશે. આજે એમ લાગે છે કે ગાંધીજીની આ આશા વાસ્તવિકતા ઉપર રચાયેલી નહોતી.

કૉંગ્રેસ કારોબારીએ ૧૪મી જુલાઈએ ઠરાવ પસાર કર્યો, પછી જેમ દેશભરમાં જાગૃતિનાં પૂર ચઢાવવા લોકનેતાઓ પ્રાંતે પ્રાંતનો પ્રવાસ ખેડી રહ્યા હતા તે જ પ્રમાણે સરકારી તંત્રો પણ કૉંગ્રેસને કચડી નાખવાની યોજનામાં મશગૂલ

બન્યાં હતાં. સરકારપક્ષે સમાધાનનું વલણ બતાવતું એક પણ ચિહ્ન દેખાયું નહોતું; એટલું જ નહિ પરંતુ મહાસમિતિની બેઠક વેળાએ જ ગાંધીજીએ પોતે પ્રસિદ્ધ કરેલા ગુપ્ત સરકારી પરિપત્રમાં હિંદી સરકારનું માનસ સ્પષ્ટપણે વ્યક્ત થયું હતું.

તા. ૮મીની મધરાતે હજારો કોંગ્રેસીઓએ તો એમ ધારી જ લીધું હતું કે યુદ્ધ હવે આવી રહ્યું છે. ગાંધીજીની છેલ્લી સૂચનઓ પ્રજાએ ગંભીર ભાવે સાંભળી હતી. પરંતુ કોઈને એવો તો ખ્યાલ નહોતો જ કે થોડા કલાકમાં જ ગાંધીજી અને અન્ય નેતાઓ કારાવાસનાં દ્વાર પાછળ ધકેલાઈ જશે. વહેલી સવારે મુંબઇ ચોંકીને જાગી ઊઠ્યું ને જોયું તો પ્રજાના પ્રાણપ્રિય નેતાઓને સરકારે ઝડપી લીધા હતા. ટેલિફોનની ઘંટડીઓને ત્યારે મૂંગી બનાવી દેવામાં આવી હતી, છતાં એક છેડાથી બીજા છેડા સુધી વીજળીવેગે આ વર્તમાન ફેલાઈ ગયા. સાથોસાથ દમનની અનેક શક્યતાઓવાળું હિંદી સરકારનું નિવેદન પણ પ્રસિદ્ધ થયું. મુંબઇ શહેરમાં પોલીસનું રાજ હોય એવાં ચિહ્નો ઠેરઠેર જણાવા લાગ્યાં. એક રાતમાં જાણે દુનિયા પલટાઇ ગઇ! છેલ્લી રાતનો 'કરેંગે યા મરેંગે'નો નાદ લોકોના કાનમાં ગુંજતો હતો. સરકારી દમન આંખ સામે દેખાતું હતું. નેતાઓને ક્યાં લઇ જવામાં આવ્યા છે તે વિષે કશો ઉલ્લેખ કરવામાં આવ્યો નહોતો. લોકહૃદય ચિંતાથી ઘેરાયું અને તેના ઉપર ટિયરગૅસ તથા લાઠીનો ઉપયોગ થયો. પોલીસ-અધિકારીઓને નિર્દય હાથે કામ લેવાની સૂચના મળી હોય એમ જણાતું હતું.

ઓચિન્તા થયેલા આ આક્રમણથી જાગ્રત બનેલી જનતા ગભરાઈ ન ગઈ. આવા કોઈ પણ પ્રસંગે હડતાલ પાડી પોતાનો વિરોધ વ્યક્ત કરવા પ્રજા ટેવાયેલી હતી. નેતા વિહોણી જનતાએ સ્વયંભૂ હડતાલનો આશ્રય લીધો. આ હડતાલ માત્ર વેપારી બજારો પૂરતી જ રહેવા સર્જાયેલી નહોતી, સઘળો વહેવાર બંધ પાડવો જ જોઈએ. ટ્રામ અને બસ સર્વિસ કંપની થોડી જ બંધ રાખે? આથી આમ જનતાના રોષનો પ્રથમ ભોગ એ બન્યાં. સંખ્યાબંધ મોટર બસો સળગાવી દેવાઈ. મોટા ભાગનો ટ્રામ–વહેવાર ખોરવાઈ ગયો. રાષ્ટ્રીય આફતના આ પ્રસંગે મોટરમાં ફરવાનો અધિકાર કોઈને કેમ જ હોઇ શકે? આથી મોટરો અટકાવાઇ. વાહન–વહેવાર અટકાવવા તાર–ટેલિફોનના થાંભલા તોડી નંખાયા. રસ્તા વચ્ચે પ્રતિબંધો ઊભા કરાયા, ક્રાંતિના ઇતિહાસમાં સુપરિચિત એવાં સર્વ ચિહ્નો મુંબઇમાં અને દેશના અન્ય ભાગોમાં તરત જ નજરે પડવા લાગ્યાં. પોલીસ અને પોતાના નેતાઓને ચોરની જેમ ઉપાડી જનાર સરકારના હરકોઈ પ્રતિનિધિ પ્રત્યે તેમનો રોષ ઊછળી નીકળ્યો. પોલીસ સામે પથરા ફેંકાવા શરૂ થયા.

જેમ જેમ વધુ ને વધુ પોલીસ આવતી ગઇ તેમ તેમ લોક–જુવાળ વધુ ઉગ્ર બનતો ગયો. હથિયારબંધ પોલીસે દેખા દીધી. ત્રણ દિવસ સુધી આ સ્થિતિ ચાલુ રહી. પોલીસ અને લોકોનાં ટોળાંની અથડામણો થતી જ રહી અને પોલીસના ગોળીબારનો સામનો કરતાં કરતાં પાંત્રીસ માણસોએ પોતાના કીમતી જાનનાં બલિદાન આપ્યાં. બીજી મોટી સંખ્યા ઘવાઇને બિછાને પડી. દવાખાનાંઓ ઊભરાઈ

જવા લાગ્યાં. પછી તો મિલિટરીએ દેખા દીધા અને દરેક સ્થળે બને છે તેમ લોકજાગૃતિને દબાવવામાં મિલિટરીની રીતોથી પગલાં ભરાયાં. કોઈ પ્રકારની દોરવણી વિનાની નિઃશસ્ત્ર જનતા તેની સામે ટકી ન શકી. જાહેર પ્રદર્શનો બંધ થયાં અને સરકાર–વિરોધી તીવ્ર લાગણી ઉપરથી શાંત દેખાતા લોકોનાં દિલમાં ઊંડે ઊંડે ઘર કરી ગઈ.

મુંબઈએ સળગાવેલી ક્રાંતિની એ જવાળાઓ દેશભરમાં પ્રસરતી હતી. મહાસમિતિના અધિવેશન માટે આવેલા દેશ-ભરના કાર્યકરો પોતાની સગી આંખે આ બધું જોઈને પોતાના પ્રાંતોમાં પાછા ફરી રહ્યા હતા. પોતાના બીજા સાથીદારો કે નેતાઓનું મુંબઈમાં જે બન્યું તે પોતાનું પણ થવાનું છે તેની ખાતરી હોવાથી તેમાંના કેટલાક કોઈ પણ રીતે સરકારી નજર ચુકાવીને પણ પોતાની પ્રજા વચ્ચે પહોંચી જવાના નિર્ણય સહિત પાછા ફરી રહ્યા હતા. વર્તમાનપત્રો પણ અનેકવિધ બંધનો વચ્ચે આપેલા તૂટક–ફૂટક સમાચારો દેશને ખૂણેખૂણે પ્રસારી રહ્યાં હતાં, પરંતુ મુંબઈમાં શું બન્યું તેની પૂરી માહિતીના અભાવે દેશના બીજા ભાગોમાં ઉપરથી શાંતિ દેખાતી હતી અને તેથી જ ઇતિહાસમાં અમર નામના કરી ગયેલા હિંદી વજીર એમરીએ આમની સભામાં જાહેર કર્યું કે, મુંબઈ શહેરમાં કોંગ્રેસના આગેવાનો તથા મહાસમિતિની સભાએ ઊભી કરેલી ઉશ્કેરણીના પરિણામે થોડાંક તોફાનો થયાં છે, એ સિવાય બીજે બધે શાંતિ છે.

એમરીના એ ઉદ્ધત વક્તવ્યનો જવાબ આપવા માટે જ જાણે કે ન હોય તેમ તેના બીજા જ દિવસે કલકત્તામાં

મુંબઈનું પુનરાવર્તન શરૂ થયું. લોકોની પાસે કોઈ ચોક્કસ કાર્યક્રમ રજૂ થયેલો ન હતો, પરંતુ હિંદી વજીર એમરીએ તે પણ પૂરો પાડયો. તેમણે તા. ૯ મી ઓગસ્ટે સરકારી નીતિનો બચાવ કરતાં વાયુ-પ્રવચનમાં કહ્યું કે: "કોંગ્રેસના આગેવાનોને પકડયા ન હોત તો યુદ્ધપ્રયાસોને ભારે મુશ્કેલી આવી પડે તેવો કાર્યક્રમ તેમણે તૈયાર કર્યો હતો. રેલવે, તાર, ટપાલ વગેરે સર્વ વહેવારનાં સાધનો તેઓ બંધ પાડી દેવા માગતા હતા. રેલવેના પાટા ઉખેડી નાખી, પુલો તોડી નાખી, તાર-ટેલિફોનના થાંભલા ભાંગી નાખી તેઓ યુદ્ધ-પ્રયાસો બંધ પાડવાના હતા." તેમનું વાયુ-પ્રવચન ઉશ્કેરાયેલી જનતાને કાર્યક્રમ આપી ગયું. લોકોને એમ લાગ્યું કે જે ન થઈ શકે તે માટે આપણા પ્યારા નેતાઓને ચોરીથી ઉપાડી જવામાં આવ્યા છે તેથી તે જ આપણે કરી દેખાડવું. અને આ લાગણીના પરિણામે પહેલવહેલાં મદ્રાસ બાજુ ગંતૂર જિલ્લાની નજીકમાં માઈલો સુધી રેલવેના પાટા ઊખડી ગયા અને ટ્રેન-વહેવાર બંધ પડયો.

હિંદ સરકારની કારોબારીના એક સભ્ય શ્રી. અણે, જેઓ મદ્રાસ પ્રાંતના પ્રવાસે હતા તેઓ રસ્તામાં જ રખડી ગયા. પછી તો એ સમાચારે દેશભરમાં ઉશ્કેરાયેલી જનતાને એક કાર્યક્રમ પૂરો પાડયો અને હિંદ સરકારની કારોબારીના એક બીજા સભ્ય સર સી. પી. રામસ્વામી આયરને દિલ્હીથી ત્રાવણકોર પહોંચતાં સારી રીતનો વખત લાગ્યો અને પરિણામે તેમને જાહેર કરવું પડયું કે આખે રસ્તે ઠેકઠેકાણે તોડી પડાયલા રસ્તાઓ અને રખડી ગયેલા ડબ્બાઓ તેમને જોવા મળ્યા છે. ધીકતી ધરાની

નીતિનો વેર સહિત અમલ થઈ રહ્યો છે એમ તેમને કહેવું પડ્યું. પરંતુ આમાંથી બોધપાઠ શીખેલી સરકારે સમાચારો ઉપર ભારે અંકુશ મૂકી દીધો અને દેશના કોઈ પણ ભાગમાં બનતા બનાવોના ખબર બીજા ભાગને ન પડે તે માટે વર્તમાનપત્રોને એવા સઘળા બનાવો પ્રસિદ્ધ કરવા મનાઈ ફરમાવી દીધી.

આ દરમિયાન જાપાની આક્રમણની સીધી અસર નીચે આવવાની સંભાવનાવાળા બિહાર અને બંગાળના કેટલાક ભાગમાં જનતાએ ઉગ્ર પ્રતિકાર શરૂ કર્યો હતો. પટણા જેવું બિહારની રાજધાનીનું નગર આઠ દિવસ દુનિયાના બીજા ભાગથી છૂટું પડી ગયું હતું. ત્યાં બહારની દુનિયા સાથેનાં વ્યવહારનાં બધાં સાધનોનો નાશ કરવામાં આવ્યો હતો. બિહારના અનેક જિલ્લામાં સંગઠિત બનેલી જનતાએ સરકારી રાજતંત્ર નામશેષ કરી મૂક્યું હતું. પોલીસ–થાણાંઓનો કબજો જનતાએ લીધો હતો. સરકારી કચેરીઓ કામ કરતી બંધ થઇ ગઇ હતી. સરકારી અમલદારો કાં તો મોટાં શહેરોમાં ભાગી છૂટયા હતા, કાં પ્રજાની આણ નીચે આવી ગયા હતા. આનો પ્રતિકાર કરતાં કંઈકે પોતાના જાન ગુમાવ્યા હતા. આમ કરવા જતાં લોકોને પણ મોટી ખુવારી સહન કરવી પડી હતી. હજારોનાં ટોળાં પોલીસની બંદૂકની ગોળીઓની પરવા કર્યા વિના બ્રિટિશ સત્તાને નામશેષ કરવાના પોતાના પ્રયત્નોમાં લાગી ગયાં હતાં. લાઠીઓ કે ગોળીઓ તેમને દબાવી શકતી ન હતી. આથી તો અમુક જગ્યાએ એકઠાં થયેલાં ટોળાં ઉપર વિમાનમાંથી મશીનગન ચલાવી ગોળીઓનો વરસાદ વરસાવવામાં આવ્યો હતો.

જે સ્થિતિ બિહારના આ જિલ્લાઓની હતી તે જ સ્થિતિ સંયુક્ત પ્રાંતના અમુક પ્રદેશોની હતી. આવી જ સ્થિતિ બંગાળના મિદનાપુર જિલ્લામાં ઊભી થઇ હતી. એ જિલ્લાએ તો રીતસરની પ્રતિસરકારની સ્થાપના કરી હતી. સરકારી અધિકારીઓ અને પક્ષકારોની ધરપકડ અને સજાઓ પણ થતી હતી. તેથી તો જ્યારે એ જિલ્લો ભયંકર પ્રલયપૂરમાં સપડાયો ત્યારે પણ લોકો સામેનાં સરકારનાં પગલાંઓ બંધ પડયાં ન હતાં. વેર લેવા માટે અધિકારીઓએ દમન કરવામાં પાછું વાળીને જોયું ન હતું. સ્ત્રીઓ પરના અત્યાચારો, ભયંકર માર, ગોળીબાર, મકાનો સળગાવી દેવાં, વગેરે સામાન્ય બની ગયેલું. કોંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિ રાખનારને અનાજ તેમ જ જીવનની જરૂરિયાતોની અટકાયત વગેરે મહિનાઓ સુધી ચાલુ રહ્યું હતું.

મધ્ય પ્રાંત પણ શાંત ન હતો. પોલીસથાણાંઓ તથા સરકારી કચેરીઓનો કબજો લેવાના સામુદાયિક પ્રયાસો, પોલીસના ગોળીબાર, આષ્ટિ, ચિમૂર અને ચાંદામાં લોકોએ તેનો કરેલો સામનો અને તેના પરિણામે લશ્કર મોકલી આષ્ટિ અને ચિમૂરની જનતા ઉપર ગુજારવામાં આવેલા ભયંકર અત્યાચારોની કથા તો આજે જગજાહેર બની ગઇ છે. આચાર્ય ભણુશાળીના લાંબા અપવાસોએ એ ઘટનાને હિંદના ઇતિહાસમાં કદી ન ભૂંસાય એવાં અગત્ય અને ગૌરવ આપ્યાં છે.

સરદાર અને મહાત્માજીનું ગુજરાત એ વખતે શું કરતું હતું ? ગુજરાતને અહિંસક લડતોની જૂની તાલીમ મળેલી છે એટલે ત્યાં સરકારી દમનથી માથું ગુમાવી બેઠે-

લાઓએ ભાંગફોડની પ્રવૃત્તિ કરી તો ખરી, પરંતુ આ વખતે તો રાજતંત્ર અને યુદ્ધતંત્ર અટકાવવાનું હતું એટલે ગુજરાતની એકએક મિલના કામદારો તા. ૯ મીની બપોરથી જ હડતાલ પર ઊતરી ગયા હતા. અમદાવાદની એ હડતાલ હિંદના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. પરંતુ આ હડતાલ અમદાવાદ પૂરતી જ મર્યાદિત ન હતી. અમદાવાદ ઉપરાંત કલોલ, વિરમગામ, નડિયાદ, પેટલાદ, વડોદરા વગેરે બધે જ મિલો બંધ પડી હતી. શાળાઓ અને કૉલેજો સદંતર બંધ થઈ ગઈ હતી. વિદ્યાર્થીઓ ગામડાંમાં પ્રસરી ગયા હતા અને એક પણ અઠવાડિયું અમદાવાદમાં એવું ખાલી નહોતું જતું કે જ્યારે પોલીસને ગોળીબાર કરવાની ફરજ ન પડી હોય! એ જ વરસ પહેલાં હુલ્લડ વખતે મુસ્લિમ નામ સાંભળી ભાગતી અમદાવાદી જનતાની કાયરતા અદૃશ્ય થઇ ગઇ હતી અને બાર વરસથી પચીસ વરસની ઉંમરના યુવાનો ગોળીબારની પરવા કર્યા વિના પોલીસને રસ્તાઓ વચ્ચે છૂટા હાથે લડતો આપતા હતા.

આખા સામ્રાજ્યના પૂર્વ વિભાગમાં લશ્કરી સરંજામ અને હથિયારો માટે લોખંડ પૂરું પાડતા જમશેદપુરના કારખાનાના મજૂરો તા. ૨૦ મી ઑગસ્ટે રાષ્ટ્રીય સરકારની માગણી કરીને તેની સ્થાપના ન થાય ત્યાં સુધી હડતાલ ઉપર ઊતર્યા હતા. ત્રીસ હજાર મજૂરોની એ હડતાલે ત્યાંની જનતા પર એટલી અસર કરી હતી કે અમુક પોલીસોએ કામ પર આવવાનો ઈન્કાર સંભળાવી દીધો હતો. દરેક લડતમાં આગળ રહેતો સરહદ પ્રાંત બીજી ભાંગફોડ વગેરે પ્રવૃત્તિઓમાં મંદ જણાતો હતો, પરંતુ સરહદના ગાંધી ખાન

અબ્દુલ ગફારખાને શુદ્ધ સત્યાગ્રહી રીતે પ્રતિકાર શરૂ કર્યો હતો અને તેમની ધરપકડ વખતે તેમની સામે થયેલા બળના પ્રયોગે તેમને મહિનાઓ સુધી દાક્તરી સારવાર લેવાની સ્થિતિમાં મૂકી દીધા હતા.

*

આમ લડતનો એક-દોઢ માસ વ્યતીત થયો હતો. એ દરમિયાન સરકારી દમને અને સમાજના કેટલાક વર્ગોએ લડતમાં સાથ ન આપવાથી ઉગ્ર બનેલી યુવાન જનતા વધુ ઉગ્ર પગલાં લેવા તરફ ધકેલાઈ રહી હતી અને લડતનો એકાદ માસ પૂરો થતાં પહેલાં બૉંબનાં દર્શન થયાં, પરંતુ એ બૉંબોનો ઉપયોગ શરૂમાં સરકારી યુદ્ધ-પ્રયાસો અને યુદ્ધસામગ્રી સામે જ થતો હતો. પાછળથી આઘાત-પ્રત્યાઘાતન્યાયે કેટલાક જુવાનોએ તેને વ્યક્તિઓ સામે પણ વાપર્યા હતા. મુંબઈ, પૂના, અહમદનગર, કાનપુર, દિલ્હી વગેરે કેટલાંક શહેરોમાં તેને પરિણામે થોડાક જાનોની ખુવારી પણ થઈ હતી. પરંતુ એ ખુવારી આંગળીને વેઢે ગણી શકાય તેથી વધારે તો નહોતી જ.

વાહન-વહેવાર અને સરકારી તંત્ર ખોરવી નાખવાની પ્રવૃત્તિએ કેટલાંક સ્થળોએ 'ગેરીલા' લડાઇનું સ્વરૂપ પકડયું હતું. કેટલીક ટોળીઓ રચાઈ હતી કે જેઓ શસ્ત્રોનો સાથ લઈ, સરકારી પોલીસ-ચોકીઓ અને એવાં સ્થળો ઉપર હુમલા કરતી, રેલવે-વહેવાર અટકાવતી, સ્ટેશનો સળગાવી મૂકતી, પોલીસોનાં હથિયારો ઉઠાવી જતી. પણ આવા લોકોને હાથે મોટા પાયા ઉપર જાનની ખુવારી થઈ નથી.

એ લોકો આ બધું કરવા છતાં સ્વરક્ષણનાં કારણ વિના કોઇનો જાન ન લેવાની નીતિને વળગી રહ્યા હતા.

કર્ણાટકમાં ભાંગફોડ તથા બળજબરીથી વસૂલ કરેલા દંડો પાછા પડાવી લેવાની પ્રવૃત્તિ લગભગ બાર મહિના સુધી ચાલુ રહી હતી. તેને દાબવાના બધા પ્રયાસો નિષ્ફળ નીવડયા હતા.

મહારાષ્ટ્રના સતારા જિલ્લામાં અને કોલ્હાપુર રાજ્યમાં ગેરીલા ટુકડીઓની પ્રવૃત્તિ ઘણા લાંબા સમય સુધી ચાલુ રહી હતી. સિંધ પ્રાંત પણ આ વિદ્રોહમાં શાંત નહોતો રહ્યો. આસામે તો અદ્‌ભુત વીરતાનાં દર્શન કરાવ્યાં હતાં. નાનકડો ઓરિસ્સા પ્રાંત પણ ઘણઘણી ઊઠયો હતો.

સરકારી દમનના પ્રકારો પણ ભિન્ન ભિન્ન હતા. ગોળીઓ વાપરવાનું સાવ સહેલું બની ગયું હતું. લાઠીઓનો તો કંઈ હિસાબ જ નહોતો. કાયદાનું અસ્તિત્વ દમન સિવાય બીજે કોઈ સ્થળે હતું નહિ. ફૂલ જેવાં બાળકો પણ વિંધાઈ જતાં હતાં અને હિંદી નારી ઉપર અત્યાચાર ગુજારવાના સેંકડો પ્રસંગો બન્યા હતા. સંખ્યાબંધ યુવાનો પર ફટકાની સજા વરસાવવામાં આવી હતી. સામુદાયિક દંડો દ્વારા પ્રજાને લૂંટી લેવામાં કશી કમીના રાખવામાં આવી નહોતી. અનેક સ્થળોએ પોલીસો પણ લૂંટ અને આગમાં ભાગીદાર બન્યા હતા. જ્યાં પ્રજાનો સામનો બળવાન હતો ત્યાં ગામોનાં ગામને સળગાવી દેવામાં આવ્યાં હતાં અને આ ધરતી પર કોઈ ગામ હતું કે નહિ તેની પણ સાબિતી ન મળી શકે તે રીતે તે જમીન પર હળો ફેરવાયાં હતાં.

*

આ ઘોર દમનની સાથોસાથ નવા નવા વટહુકમો નીકળ્યા જ કરતા હતા. ખાસ અદાલતો દ્વારા ભયંકર શિક્ષાઓ થતી હતી. હાઈકોર્ટ અને ફેડરલ કોર્ટના આ ફતવાઓની સામેના ચુકાદા આવ્યા છતાં એકથી બીજા સ્વરૂપમાં તેમનું સર્જન થયા જ કરતું હતું. ગમે તેવી ક્રૂર શિક્ષાને કાયદામાં નામ આપી શકાય એ સ્થિતિ આવી હતી. સામુદાયિક દંડોમાંથી મુસ્લિમો, હરિજનો, સરકારી નોકરો અને અમલદારો વગેરેને બાદ કરી બાકીના પાસેથી દરોડા પાડી હાથ આવે તે ઉપાડી જવામાં આવતું હતું. સરકારી દમનનીતિ અંગે આ ભેદ પાડીને સાબિત કરવામાં આવ્યું હતું કે આ તોફાન હિંદુઓનું, અને તેમાં પણ સવર્ણ હિંદુઓનું જ છે. હિંદુઓને કોંગ્રેસ સામે રોષ પેદા થાય અને કોંગ્રેસ તૂટી પડે એવી નેમ આ ભેદની પાછળ કામ કરી રહી હતી.

દમન અને વીરતાના–આંસુ અને લોહીના–પ્રાંતવાર આંકડાઓ આપણે જોઈએ.

[ ૫ ]

# માત્ર આંકડા જ!

વડી ધારાસભામાં એક પ્રશ્નનો જવાબ આપતાં સરકારી સભ્યે નીચે પ્રમાણે વિગત રજૂ કરી હતી:

"૬૦૨૨૯ માણસોને પકડવામાં આવ્યા. ૧૮૦૦૦ની જનસંખ્યાને અટકાયતમાં રાખવામાં આવી. ગોળીબારથી ઘવાયેલાની સંખ્યા ૧૬૩૦ હતી. આ ઘવાયેલા ઉપરાંત ૯૪૦ માણસો મરણ પામ્યા. પોલીસે ૫૩૮ પ્રસંગોએ ગોળીબાર કર્યો અને ૭ સ્થળોએ વિમાનોનો ઉપયોગ કરી મશીનગનો ચલાવવામાં આવી.

નુકસાનનું પ્રમાણ પણ ઓછું નહોતું. લગભગ દોઢ લાખ રૂપિયાની સરકારી મિલકતો નાશ પામી. હજારો લોકોનાં ટોળાં. રેલવે સ્ટેશનો, તાર અને પોસ્ટ-ઑફિસો, ટેલિફોન કંપનીઓ, રેલવે ચોકીઓ અને પોલીસ-મથકો પર હલ્લા લઈ ગયાં હતાં. ૩૫૦૦ જગ્યાએ તાર-ટેલિફોનનાં દોરડાં કપાયાં. ૪૦ સ્થળે આગગાડીઓ ઊથલી પડી હતી. ૨૫૦ ઉપરાંત સ્ટેશનોને નુકસાન પહોંચ્યું હતું. ૫૫૦ થી વધુ પોસ્ટ-ઑફિસો તેમાં સપડાઈ હતી. ૧૧૫ થી વધારે

પોલીસ-સ્ટેશનો સળગાવવામાં આવ્યાં હતાં. મુંબઈ, કલકત્તા, દિલ્હી, નાગપુર વગેરે સ્થળોએ ' કોંગ્રેસ રેડિયો ' નામે ઓળખાતાં રેડિયો-મથકો સ્થપાયાં હતાં.'

એમાં તો શંકા જ નથી કે આ વિગતો પણ અધૂરી અને ભરમાવનારી છે. પ્રાંતેપ્રાંતની કોંગ્રેસ સમિતિઓએ કેટલાક અહેવાલ તૈયાર કર્યા છે અને કેટલાક લેખકોએ, ખાસ કરીને યુક્તપ્રાંતના પાર્લામેન્ટરી સેક્રેટરી શ્રી. ગોવિંદસહાયે પરિશ્રમપૂર્વક તે જુદા જુદા પ્રાંતોના આંકડાઓ મેળવ્યા છે. પરંતુ ૧૯૪૨ ના બળવા અંગે પ્રસિદ્ધ થયેલું ભિન્ન ભિન્ન સાહિત્ય જોતાં એમ લાગ્યું છે કે કોઈ સ્થળે સત્તાવાર અને સંપૂર્ણ આંકડાઓ એકઠા થયા નથી. આમ છતાં સરકારી અહેવાલો અને શ્રી. ગોવિંદસહાયના પુસ્તકના આધારે જે આંકડા મળી શક્યા છે તે પ્રાંતવાર અહીં રજૂ કર્યા છે :

## મુંબઈ

મુંબઈ પ્રાંતમાં પકડાયેલાની સંખ્યા ૧૦૫૨૪ની, અને અટકમાં લેવાયેલાની સંખ્યા ૯૮૨ની હતી. ગોળીબારથી ઘવાયેલા ૯૩૨ હતા તો મૃત્યુની જ્વાળામાં ૨૦૦ વીરો હોમાઈ ગયા હતા. પોલીસે ૭૪ વાર ગોળીઓ ચલાવી ને સરકારે રૂ. ૧૧૩૭૫૦નો સામુદાયિક દંડ નાખ્યો. વિશેષ હકીકત અડાસ ને ડાકોરનાં ગોળીબારના હત્યાકાંડો.

## બિહાર

બિહાર પ્રાંતમાં પકડાયા ૩૩૧૧૩, અટકમાં લેવાયા ૮૩૧; ૧૭૯૭ મૃત્યુ પામ્યા ને ૩૦૦૪ ઘવાયા; સરકારે

૩૦૮૫૮૪૪ રૂ. નો સામુદાયિક દંડ નાખ્યો. ૧૨૨ વાર ગોળીઓ ચલાવી; લોકોનાં ટોળાંએ ૮૨ થાણાંનો કબજો લીધો, ૧૧૫ માઈલ સુધીની રેલવે ઉખાડી નાખી; ૩૩ સ્ટેશનો બાળ્યાં ને ૨૦ પોસ્ટઑફિસો લૂંટી. વિશેષ હકીકત: અમલદારોએ ૯૦ હજાર રૂપિયાની લૂંટ કરી. ત્યાંના ખાદી ભંડારને ૪૨૧૨૨ રૂ. નું નુકસાન પહોંચાડ્યું; ૫૦૦ પરિવારોનાં ઘરો લૂંટયાં. હિંદુમુસ્લિમ બંને કોમે લડતમાં ભાગ લીધો.

## આસામ

આસામમાં પકડાયેલાની સંખ્યા ૩૩૪૭, ને અટકમાં લેવાયેલાની સંખ્યા ૩૬૬ની હતી; ૧૦૦૦ આદમી ગોળીથી ઘવાયા ને ૭૮–૮૦ ગોળીબારથી મૃત્યુ પામ્યા. સરકારે ૩૮૬૭૧૧ રૂ. નો સામુદાયિક દંડ લોકો ઉપર નાખ્યો. લોકોએ ૬ ગાડીઓ ઉથલાવી અને એમ થવાથી ૧૫૦ લોકોના જાન ગયા.

## યુક્તપ્રાંત

આ પ્રાંતમાં ૧૫૧૪૨થી વધુની ધરપકડ કરવામાં આવી. ૫૩૧૭ને અટકમાં રાખ્યા; ૨૨૭ ગોળીબારથી ઘવાયા ને ૧૩૩ ગોળીનો ભોગ બન્યા. ૩૪૯૯૩૮૦ રૂ. નો પ્રજા ઉપર સામુદાયિક દંડ નાખવામાં આવ્યો. લોકોએ ૨૧ થાણાંનો કબજો લીધો; ૧૬૬ સ્થળે તાર ને ટપાલ લૂંટયાં. ૩૩૭ જગ્યાએ તાર કાપી નાખવામાં આવ્યા. ૧૫ સ્ટેશનો બાળવામાં આવ્યાં. ૧૪ રેલગાડીઓ પર હુમલો કરવામાં આવ્યો. ૭૦ સ્થળે વીજળી સપ્લાય કં. પર આક્રમણ કર્યું. સડક તોડી નાખવાના બનાવો ૮૪ સ્થળે બન્યા હતા અને નહેર

કે બીજાં સ્થળો પર ૪૦ આક્રમણો થયાં હતાં. વિશેષ હકીકતઃ બાલિયાએ અદ્‌ભુત બલિદાનની કથા સર્જી.

### મધ્યપ્રાંત

મધ્યપ્રાંતમાં ગિરફ્તારીનો આંકડો ૨૦૦૦, અટકમાં લેવાયેલાની સંખ્યા ૩૧૨૪ની હતી. પોલીસે ૩૦ વાર ગોળી ચલાવી હતી. મૃત્યુ પામનારની સંખ્યા ૩૪૧ ને ઘાયલની ૧૬૦ હતી. ૧૧૭૧૮૮ રૂ.નો સામુદાયિક દંડ નાખવામાં આવ્યો હતો. વિશેષ હકીકત : ચિમૂર–આષ્ટિની ભવ્ય બલિદાન ગાથા. સ્ત્રીઓ ઉપર પણ અમાનુષી બળાત્કાર.

### બંગાળ

બંગાળમાં અટકમાં લેવામાં આવ્યા ૨૦૦૦ આદમી; ગિરફ્તારી ૨૬૪૬ ની. ૪૨ વાર ગોળીકાંડ; સામુદાયિક દંડ રૂ. ૮૫૦૦૦ નો : મર્યા ૧૨૯. ૧૧૮ ટપાલપેટીઓ બાળી; ૫૭ યુનિયનબોર્ડોને નુકસાન, ૧૪ પોસ્ટ ને સરકારી બંગલાઓ; ૫૮ થાણા પર હુમલા થયા; ૬૯ સ્થળે તાર કપાયા; ૧૪ પાટા ઉખેડનાના બનાવ. વિશેષ હકીકત : મિદનાપુર, મામખુક ને કન્ટાઈમાં ભયંકર ત્રાસ, ને અત્યાચાર; એકેક આદમીનો હજાર હજાર રૂપિયા દંડ.

### મદ્રાસ

ગિરફ્તાર ૪૫૫; અટકમાં લેવાયા ૧૬૬. ૧૬ને ફાંસી અપાઈ; ૩૨ મર્યા, સામુદાયિક દંડ ૯૨૫૦૦૦ રૂ. નો. ૧૫૦૦ તાર કાપ્યા; ૧૧૮થી વધુ રેલવે સ્ટેશનો બાળ્યાં; ૩૦ માઈલ સુધી પાટા ઉખેડયા. ૨ માલગાડીઓ ઉથલાવી પાડવામાં આવી. વિશેષ હકીકત : ભીમાવરમે વધુમાં વધુ યાતનાઓ સહી, બલિદાન દીધું.

### દિલ્હી

મર્યા ૧૫૦; ગિરફતાર ૨૦૦.

### અજમેર-મેરવાડા

૧૫૦૦૦ની સંપત્તિ જલાવી દીધી.

### સિંધ

ગિરફતાર ૨૪૦૦; અટકમાં ૨૦૦.

### સરહદ

૨૫૫૮ ગિરફતાર, ૭૦૮ ને અટકમાં લીધા અને ૧૦૦૦ ઘાયલ થયા.

### દેશી રાજ્યો

બધાં દેશીરાજ્યો મળીને કુલ્લે ગિરફતાર ૩૭૫૬, મર્યા ૧૭૬ ને ઘાયલ થયા ૯૫૦; અટકમાં ૭૨. ૨૦૫૦૦૦ રૂ. નો સામુદાયિક દંડ. વિશેષ હકીકત: ૧૦ લાખથી વધારેની માલમતા લૂંટાઈ ગઈ.

